॥ अर्हम् ॥

# પ્રાચીન તીર્થમાળા-સંગ્રહ.

## ભાગ ૧ લો.



સંશોધક,

શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ.



પ્રકાશક

અમૃતલાલ છગનલાલ.

અનોપચંદ નરસિંહદાસ.

સે. શ્રીયશોવિજયજી જૈન ગ્રંથમાળા.

ભાવનગર.



વીર સં. ૨૪૪૮ ] [ સં. ૧૯૭૮



કિં. રૂ. ૨-૮-૦

# પ્રસ્તાવના.

કોઈપણ વસ્તુ પ્રકાશમાં આવ્યા પછી-નવીન આકારમાં સ્હામે ઉભા થયા પછી તેનુ જે મહત્ત્વ સમજવામા આવે છે તે, જ્યા સુધી તે વસ્તુ અધારામાં હોય છે-આચ્છાદિત હોય છે, ત્યા સુધી સમજવામા આવતુ નથી. આ વાતની ખાતરી ઐતિહાસિક રાસસગ્રહના એક પછી એક ભાગો બહાર પાડવાની અમારી પ્રવૃત્તિએ સમ્યક્ રીત્યા કરી આપી છે. જે રાસાઓને પ્રાચીન ભંડારમાં કોઇ અડતું પણ નહિ, અને જેને ભડારોમાથી બાતલ કરી નદીના પ્રવાહમાં વ્હેતા કરવા જેવા સમજવામા આવતા, તે રાસાઓ, ઇતિહાસના સ્વાંગમાં બહાર આવતાં તે ઇતિહાસપ્રેમિઓને કેટલા પ્રિય અને ઉપયોગી થઇ પડ્યા છે, તે તેના વાચનારા સારી રીતે જાણે છે આવુજ એક અગ-ઇતિહાસનું એક અંગ-પ્રાચીન તીર્થમાળાઓ પણ છે. આ વાતની ચોક્કસ ખાતરી 'પ્રાચીન તીર્થમાળા સંગ્રહ' નો આ પ્રથમ ભાગ જોવાથી થઇ શકશે.

આજ કાલ તીર્થની યાત્રા કરનારા કેટલાક કવિઓ-મુનિરાજો-તે તીર્થની યાત્રાનુ વર્ણન આલેખતા, જેમ તે ભગવાનનાં માતા-પિતાનાં નામ, ભગવાનના કુડલ, બાજુબંધ અને ભગવાનના નેત્રોનુ વર્ણન કરવામા પોતાની 'યાત્રા વર્ણન' ની સાર્થકતા સમજે છે, તેવી રીતે પ્રાચીન કવિઓ-યાત્રાના વર્ણનો લખનારાઓ 'યાત્રા વર્ણન' ની સાર્થકતા ન્હોતા સમજતા. તે કવિઓ યાત્રાના વર્ણનો લખવામા ખાસ કરીને, જેને આપણે ઇતિહાસોપયોગી બાબતો કહીએ છીએ, તેનુ વર્ણન કરતા હતા આ વિભાગના વાંચનારાઓ જોઈ શકશે કે-આ તીર્થમાળાઓમા પ્રાચીન નગર-નગરીયોનાં વર્ણનો, જુદા જુદા દેશોની સ્થિતિઓ, જુદા જુદા દેશના મનુષ્યોના રીત-રીવાજો અને તે વખતના રાજાઓનાં નામો વિગેરે કેટલીએ જાણવાજોગ-ઇતિહાસોપયોગી બાબતોનુ વર્ણન કરવામા આવેલુ છે, અને તેથીજ મારૂં એ માનવુ છે કે-પ્રાચીન રાસાઓ, કે જેમાં ઘણે ભાગે આચાર્યોનાં જીવન ચરિત્રો કે એવી બીજી બાબતો આલેખવામાં આવેલી હોય છે, તેના કરતાં પ્રાચીન તીર્થમાળાઓ કોઈ પણ રીતે ઇતિહાસને માટે ઉતરતુ સાધન નથી. અને તેથીજ એવી પચીસ તીર્થમાળાઓનો આ એક સગ્રહ પ્રથમ ભાગ તરીકે બહાર પાડવાનુ ઉચિત ધાર્યું છે.

વાંચકો જોઇ શકશે કે-આમાં આપેલી પચીસે તીર્થમાળાઓ લગભગ જુદા જુદા સમયના જુદા જુદા કવિઓની કૃતિયો છે, તેમ છતાં ઘણી ખરી તીર્થમાળાઓમા એકનાં એક તીર્થોનું વર્ણન આલેખાએલું છે. આવી સ્થિતિમાં પચીસે તીર્થમાળાઓનો જુદો જુદો સાર આપવામાં વારવાર પુનરૂક્તિ થવાનો સંભવ જણાયો, અને તેથીજ પચીસે તીર્થમાળાઓમાં આવેલાં તીર્થોને પાંચ વિભાગોમાં વ્હેંચી નાખી પ્રત્યેક વિભાગથી સબંધ રાખનારી તીર્થમાળાઓમાં તે તે તીર્થોના સબધમાં શું શું લખવામાં આવેલું છે, તેમ કયા કયા કવિઓ કઇ કઇ બાબતોમા જુદા પડે છે, તે બતાવવા પ્રયત્ન કર્યો છે. આથી કોઇ પણ વાચક 'સંક્ષિપ્તસાર' જોતાંજ પચીસે તીર્થમાળાઓમાં આવેલ ઐતિહાસિક બાબતો અને જુદા જુદા સમયની તે તે તીર્થોની સ્થિતિઓ અનાયાસથી મેળવી શકશે

એમા તો કાંઇ સશયજ નથી કે સસાર પરિવર્તનશીલ છે. સસારની કોઇ પણ જાતિ, ધર્મ, દેશ, ગામ, નગર કે કોઇ પણ પદાર્થ આ પરિવર્તનતાના પંજાથી બચ્યો નથી. સમયના વ્હેવા સાથે સૌમા પરિવર્તન થાય છે જ. અને એજ પ્રમાણે આપણી પ્રાચીન નગરિઓમા પણ પરિવર્તન થયેલું છે, તે એટલે સુધી કે-તે નગરિઓના અસલી સ્થાનોનો નિશ્ચય કરવો પણ અત્યારે અશકય જેવો થઇ પડ્યો છે આ વાત સંક્ષિપ્તસારના પૃ ૬, ૧૯, ૨૨, ૩૨ માં આપેલી **કોશાંબી, વાણિજગામ, ક્ષત્રિયકુંડ, અને ઋજુવાલુકા-જંભીગામ** ઉપરની નોટો જોવાથી સપૂર્ણ રીતે સમજી શકાશે. આ અને આવીજ બીજી નોટોમાં તે તે ગામો અને સ્થાનો સબધી યથાશકય શોધો કરી મે મારા અભિપ્રાયો જણાવ્યા છે. પરન્તુ આથી પણ વધારે શોધ કરી કોઇ ઇતિહાસ પ્રેમી વધારે પ્રમાણભૂત બાબતો બહાર પાડશે, તો તે ઇતિહાસક્ષેત્રમા આશીર્વાદરૂપ થઇ પડશે.

મારા ઐતિહાસિકરાસસગ્રહના ભાગોની માફક આ સંગ્રહની તીર્થમાળાઓની મૂળ ભાષા જેમની તેમ કાયમ રાખી છે. તે એટલા માટે કે તે તે સમયની લખાણ પદ્ધતિ અને ભાષા સહજ સમજી શકાય.

આ પ્રસગે હું કિશનગઢના ભડારના કાર્યવાહકો, તાજપુરના યતિજી, બજાણાના યતિ પ્રેમવિજયજી, પાલીતાણાની આ. ક. ની પેઢી, લુણાવાના યતિ સૌભાગ્યવિજયજી, જયપુરવાળા પ૦ ચદ્રધર ગુલેરી બી. એ. અને ભાવનગરની શેઠ. ડોસાભાઇ અભેચદની પેઢીના કાર્યવાહકોને ધન્યવાદ આપવો

ભૂલીશ નહિ કે-જેમણે પોતાના હસ્તકના ભંડારમાંની અથવા પોતાની પાસેની પ્રતિઓ આપી મારા આ કાર્યમાં મને સહાયતા કરી છે.

પ્રાચીન ભંડારો તપાસતાં આવી અનેક તીર્થમાળાઓ હજુ પણ ઉપલબ્ધ થયા કરે છે. અને તે આવી ભાષાનીજ નહિ, પરન્તુ સંસ્કૃત અને પ્રાકૃત તીર્થમાળાઓ પણ મળી આવે છે, જેમ કે-પ્રાકૃતમાં મહેંદ્રપ્રભસૂરિકૃત અને સંસ્કૃતમાં જિનપતિસૂરિકૃત તીર્થમાળાઓ મળે છે. આ અને આવી બીજી જે જે તીર્થમાળાઓ ઉપલબ્ધ થાય તે બધી જો પ્રકાશિત થાય તો મારૂં માનવું છે કે-ઇતિહાસક્ષેત્રમાં તે દ્વારા પણ ઘણું સારૂ અજવાળું પડી શકે. આશા છે કે-અન્યાન્ય ઇતિહાસ પ્રેમિઓ આ દિશા તરફ અવશ્ય પોતાની પ્રવૃત્તિ લઇ જશે.

પ્રાન્તે—મારા ઐતિહાસિક રાસ સંગ્રહના ભાગોની માફક પ્રાચીન તીર્થમાળાનો આ ભાગ પણ ઇતિહાસપ્રેમિયોને ઉપયોગી નીવડે, એમ ઇચ્છી મારા આ વક્તવ્યને અહિંજ સમાપ્ત કરૂં છું.

શિવપુરી (ગ્વાલીયર).
અશાડ સુ ૧૫, વી. સં. ૨૪૪૮

વિજયધર્મસૂરિ.



# અનુક્રમણિકા.

## સંક્ષિપ્ત–સાર.

## મૂલ તીર્થમાળાઓ.

॥ अर्हम् ॥

# સંક્ષિપ્ત-સાર



આ સંગ્રહમાં એકંદર ૨૫ તીર્થમાળાઓ આપવામા આવી છે. આ બધીએ તીર્થમાળાઓ જુદા જુદા સમયમાં, જુદા જુદા કવિયોદ્વારા બનેલી છે; અતએવ એકજ તીર્થનુ કે એકજ દેશનું વર્ણન હોવા છતા જુદા જુદા સમયમા લખાએલું હોઇ તેમા કેટલેક સ્થળે ફેરફાર પણ જોવામા આવે છે. આ ફેરફાર કયાં કેટલા અંશે છે તે, અને તે ઉપરાન્ત પ્રત્યેક તીર્થમાળા કોણે, કયા સમયમા અને કયા ઉદ્દેશ્યથી બનાવી, એ બધું બતાવવા માટે આ **સંક્ષિપ્ત-સાર** લખવા ઉચિત ધાર્યો છે.

આ સંગ્રહમા આપેલી પચીસ તીર્થમાળાઓમા કેટલીક એવી છે કે જેમા કેવળ **પૂર્વ** દેશનાં તીર્થોનું વર્ણન કરવામા આવ્યું છે; કેટલીક એવી છે કે જેમા ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ, મેવાડ અને દક્ષિણના તીર્થોનું વર્ણન આવી જાય છે, કોઇ એવી છે કે-જેમા **પૂર્વ-પશ્ચિમ**-ઉત્તર-**દક્ષિણ**, એ ચારે દિશાઓનાં તીર્થોનું વર્ણન છે, જ્યારે કેટલીક તીર્થમાળાઓમાં તો કેવળ એક એક તીર્થ કે એક એક નગરનાજ મંદિરોનું વર્ણન કરવામાં આવ્યું છે. આવી સ્થિતિમાં પ્રત્યેક તીર્થમાળાનો ટૂંકસાર આપવો પાલવી શકે નહિં, કારણ કે તેમ કરવાથી એક તીર્થમાળામાં જે વર્ણન આવ્યું હોય, તેજ બીજીમાં પણ આવે. એટલા માટે આ પચીસે તીર્થમાળાઓના હું અહિં પાચ વિભાગો પાડીશ. તે પાંચ વિભાગો આ છે:—૧ **પૂર્વદેશીય તીર્થોની હકીકત પૂરી**

પાડનાર, ૨ સિદ્ધાચળ તીર્થ સંબંધી, ૩ ગુજરાત, કાઠીયાવાડ, મારવાડ, મેવાડ અને દક્ષિણનાં તીર્થો સંબંધી, ૪ પાર્શ્વનાથનાં નામો અને તીર્થો સંબંધી, અને ૫ પરચૂરણ. આ પરચૂરણ વિભાગમાં એક એક ગામના દેરાસરોના વર્ણનવાળી અને શાશ્વત તીર્થો બનાવનારી તીર્થમાળાનો સમાવેશ કરીશ.

અનુક્રમે પ્રત્યેક વિભાગ સાથે જે જે તીર્થમાળાઓ સંબંધ ધરાવે છે, તે તે તીર્થમાળાનો પરિચય આપીને તીર્થમાળાઓમાં ખાસ જાણવા જેવી કઈ કઈ બાબતો છે તે અને તે તીર્થમાળાઓના વર્ણનમાં પરસ્પર ક્યાં ભિન્નતા છે, તે બતાવવાનો પ્રયત્ન કરીશ.



# પૂર્વદેશીય તીર્થો.



આની સાથે સંબંધ ધરાવનારી કુલ પાંચ તીર્થમાળાઓ છે:—



ઉપરની પાંચ તીર્થમાળાઓમાં **પહેલી** તીર્થમાળા **વિદ્યાસાગરના** પ્રશિષ્ય અને **સહજસાગરના** શિષ્ય **વિજયસાગરે** બનાવી

છે આ તીર્થમાળા બનાવ્યાનો સંવત્ કવિએ આપ્યો નથી; પરન્તુ જે પ્રતિ ઉપરથી આ તીર્થમાળા છપાવવામા આવી છે, તે પ્રતિ કર્ત્તા વિજયસાગરના શિષ્ય હેતુસાગરે સં. ૧૭૧૭ મા કૃષ્ણગઢ (કિશનગઢ) મા લખેલી છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સ ૧૭૧૭ ની પહેલા આ તીર્થમાળા બનેલી છે. વળી આ તીર્થમાળામા પાલગંજ—સમેતશિખરના રક્ષક રાજાનું નામ પૃથ્વીમલ્લ આપ્યું છે અને ઉપર બતાવેલી ત્રીજી તીર્થમાળામા પં૦ જયવિજયજીએ પણ પૃથ્વીચંદ્ર (પૃથ્વીમલ્લ) આપ્યુ છે. એટલે આ તીર્થમાળા પણ લગભગ તે સમયની એટલે સં. ૧૬૬૪ ની આસપાસનીજ હોવાનુ અનુમાન થાય છે.

આ તીર્થમાળામા **સમ્મેતશિખરની યાત્રા માટે આગરેથી** નીકળેલા સઘે જે જે તીર્થોની યાત્રાઓ કરી, તે બધાં તીર્થોનું વર્ણન આપવામા આવ્યું છે. જો કે નામ તો કવિએ ' સમ્મેતશિખર–તીર્થમાળા ' આપ્યુ છે. કવિએ જણાવ્યું નથી કે–કયા સઘવીએ આ સઘ કાઢયો હતો અને તે કયારે કાઢયો હતો ? પરન્તુ આ સઘે **પાટલીપુર ( પટણા )** ની યાત્રા વખતે ત્યા **હીર**વિજયસૂરિના પગલાંની યાત્રા કર્યાનુ કવિએ જણાવ્યુ છે, એ ઉપરથી સમજાય છે કે આ સઘ સ ૧૬૫૨ પછી નીકળેલો હોવો જોઈએ. કારણ કે સ. ૧૬૫૨ મા હીરવિજયસૂરિએ કાળ કર્યો હતો, એટલે તે પછી સ્થાપન થયેલા તે પગલાની જ્યારે આ સઘે યાત્રા કરી છે, ત્યારે ઉપરનુ અનુમાન વ્યાજબીજ જણાય છે.

**બીજી** ચૈત્યપરિપાટી હેમવિમલસૂરિના આજ્ઞાધારક **કમલધર્મ**ના શિષ્ય **હંસસોમે** બનાવી છે. કવિએ રચ્યાનો સવત્ આપ્યો નથી, પરન્તુ **ચંદેરી**[1]થી નીકળેલા આ સંઘે સવત્

---

૧ આ ગામ, **ગ્વાલીયર** સ્ટેટમાં આવેલ છે અને તે **લલિતપુર** સ્ટેશનથી લગભગ ૨૧ માઇલ ઉપર છે આ ગામ પ્રાચીન સમયમાં પૂર જાહોજલાલીવાળુ હતુ. ' **આઇન–ઇ–અકબરી** ' મા લખ્યુ છે કે અહિં ૧૪૦૦૦ પત્થરના મકાનો અને ૧૨૦૦ મસજીદો હતી. અત્યારે તો માત્ર અહિં લગભગ ચાર હજાર માણુસનીજ વસ્તી છે.

૧૫૬૫ માં આ યાત્રા કરી એમ જણાવ્યુ છે, એથી સમજાય છે કે–આ તીર્થમાળાનો સમય ૧૫૬૫ નો છે. આમાં ચંદેરીથી નીકળેલા સંઘે પૂર્વદેશનાં જે જે તીર્થોની યાત્રા કરી તેનું વર્ણન કરવામાં આવ્યું છે. આ કવિએ પણ ચંદેરીથી ક્યા સંઘવીએ સંઘ કાઢયો હતો, એ જણાવ્યું નથી.

ત્રીજી તીર્થમાળા કલ્યાણવિજયજીના શિષ્ય [1]જયવિજયે સં. ૧૬૬૪ માં બનાવી છે. સમ્મેતશિખરની યાત્રા માટે આગરાથી સંઘવી બિંબૂ અને કુંઅરજીએ સંઘ કાઢયો હતો. આ સંઘે પૂર્વદેશના જે જે તીર્થોની યાત્રા કરી એનું એમાં વર્ણન છે.

**ચોથી** તીર્થમાળા કવિ લાલવિજયજીના શિષ્ય પં૦ સૌભાગ્યવિજયજીએ સં. ૧૭૫૦ માં બનાવી છે. આ કવિએ પોતાનો પરિચય તીર્થમાળાની અંતમા સારી રીતે આપ્યો છે. ( જૂઓ પૃ. ૯૯–૧૦૦ ) આ તીર્થમાળામાં કવિએ કેવળ પૂર્વદેશનાંજ તીર્થોનું વર્ણન નથી કર્યું, પરન્તુ ગુજરાત, કાઠીયાવાડ અને મારવાડનાં તીર્થોનું પણ વર્ણન કર્યું છે. કવિના કથન પ્રમાણે આ યાત્રાની શરૂઆત આગરાથી સં. ૧૭૪૬ નું ચાતુર્માસ પુરૂં થયા પછી થયેલી છે:—

" કર્યો ચોમાસો સત્તર છયાલિસેં શ્રીવિજયપ્રભ ગુરૂ આદેસઇ;
આગરાથી શુભદિન સુભવાર જમુનાં ઉત્તરી આવ્યા પાર. " ૧૨

કવિએ આ યાત્રામા સમ્મેતશિખરની યાત્રા કરી પાછા વળી પટણામાં વિજયપ્રભસૂરિની આજ્ઞાથી ચોમાસું કર્યું છે. પછી

---

૧ આ જયવિજયજીએ ' કલ્યાણવિજયગણિ રાસ ' સં. ૧૬૫૫ ના આસો સુદિ ૫ ના દિવસે બનાવ્યો છે. તે સિવાય ' શોભન સ્તુતિની ટીકા ' ( સ. ૧૬૪૧ ) અને ' કલ્પદીપિકા ' પણ બનાવેલ છે. ' કલ્પદીપિકા ' નો ઉલ્લેખ તો કવિ ઋષભદાસે પણ ' હીરવિજયસૂરિરાસ ' માં કર્યો છેઃ—

" જસવિજય જયવિજય પન્યાસ કલ્પદીપિકા કીધી ખાસ " પૃ. ૧૦૮

હીરવિજયસૂરિ અકબરની મુલાકાતે ગયા, ત્યારે આ જયવિજયજી પણ તેમની સાથેજ ગયા હતા.

ચોમાસું ઉતરે પટણાની આસપાસના બધા તીર્થોની યાત્રા કરી છે. એ પ્રમાણે પૂર્વ દેશના સમસ્ત તીર્થોની યાત્રાનું વર્ણન કરી ૧૩ મી ઢાલથી સોરઠ અને બીજા ગુજરાત અને મારવાડના તીર્થોનુ વર્ણન કર્યું છે. છેવટે આ તીર્થમાળા સં. ૧૭૫૦ મા પૂરી કરી છે. આ ઉપરથી જણાય છે કે આ કવિએ સં. ૧૭૪૬ ના ચાતુર્માસ પછીથી સં. ૧૭૫૦ સુધી જ્યા જ્યાં યાત્રાઓ કરી તેનું વર્ણન આપ્યુ છે. કવિ પણ કહે છે:—

" જે તીરથ ઈણિ માંહિં વખાંણ્યાં નયણે દીઠાં તેહજી;
અણદીઠાં પણ ભક્તિ વદુ ત્રિકાલ સહુ તેહજી. હિ૰ ૧૩

( જૂઓ પૃ ૯૯ )

**પાંચમી** તીર્થમાળા પં૦ શિવવિજયજીના શિષ્ય કવિ **શીલ**વિજયજીએ સ. ૧૭૪૬ મા બનાવી છે. કવિએ આ તીર્થમાળામા પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ એમ ચારે દિશાનાં તીર્થોનું વર્ણન કર્યું છે. ખાસ કોઈ પણ સંઘે અથવા કવિએ પોતે કરેલા યાત્રાવાળા તીર્થોનુ જ નહિં, પરન્તુ ' જોએલા ' અને ' સાંભળેલાં' તમામ તીર્થોનુ વર્ણન આમા કર્યું છે. કવિ પ્રારંભમાજ કહે છે:—

" જગમાં તીરથ સુદર જ્યોતિવત ઝમાલ,
પબણીસ દીઠાં સાંભળ્યાં સુણતાં અમી રસાલ. ૩

( જૂઓ પૃ. ૧૦૧ )

ઉપરની પાચ તીર્થમાળાઓમા પૂર્વદેશના તીર્થોનું વર્ણન કરવામા આવ્યુ છે. આ તીર્થમાળાઓમા મુખ્ય મુખ્ય જે જે તીર્થોનું, ખાસ કરીને કલ્યાણકોનુ વર્ણન કરવામા આવ્યું છે, તેમ ખાસ ખાસ જાણવા જેવી જે જે હકીકતોનો ઉલ્લેખ તેમાં કરેલો છે, તેનો પરસ્પર મુકાબલો કરી જોઈએ. આ મુકાબલો કરવા પહેલા એક વાત કહી દેવી જરૂરની છે અને તે એ છે કે—

પં૦ વિજયસાગરે પોતાની '**સમ્મેતશિખર-તીર્થમાળા** ' માં પ્રારંભની ત્રીજી કડીમાં જણાવ્યું છે કે–" **આગરાના** દેરાસરમાં **હીર**વિજયસૂરિએ સં. ૧૬૪૮ માં પ્રતિષ્ઠા કરી હતી. " પરન્તુ તે ઠીક નથી. પં૦ **સૌભાગ્ય**વિજયજીએ જણાવ્યું છે:—

" અધિક પ્રતાપિ **આગરે** માહે શ્રીચિંતામણી જનમન મોહે.
સંવત **સોલસે ઓગણચ્યાલીસઇ** શ્રીગુરૂ હીરવિજય સુજગિસઇ " ૬

અર્થાત્–**પં૦ સૌભાગ્યવિજયજીના** કથન પ્રમાણે અહિં સં ૧૬૩૯ માં ચિંતામણિ **પાર્શ્વ**નાથની પ્રતિષ્ઠા **હીરવિજયસૂરિ**એ કરી હતી અને આ કથન ઠીક છે કારણ કે **હીરવિજયસૂરિ** સં **૧૬૩૯** માં **આગરે** પધાર્યા હતા અને તે તરફ ચાર ચોમાસાં કરી–એટલે સં. ૧૬૪૩ સુધી રહી પાછા ગુજરાતમાં પધાર્યા હતા. મતલબ કે સં ૧૬૪૮ માં તો તેઓ **આગરે** હતાજ નહિં આથી જણાય છે કે–સંવત્ લખવામાં ભૂલ થયેલી છે

ઉપર્યુક્ત પાંચે તીર્થમાળાઓમાં પૂર્વદેશના મુખ્ય જે જે તીર્થોના નામો છે તે આ છે:–**મઉગામ, કોસંબી, પ્રયાગ, કાશી, બનારસ, સિંહપુરી, ચંદ્રાવતી, પટણા, બિહાર, પાવાપુરી, ગુણાયા, સમ્મેતશિખર, ઋજુવાલુકા, જંભીગ્રામ, રાજગૃહી**–રાજગૃહીના પાંચ પહાડો, **નાલંદાપાડો, વડગામ, વાણિજગામ, ક્ષત્રિયકુંડ, બ્રાહ્મણકુંડ, કાકંદી, ચંપા** (ભાગલપુર) **મંદારગિરિ, મિથિલા, ભદ્દીલપુર** ( દંતારા ), **અયોધ્યા, રતનપુરી, સાવત્થી કંપિલા, સૌરીપુર, હસ્તિનાપુર, અહિછત્તા** અને **મથુરા** વિગેરે

ઓછી વત્તી સંખ્યામાં આ તીર્થોના નામો ઉપર્યુક્ત તીર્થમાળાઓમાં આવી જાય છે ઉપરના **તીર્થો**ના વર્ણનામાં કઇ કઇ તીર્થમાળાઓમાં કેટલો કેટલો ફરક આવે છે અથવા તેના સંબંધમાં કોણે વિશેષ શું લખ્યું છે, તેનું નિરીક્ષણ કરવા સાથ વર્ત્તમાનમાં તેની શી સ્થિતિ છે, તે પણ તપાસીએ

સૌથી પહેલા આપણે—

## મઉગામ-કોશાંબી[1]—

નું વર્ણન તપાસીએ **કોશાંબી**નું નામ ઉપરની પાંચ તીર્થમાળાઓ પૈકી પ્રથમની ચાર તીર્થમાળાઓમાં આવે છે **પં૦ વિજ**

---

૧ કવિઓના કથન પ્રમાણે **મઉ** ગામના નિશ્ચય ઉપરજ **કોશાંબી**નો આધાર રહે છે '**મઉ**' નામના અનેક ગામો છે એક ઇંદોર સ્ટેટમાં **મઉ**ની

યસાગરે **સાહજાદાપુરથી** ત્રણ ગાઉ **મઉગામ** અને ત્યાથી **નવકોસ** કોશાબી બતાવેલ છે આવીજ રીતે **પં૦ જયવિજયે** અને **પં૦ સૌભાગ્યવિજયે** પણ બતાવેલ છે જ્યારે **પં૦ હંસસોમે**

---

છાવણી કહેવાય છે તે, બીજુ **બાંદા** જીલ્લામા **મઉ** નામની તહસીલ છે તે, ત્રીજુ **શાહઝાદપુરથી** દક્ષિણમા લગભગ ૬ માઈલ ઉપર આવેલ **સાલક મઉ** ( Sal ak mau ) નામનુ ન્હાનુ ગામડુ છે તે ચોથુ **આજમગઢજીલ્લાની મહમ્મ**દાબાદ તહસીલમા છે તે અને પાચમુ **મઉ** અઈમામ, જે **અલાહાબાદ** જીલ્લાની **સોરાઉન** તહસીલમા છે તે વિગેરે કવિયોએ જે **મઉનો** ઉલ્લેખ કર્યો છે તે **મઉ સાલક મઉ** ( Salak mau ) છે કારણ કે આજ **મઉ** કવિઓના કથન પ્રમાણે **શાહજાદપુરથી** દક્ષિણમા ૭ માઈલ થાય છે. આ **મઉથી કોશાંબી** નવ કોસ હોવાનુ કવિયો જણાવે છે. જો આ કથન સત્ય માનીએ તો **અલાહા**બાદ જીલ્લાના **માનજહાનપુર** તહસીલમા જમના નદીના કાઠે **કોસમ ઇનામ** અને **કોસમ ખીરાજ** ( Kosam inam અને Kosam Khiraj ) નામના બે ગામો છે—જે **અલાહાબાદથી** લગભગ ૨૦ ગાઉ **થાય** છે તેજ કોશાબી હોવી જોઈએ કવિયો તેટલુજ આતર બતાવે છે. આ બન્ને ગામો નજીક નજીક છે સભવ છે કે પાછળથી આ એકજ ગામ બે વિભાગમા વહેચાઈ ગયુ હોય આ ગામની પાસેજ પશ્ચિમમા **પભોસા** ( Pabhosa ) નામનુ ગામ છે જ્યા પ્રાચીન કિલ્લો પણ છે તેમ તે **જમનાને** કિનારે છે **પં૦ વિજયસાગર** જૂના કોશાબીનો ઉલ્લેખ કરી ત્યાં કિલ્લો હોવાનુ જણાવ્યુ છે

ઉત્પતિ સુણિ પુણ્ય ભલેરી પદ્મપ્રભુ જિન જનમ ઘેરી,
તે કોશંબી જૂની તેઓ. જ ૧૨
જિનદત્ત તણા વડીભાઈ ખમણાવસહી બિજમતિ કીજ-
ગઢ ઉત્પતિ સુણીજઈ તેઓ જ ૧૩

આવીજ રીતે **જિનપ્રભસૂરિએ કોશાંબીકલ્પમા** કોશાબીનાં જે જે લક્ષણો બતાવ્યા છે તે ઉપરનાજ લક્ષણોને મળતા આવે છે આ **કલ્પમાં** તેમણે કહ્યુ છે—

" **जत्थ य उज्जेणीओ पुरिसकरपरंपराणीयइट्टयाहिं पज्जोयरण्णा मियावईअज्झोववण्णेण दुग्गं कारियं, अज्ज वि चिट्ठइ** × × × × × **जत्थ कालिंदीजललहरीआलिंगिज्जमाणाणि वणाणि ।** "

**ચંદેરીથી સો કોસ કોશાંબી બતાવી મઉગામનુ નામ આપ્યુ નથી. ઉપર્યુક્ત કવિઓ મઉગામમા મૃગાવતીને કેવલજ્ઞાન થયાનું**

---

આમાં બતાવેલ **દુર્ગ** અને **જમના** આ બન્ને ચિહ્નો ઉપર્યુક્ત કોશાંબીને ઉપયુક્ત થઇ પડે છે આથી પણ એક વધારે જૂનુ પ્રમાણ મળે છે **विशेषावश्यभाष्य–टीका सहित** ના પૃ ૪૯૫ માં લખ્યુ છે —

**" अत्रैव भरतक्षत्रे यमुनानदीकूले पूर्वदिग्वधूकण्ठनिवेशितमुक्ताफलकण्ठिकेव कौशाम्बी नाम नगरी । "**

આમા પણ **કોશાંબી જમના** નદીના કાંઠે બતાવવામા આવી છે.

આ બધા પ્રમાણો ઉપરથી એ નિશ્ચય ઉપર આવવું લગારે શંકા ભરેલું નથી કે–અત્યારે જે ગામને **કોસમ ઇનામ** અને **કોસમ ખીરાજ** કહેવામા આવે છે, એજ પ્રાચીન **કોશાંબી** નગરી છે.

કોશાંબીના રાજા **ઉદયન**ને ઉજ્જૈનનો રાજા **ચંડપ્રદ્યોત** ઉજ્જૈન પકડી ગયેલ. ત્યાંથી છૂટો થઇને ઉદયન રાજા પાછો કોશાંબી આવેલ, આ પ્રસંગના વર્ણનમાં ત્રિશષ્ટિ શલાકાપુરૂષ ચરિત્રાન્તર્ગત **મહાવીર ચરિત્ર** ( ૧૦માપર્વ ) ૧૧ મા સર્ગ મા કહેવામાં આવ્યુ છે કે—

**' योजनानां शतं गत्वा कौशाम्बीं प्रविवेश सः ' ૨૫૮**

આમા ઉજ્જૈનથી કોશાંબી સો યોજન એટલે ચારસો માઇલ હોવાનુ જણાવ્યુ છે અત્યારે ટ્રીગ્નોમેટ્રીકલસર્વેના નકશામા ઉજ્જૈનથી આજ કોસમ ચારસો માઇલ થાય છે.

પ્રસિદ્ધ યાત્રી **ફાહીયાને કોશાંબી**નુ કેટલુંક વર્ણન કર્યુ છે. તેણે પણ આજ **કોસમખીરાજ** અને **કોસમઇનામ**ને **કોશાંબી** તરીકે બતાવી છે તેણે ઉપર બતાવેલ **પભોસાનો** પણ ઉલ્લેખ કર્યો છે, ફાહિયાને આ કોસમના કેટલાંક સ્થાનો–સ્તૂપ અને ગોક્ષીર વિહારનો પણ ઉલ્લેખ કર્યો છે આ સ્થાનો બૌદ્ધોનાં બનાવવામા આવ્યા છે. વિદ્વાનોનો મત છે કે–ફાહિયાને આ વર્ણન નજરે જોઇને નથી કર્યું . પરન્તુ **સારનાથમાં** કેટલાક બૌદ્ધ સાધુઓના કથન પ્રમાણે લખ્યુ છે

આવીજ રીતે બીજા પણ અનેક પાશ્ચાત્ય વિદ્વાનોએ આ પ્રાચીન નગરી **કોશાંબી** સબધી ઉહાપોહ કર્યો છે. જો કે તેમાં કેટલાકે **રીવા** સ્ટેટમાં **રીવાં** શહેરથી પૂર્વમા ૧૨ માઇલ ઉપર આવેલ ગુર્ગી ( Gurgi ) ગામને કોશાંબી તરીકે બતાવ્યુ છે, પરન્તુ વિદ્વાનોનો મ્હોટો ભાગ આજ **કોસમ**ને કોશાંબી તરીકે બતાવ્યુ છે અને તેજ વધારે પ્રામાણિક જણાય છે.

જણાવે છે, પરન્તુ વસ્તુત: તે ઠીક નથી. મૃગાવતીને કેવળજ્ઞાન કોશાબી નગરીમા થયું હતું, એ સુપ્રસિદ્ધ વાત છે. જિનપ્રભસૂરિ, 'કોશાબી કલ્પ' મા પણ મૃગાવતીને કેવળજ્ઞાન કોશાબીમાજ થયાનું જણાવે છે, એ બનવા જોગ છે કે–તે વખતની કોશાબી નગરીનો એક ભાગ આ મઉગામ પણ હોય કારણ કે–મઉગામ અને કોશાબીની વચમા માત્ર નવકોસનુ અતર બતાવવામા આવે છે અથવા એક એવી પણ કલ્પના થઈ શકે કે–પાછલના કોઈ સમયે કોશાબીમાથી પગલા ઉપાડીને મઉમા સ્થાપન કર્યા હોય અને તે ઉપરથી કેટલાકોને એમ કહેવાનુ કારણ મળ્યું હોય કે અહિ (મઉમા) મૃગાવતીને કેવલજ્ઞાન થયુ હતુ, પરન્તુ આ ક્લિષ્ટ કલ્પના કરતા પ્રથમની કલ્પના વધારે ઉપયુક્ત સમજાય છે

પં૦ વિજયસાગરે મઉ ગામમા એક મદિર અને પદર પ્રતિમાઓ તથા કોશાબીમા બે મદિરો હોવાનુ જણાવ્યું છે પ૦ હસસોમે કોશાબીમા ૬૪ જિનબિબો બતાવ્યા છે (મદિરોની સખ્યા આપી નથી). જયવિજયે કેવળ કોશાબીમા બે મદિરો હોવાનુ જણાવ્યુ છે જ્યારે સૌભાગ્યવિજયજી મઉમા પહેલા બે મદિરો હતા, પણ હાલમા માત્ર સ્થાનજ છે એમ જણાવે છે અને કોશાબીમા એક જીર્ણ મદિર હોવાનુ કહે છે. જિનપ્રભસૂરિના સમયમા અહિ પદ્મપ્રભુનુ મદિર હતુ અને તેમા 'મહાવીર સ્વામિને પારણુ કરાવી રહી છે એવા ભાવને બતાવનારી ચદનબાલાની મૂર્ત્તિ હોવાનુ 'કોશાબીકલ્પ' ના આ વાકયથી જણાય છે —

"जत्थ य पउमप्पहचेईए पारणकारावणादसामिसंधि-घडिया चंदणबालामुत्ती दीसइ।"

તીર્થમાળાઓમા આ કોશાબી નગરીને પ્રયાગથી વીશકોશ બતાવવામા આવે છે. વસ્તુત તે પ્રયાગથી દક્ષિણ–પશ્ચિમમા ૩૮ માઈલ છે આની નજીકનુ તીર્થ

## પ્રયાગ[1]

જેનું પ્રસિદ્ધ નામ અલાહાબાદ છે અને જેને પ્રાચીન ગ્રંથોમા **પુરિમતાલ**ના નામથી ઓળખાવેલ છે, તેનો પણ ઉલ્લેખ પાંચે તીર્થમાળાઓમા જોવામા આવે છે. આ તીર્થની ખાસ એક હકીકત ઉલ્લેખનીય છે અને તે એ કે — **પં૦ હંસસોમે** અહિના **અક્ષયવડ**ની નીચે જિનેશ્વરના **પગલાં**ની યાત્રા કર્યાનું જણાવ્યુ છે, જ્યારે **શીલવિજયજી**ને છોડીને બીજા કવિયોએ **પગલા**ના સ્થાનમા શિવલિંગ જોયેલુ છે અહિ જિનપાદુકાના સ્થાનમા શિવલિંગની સ્થાપના કોણે અને ક્યારે કરી? એ સંબંધી **પં૦ વિજયસાગર** જણાવે છે:—

"સંવત સોલેડયાલ **લાડમિથ્યાતીઅ**
**રાયકલ્યાણ** કુબુદ્ધિ હુઆ એ. ૨
તિણિ કીધો અન્યાય શિવલિંગ **થા**પીઅ
**ઉથા**પી જિનપાદુકાએ (પૃ—૬)

આજ વાતને **પં૦ સૌભાગ્યવિજયજી** પણ ટેકો આપે છે

---

૧ આ પ્રયાગને તીર્થ તરીકે માનવાના જે કારણો કવિયોએ બતાવ્યાં છે, તેમા મતભેદ પડે છે પં૦ હંસસોમ અહિ **આદિનાથ** પ્રભુએ **દીક્ષા** લીધાનુ જણાવે છે. **પં૦** જયવિજય, અહિ 'આદિનાથ પ્રભુ સમોસર્યા' એમ જણાવે છે. **પં૦ સૌભાગ્યવિજય** અહિ આદિનાથ પ્રભુએ પારણું કર્યાનુ જણાવે છે, જ્યારે **પં૦ શીલવિજયજી** પણ આદિનાથે અહિ વરશીતપ પૂરો કર્યાનુ કથે છે.

કવિયોએ બતાવેલા ઉપર્યુક્ત કારણોમા **પં૦ જયવિજયજીએ** બતાવેલા **કારણને** છોડી બાકીના કારણો ઠીક નથી કારણકે આદિનાથ પ્રભુની દીક્ષા થઇ **છે અયોધ્યામા અશોકવૃક્ષ**ની નીચે અને આદિનાથ પ્રભુએ પારણું કર્યુ છે **હસ્તિનાપુરમા. આદિ**નાથ પ્રભુના ચરિત્ર ઉપરથી સ્પષ્ટ જોવાય છે કે—**આદિ**નાથપ્રભુને અહિ ( **પુરિમતાલ**—હાલના પ્રયાગમા ) વટવૃક્ષની નીચે **કેવળજ્ઞાન થયું હતુ અને આજ કારણથી** આ નગર જૈનતીર્થ તરીકે મનાતું આવ્યુ છે, **તેમ આજ કારણથી અક્ષયવડ**ની નીચે પ્રભુના પગલાં પણ વિદ્યમાન **હતા.**

સવત સોલ અડતાલિસે ર અકબર કેરે રાજ,
**રાયકલ્યાણ** કુબુદ્ધિઇ રે તિહા થાપ્યા શિવસાજ રે **સ–૧૧**(પૃ–૭૭)

**આવીજ રીતે પં૦ જયવિજય પણ કહે છે:—**

' **રાયકલ્યાણ** મિથ્યામતી એ કીધઉ તેણુઇ અન્યાય તઉ
જિનપગલા ઊકાડીયા એ થાપા ઇક તેણ ઠાય તઉ—**૧૧** (પૃ ૨૮)

આ ઉપરથી એ તો સ્પષ્ટ જણાય છે કે—આ સ્થળે પ્રથમ જિનેશ્વરના પગલા હતા, પરન્તુ પાછળથી સં. ૧૬૪૮મા **જૈનોના** દ્વેષી **રાયકલ્યાણ** [1] કે જેને **લાડવાણિયો** બતાવવામા આવે છે, તેણે આ પગલાને ઉત્થાપી શિવલિંગ સ્થાપન કર્યું હતું. આ શિવલિંગનો પણ પાછળથી **ઔરંગજેબે** નાશ કર્યો હતો. **હવે આપણે—**

## કાશી—બનારસ.

નુ વર્ણન તપાસીએ. **કાશી**મા **સુપાર્શ્વનાથ** અને **પાર્શ્વનાથ**ના ચાર ચાર કલ્યાણક થયેલા, એના લીધે **કાશી** જૈનોનું પવિત્ર તીર્થ મનાય છે. **પં૦ વિજયસાગરે** અહિ ગંગાતટે ત્રણ મંદિરો હોવાનુ જણાવ્યુ છે **પં૦ હંસસોમે** અહિ કેટલા મંદિર હતા, એ જણાવ્યુ નથી, પરન્તુ **પાર્શ્વનાથ** અને **સુપાર્શ્વનાથ**ના અતિ રમ્ય સ્તૂપોની વંદણા કરી, એમ જણાવે છે આ કવિ "**હવઇ દેખીજઇ જૂની કાસી આસસેણરાઇ જે વાસી**" એમ કહીને **નવીકાશી** અને **જૂનીકાશીનો** ભેદ બતાવે છે અને આ **જૂની કાશી**મા **પા-**

---

૧ આ તે **રાયકલ્યાણ** લાગે છે કે જેણે એક વખતે **ખંભાત**મા જૈનોને ઘણી તકલીફ આપી હતી જેના લીધે **અકબર** સુધી તે ફરિયાદ ગઇ હતી. અને **અકબરે**, તે વખતના **અમદાવાદ**ના હાકમ **મિર્જાખાન** ઉપર તે રાયકલ્યાણને શિક્ષા કરવા હુકમ લખ્યો હતો **અકબરનામા**'ના ત્રીજા ભાગના અંગ્રેજી અનુવાદના પે ૬૮૩ મા તથા **બદાઉનીના** બીજા ભાગના અંગ્રેજી અનુવાદના પે ૨૪૯ મા આ **રાયકલ્યાણ**નો ઉલ્લેખ જોવાય છે. તેમા પણ આને વાણિયો બતાવ્યો છે રાયકલ્યાણે કરેલા ઉપર્યુક્ત ઉપદ્રવનુ વિસ્તૃત વર્ણન **સૂરીશ્વર અને સમ્રાટ્** ના પૃ ૨૨૮ થી ૨૩૧ સુધી આપવામા આવેલુ છે

ર્શ્વનાથ અને **સુપાર્શ્વ**નાથના સ્તૂપ હોવાનુ કહે છે. **પં૦ જયવિ**જય અહિં બે મંદિર હોવાનુ જણાવે છે. જેમા **પાર્શ્વ**નાથના મંદિરમા ચોમુખજી અને પગલા બતાવે છે, **પં૦ સૌભાગ્યવિજય** અને **પં૦ શીલ**વિજય ઉપરના મંદિરો પૈકી એક મંદિર હોવાનુ જણાવે છે **પં૦ સૌભાગ્યવિજય ભેલુપુરમા** ભાટોના ઘરો હોવાનુ જણાવે છે. અત્યારે પણ **ભેલુપુર**મા **પાર્શ્વ**નાથનુ મંદિર છે, અને એક બે **ભાટોના** ઘરો છે

**શ્રીજિન**પ્રભસૂરિ **काशीतीर्थकल्प**મા **કાશીના** ચાર વિભાગ કરી બતાવે છે. તે આ પ્રમાણે—

**" देववाराणसी, यत्र विश्वनाथप्रासादस्तन्मध्ये चाश्मनं जैनं चतुर्विंशतिपट्टं पूजारूढमद्यापि विद्यते । द्वितीया राजधानी वाराणसी, यत्राद्यत्वे यवनाः । तृतीया मदनवाराणसी[1] । चतुर्थी विजयवाराणसी "**

**જિન**પ્રભસૂરિ જેને **દેવ** વારાણસી કહે છે, ત્યા વિશ્વનાથના મંદિરમા ચોવીસ તીર્થંકરનો એક પાષાણનો પટ્ટ તેમના સમયસુધી વિદ્યમાન હોવાનુ જણાવે છે. તેઓ એક સ્થળે એમ પણ લખે છે કે—

**" वाराणस्यां विश्वेश्वरमध्ये श्रीचंद्रप्रभः । "**

આ ઉપરથી એમ પણ જણાય છે કે–વિશ્વેશ્વરના મંદિરમા **ચંદ્રપ્રભુની** પણ મૂર્ત્તિ હશે, તેઓ **પાર્શ્વ**નાથના મંદિરનો પરિચય આપતા કહે છે —

**" अन्तर्वणं दन्तखातं तडागं निकषा श्रीपार्श्वनाथस्य चैत्यमनेकप्रतिमाविभूषितमास्ते । "**

આ **દન્તખાત** તળાવ કયુ, તે અત્યારે કહી શકાય નહિ,

---

૧ અત્યારે કાશીમા જે સ્થાન '**મદનપુરા**' ના નામથી ઓળખાય છે એજ કદાચ તે વખતે '**મદનવારાણસી**' હોય

પરન્તુ સંભવ છે કે—આ મંદિર ભેલુપુરનું મંદિર હોય. કારણ કે—ભેલુપુરની નજીકજ સઘનવન હતું જો કે—અત્યારે તો ત્યાં પણ ઘણાખરા મકાનો બની ગયા છે.

ભેલુપુર અને ભદૈની સિવાય શહેરમાં પણ અત્યારે બીજા ૮ મંદિરો છે

ઉપરની તીર્થમાળાઓમાં આપેલ કાશીના વર્ણનમાં ખાસ એક વાત વધુ ધ્યાન ખેંચે તેવી છે. પં૦ વિજયસાગરે લખ્યું છે—

'કાસીવાસી કાગ મૂઉઇ મુગતિ લહઇ
મગધિ મઓ નર ખર હુઇ એ.
તીરથવાસી એમ અસમંજસ ભાખઇ
જૈનતણા નિંદક ઘણા એ ૬ (પૃ. ૮)

આજ વાત પં૦ સૌભાગ્યવિજયજીએ પણ ઉલ્લેખી છે. આ ઉપરથી જણાય છે કે—જે કહેવત અત્યારે કાશીમાં બોલાય છે, તે તે વખતે એટલે સત્તરમી અને અઢારમી શતાબ્દિમાં પણ ચાલતી હતી. 'મગધમાં મરે તે ગધેડો થાય' આ કહેતી જૈનો ઉપરના દ્વેષનું જ પરિણામ હતું જે વખતે કાશીમાં બ્રાહ્મણોનું જોર હતું, તે વખતે મગધદેશમાં જૈનોનું સામ્રાજ્ય હતું મગધદેશના બ્રાહ્મણકુટુંબો પણ જૈનધર્મ પાળતા હતા આ કારણેજ બ્રાહ્મણોએ એ કહેવત પ્રચલિત કરી કે-'મગધમાં મરે તે ગધેડો થાય છે. કાશીમાં શ્રીમતી યશોવિજય જૈન પાઠશાળાના સ્થાપન થયા પછી જૈનો પ્રત્યેના આ દ્વેષમાં કેટલો બધો ઘટાડો થયો છે, એ ત્યાં જઈને અનુભવ કરનારને જણાયા સિવાય રહેતું નથી બનારસની પાસેજ

## સિંહપુરી અને ચંદ્રાવતી.

નામના બે તીર્થો છે આ તીર્થો અનુક્રમે શ્રેયાસનાથ અને ચંદ્રપ્રભુના ચાર કલ્યાણકોના લીધે તીર્થ તરીકે મનાય છે

સિંહપુરીના સંબંધમાં પં૦ વિજયસાગરનો ઉલ્લેખ ખાસ વિચારણીય છે તેમણે લખ્યું છે:—

" ગંગાતટિ દ્રહેહિ સીહપુરિ ત્રિણુ કોસ.
જનમ શ્રેયાંસનો એ.
નવા જીર્ણું દોઇ ચૈત્ય પ્રતિમા પાદુકા
સેવઇ **સીહ** સમીપથી એ. " ૮ (પૃ. ૪)

આમા વૃક્ષની નીચે જૈનમંદિર હોવાનું જણાવ્યું છે. હાલ તે પ્રમાણે નથી. હાલ ગામથી થોડે દૂર જંગલમા શ્વેતામ્બરોનું મંદિર છે. ધર્મશાળા પણ છે. આની ચારે બાજૂએ જંગલ આવેલું હોવાથી આ સ્થાન ઘણુંજ રમણીય લાગે છે. આ મંદિર અને ધર્મશાળા નવા છે. કવિના ઉપર્યુક્ત કથનમા '**સેવઇ સીહ સમીપથી એ**' આ વાક્ય વિચારણીય છે. બનારસની મુલાકાત લેનારાઓએ **સારનાથની** મુલાકાત જરૂર લીધી હશે. અહિં બહુ પ્રાચીન બૌદ્ધોનો એક સ્તૂપ[1] છે, જે ૯૦ ફૂટ ઉંચો અને ૩૦૦ ફૂટના ઘેરાવાવાળો છે. અહિંની જમીનનું ખોદકામ થતા પ્રાચીન બૌદ્ધ મૂર્ત્તિયો અને બીજી કેટલીક જૂની વસ્તુઓ જમીનમાંથી નિકળી છે. આ નિકળેલી વસ્તુઓમા એક મ્હોટો ચતુર્મુખ સિંહ-પત્થરનો સિંહ કે જે પત્થરના થાભલા ઉપર છે, તે પણ દર્શકોનુ ચિત્ત આકર્ષી રહ્યો છે. સંભવ છે કે-આ સિંહ પ્રસ્તુત કવિના સમયમા જમીનની અંદર નહિં, પરન્તુ બહાર હોય અને તેથી કવિ 'સમીપમા રહેલો **સિંહ** ભગવાનની સેવા કરી રહ્યો છે' એવા અલંકારમા વિહર્યા હોય

**ચંદ્રાવતી** તીર્થ અહિંથી-**સિંહ**પુરીથી ચાર ગાઉ અને બનારસથી સાત ગાઉ થાય છે

**પં૦** વિજયસાગર આને માટે લખે છે:—

" **ચંદ્રપુરિ** ચ્યાર કોશ ચંદ્રપ્રભ જનમ
ચંદનઇ ચરચિઉ ચઓત્તરૂ એ.
પૂજી પગલા ફૂલિ **ચંદ્રમાધવ** હવડા
પ્રથમ ગુણઠાણીઆ એ " ૯ (પૃ. ૪)

---

૧ આ સ્તૂપનો ઉલ્લેખ જિનપ્રભસૂરિએ કાશીકલ્પમા આ પ્રમાણે કર્યો છે —

" **अस्याः क्रोशत्रितये धर्मेक्षा नाम सन्निवेशो, यत्र बोधिसत्त्वस्योच्चैस्तरशिखरचुम्बितगगनमायतनम्** " ।

આવીજ રીતે પં૦ **સૌભાગ્યવિજયજી**એ પણ **ચંદ્રમાધવ** નામ આપ્યું છે. આ ઉપરથી જણાય છે કે–જે પગલા **ચં**દ્રપ્રભસ્વામિનાં હતા, તે પગલાને આ કવિઓના સમયમાં 'ચંદ્રમાધવના પગલાં' ના નામથી ઓળખાતા હશે

કાશી છોડ્યા પછી આગળના તીર્થોની શરૂઆત

## [1]પાટલીપુત્ર.

થી થાય છે. આ એક ઇતિહાસ પ્રસિદ્ધ નગર છે. અહિં અનેક ઐતિહાસિક ઘટનાઓ બનેલી છે. ઉપરની તીર્થમાળાઓ પૈકી **પં૦** વિજયસાગરે, **પં૦** જયવિજયે અને **પં૦ સૌ**ભાગ્યવિજયે પોતપોતાની તીર્થમળાઓમાં અહિંની ઐતિહાસિક ઘટનાઓનુ વર્ણન સારૂ કર્યું છે. અહિં **દે**રાસરોમા બે દેરાસરો ગામમા અને એક બેગમપુરામા, જેને **પં૦** વિજયસાગર '**ખમણાવસહી**' ના નામથી ઓળખાવે છે, એમ ત્રણ હતા. અહિંના અનેક દર્શનીય સ્થાનોમાં **હીર**વિજયસૂરિનો સ્તૂપ, જેના ઉપર 'પગલા' હોવાનું **પં૦ સૌ**ભાગ્યવિજયજી જણાવે છે, તે પણ એક છે

આ **પાટ**લીપુત્ર (**પટણા**) ને પહેલા **કુસુમપુર** પણ કહેતા **શ્રીજિ**નપ્રભસૂરિ '**પાટલીપુત્રકલ્પ**' મા કહે છે કે.—

" **असमकुसुमबहुलतया च कुसुमपुरमित्यपि रूढम्** "

**પટ**ણાથી પૂર્વ–દક્ષિ**ણ**મા લગભગ ૧૫–૧૬ ગાઉ ઉપર

## બિહાર.

નગર છે. **પં૦** વિજયસાગરે અને **પં૦** જયવિજયે અહિં ત્રણ મંદિરો હોવાનું જણાવ્યું છે. અત્યારે અહિં ચાર મંદિરો છે ખાસ કરીને આ **ન**ગરી માટે આ કવિઓએ એક વાત જાણવા જેવી જણાવી છે. તે એ કે–**પ્રા**ચીન નગરીઓમા જેને **તુંગિયા નગરી**

---

૧ **પાટલીપુત્ર**, કે જેનુ અત્યારે પ્રસિદ્ધ નામ **પટ**ણા છે, તેની ઉત્પત્તિ અને ત્યા બનેલા બનાવો સબંધીનુ વર્ણન **જિનપ્રભસૂરિ**એ '**પાટલીપુત્રકલ્પ**' મા બહુ વિસ્તારથી કર્યું છે. ત્યાથી જોવાની ભલામણ કરવામા આવે છે.

કહેવામા આવે છે, તે આ બિહારજ છે. આ બિહારથી બે ગાઉ ઉપર ‘ **તુંગી** ’ નામનું ગામ છે, સંભવ છે આ ‘ તુંગી ’ એજ પ્રાચીન ‘ તુંગિયાનગરી ’ હોય અને તેટલા માટે આ બિહારનો પણ ‘ તુંગિયાનગરી ’ તરીકે ઉલ્લેખ આ કવિયોએ કર્યો હોય. આ સિવાય આ નગરીને ‘ **તુંગિયાનગરી** ’ કહેવાનુ બીજુ કંઈ પ્રમાણ મળતુ નથી.

બિહારથી દક્ષિણમા ત્રણ ગાઉ ઉપર—

## પાવાપુરી.

છે. **મહાવીર** નિર્વાણથી પવિત્ર બનેલુ આ પવિત્ર સ્થાન છે. જો કે આ ગામનુ નામ **તો પુરીજ** છે. પરન્તુ આની પાસેજ એક **પાવા** નામનું બીજુ ગામ હોવાથી આની પ્રસિદ્ધિ **પાવાપુરી** ના નામથી અત્યારે પણ છે

ઉપર્યુક્ત તીર્થમાળાઓમા આ તીર્થને માટે ખાસ કંઈ વિશેષ વાત લખવામા આવી નથી. હરેકે અહિંના વિશાળ સરોવરસ્થ મંદિરનુ વર્ણન કર્યુ છે. હા, **પં૦ સૌભાગ્યવિજયજીએ** એ બાબતો ખાસ ધ્યાન ખેંચનારી કહી છે તેમણે ઉલ્લેખ્યું છે:-

> કમલ સરોવર વાચ્ય છે ચિં૦ જીવયોનિની રાસ જી૦
> પિણ કોઈ વધ નવિ કરે ચિં૦ અમરત્વની ભાસ જી૦ ૯ (પૃ ૯૨)

આ પવિત્ર સ્થાનના જેણે દર્શન કર્યા હશે તેને ખબર હશે કે—અત્યારે પણ આ સરોવરમા અસંખ્ય જીવો કલ્લોલ કરી રહ્યા છે, પરન્તુ તે જીવોને લોકો તરફનો લગારે ત્રાસ નથી, તેમ તે જીવો—સર્પાદિ જીવો—લોકોને પણ લગારે ત્રાસ આપતા નથી

આ **પાવાપુરી**મા પ્રતિવર્ષ દીવાળી ઉપર એક મ્હોટો મેળો ભરાય છે. ૪—૫ દિવસ આ મેળો રહે છે. દીવાળીના દિવસે રાત્રે તો આખી રાત લોકો જાગરણ કરે છે અને પ્રભુનો નિર્વાણ સમય ઘણી ધામધામથી ઉજવે છે કવિ **સૌભાગ્યવિજયજીના** સમયમા પણ આજ પ્રમાણે દીવાળી ઉપર મેળો ભરાતો અને મહોત્સવ થતો, એ તેમના નીચેના કથનથી જણાય છે.—

" દીપોત્સવ ઉપરિ ઘણા ચિ૦ આવે શ્રાવક લોક, જી૦
મહોત્સવ મનમાન્યા કરે ચિ૦ મુકી સઘલો શોક જી૦ ૧૦
પચગત્રિ નિવસે સદા ચિ૦ નરનારીના વૃંદ, જી૦
દાનપુણ્ય પૂજા કરે ચિ૦ જનમ સફલ કરે નદ " જી૦ ૧૧ (પૃ. ૯૨)

આ પછી **મગધદેશની** નગરિયોમા

## રાજગૃહી

પણ ખાસ તીર્થસ્થાન છે **રાજગૃહી** જેમ ઐતિહાસિક પ્રસિદ્ધ સ્થાન છે, તેમ તીર્થયાત્રા માટે મુખ્ય સ્થાન છે. અત્યારે આ ગામને રાજગિર ( Rajgir ) કહે છે. બિહારથી લગભગ દક્ષિણમા ૧૩--૧૪ માઈલ ઉપર આ ગામ છે ઉપર્યુક્ત પાચે તીર્થમાળાઓમા રાજગૃહી અને તેના પાચ પહાડોનુ વર્ણન કર્યું છે. પાચે તીર્થમાળાઓમા પાચ પહાડોના નામો આ પ્રમાણે આપ્યા છે:— વૈભારગિરિ, વિપુલગિરિ, ઉદયગિરિ, સુવર્ણગિરિ અને રત્નગિરિ આ પહાડો ઉપર અનેક જિનમદિરો હોવાનુ જુદી જુદી તીર્થમાળાઓમા જણાવ્યુ છે જેમ પં૦ હંસસોમ, કે જેમણે સ ૧૫૬૫ મા તીર્થમાળા બનાવી છે, તેમ પાચ પહાડો ઉપર આ પ્રમાણે મદિરો અને સ્થાનો બતાવ્યા છે.—

૧ વૈભારગિરિ ઉપર ચોવીસ દેરાસરો, અને તેમા સાતસો જિનબિબો, આગળ વધીને બીજા શિખર ઉપર અગિયાર ગણધરના પગલા, **રોહણિયાની ગુફા** અને **ધન્નાશાલીભદ્રના** કાઉસગ્ગિયા.

૨ વિપુલગિરિ ઉપર છ મદિર

૩ ઉદયગિરિ ઉપર ચોમુખજી.

૪--૫ સુવર્ણગિરિ અને રત્નગિરિ ઉપર શું હતુ, તે જણાવ્યુ નથી આ ઉપરાન્ત **ઘરેણાંનો કૂવો** અને **વીરપોશાલનુ** સ્થાન વિગેરે પણ બતાવ્યુ છે.

**પં૦ વિજયસાગર** કહે છે કે–**વીરપોશાલનો** એક પત્થર ૪૬ હાથ લાબો છે **પં૦ જયવિજયે વૈભારગિરિ** ઉપર ૨૫ **દેરાસરોની** સખ્યા આપી છે. તે ઉપરાન્ત આ કવિએ નગરમાં એક દેરાસર

હોવાનું પણ જણાવ્યું છે. અત્યારે ગામમા ત્રણ દેરાસરો છે.— **પાર્શ્વનાથનું, આદીશ્વરનું** અને **મુનિસુવ્રતસ્વામિનું.**

**પં૦ સૌભાગ્યવિજય** તો અહિં ઘણા મ દિરો બતાવે છે:— **વૈભારગિરિ** ઉપર **પર**, **વિપુલગિરિ** ઉપર ૮, **રત્નગિરિ** ઉપર ૩, **સુવર્ણગિરિ** ઉપર **૧૯**, ઉદયગિરિ ઉપર ૧ અને ગામમા ૧ એમ મળી ૮૧ મ દિરોની સ ખ્યા આપે છે.

આ સિવાય દરેક કવિ અહિંના ગરમ પાણીના કુ ડોનો પણ ઉલ્લેખ કરે છે **ભગવતીસૂત્ર**ના બીજા શતકના પાચમા ઉદ્દેશામા પૃ. ૧૪૧ માં ( આગમોદયસમિતિ તરફથી બહાર પડેલ ) પણ આ કુંડોનું **વર્ણન** આવે છે, અત્યારે પણ આ કુ ડો વિદ્યમાન છે.

ઉપર્યુક્ત પહાડો ઉપર જે મ દિરો બતાવ્યા છે, તેમા અ-ત્યારે કેટલુ ક પરિવર્ત્તન થઇ ગયુ છે અત્યારે **વૈભારગિરિ** ઉપર ૭, ઉદયગિરિ ઉપર ૨, વિપુલગિરિ ઉપર ૬, **સુવર્ણગિરિ** ઉપર ૨ અને **રત્નગિરિ** ઉપર ૨ મ દિરો છે આ ઉપરાન્ત તે પહાડો ઉપર બીજા મંદિરોના ખ ડેરો પણ ઘણા જોવાય છે

આ **રાજગૃહી** અનેક નામોથી પ્રસિદ્ધ થઇ ચૂકી છે **શ્રીજિ**નપ્રભસૂરિ **वैभारकल्प**મા કથે છે:—

" **उपत्यकायामस्याद्रेर्भाति राजगृहं पुरम् ।**
**चितिप्रतिष्ठादिनामान्यन्त्रभूवंस्तदा तदा ॥ १३ ॥**
**चितिप्रतिष्ठचणकपुरर्षभपुराभिधम् ।**
**कुशाग्रपुरसंज्ञं च क्रमाद्राजगृहाह्वयम्** " ॥ १४ ॥

આ ઉપરથી તેના આ નામો જણાય છે.—ક્ષિતિપ્રતિષ્ઠ, ચણકપુર, ઋષભપુર, કુશાગ્રપુર અને રાજગૃહ.

મહાવીરનાં ચૌદ ચોમાસાંથી અને બૌદ્ધોના વિશ્વવિદ્યાલયથી પ્રસિદ્ધિ પામેલ '**નાલંદાનો પાડો**' પણ આ રાજગૃહીની નજીકજ છે. પ્રસ્તુત **તીર્થ**માળાઓમા આ **નાલ**દાપાડાનો પણ ઉલ્લેખ જોવાય છે. આ બધી તીર્થમાળાઓમા ' અત્યારે આ

સ્થાનને '**વડગામ**' કહેવામાં આવે છે ' એમ જણાવ્યું છે. અત્યારે પણ આને **વડગામ** ( Burgaon ) કહે છે. અને તે રાજગૃહીથી ઉત્તરમાં લગભગ સાત માઈલ ઉપર આવેલું છે આ વડગામ ( **નાલંદા** પાડા ) માં **પં૦** હંસસોમ પોતાના સમયમાં ( સં. ૧૫૬૫ માં ) સોલ મંદિર હોવાનું કથે છે:—

" સોલ પ્રાસાદ તિહાં અછઇ જિનબિંબ નમીજઇ. " ( પૃ. ૧૭ )

**પં૦ વિજયસાગર** અહિં બે મંદિરો હોવાનું જણાવે છે.

" બિહુ દેહરે એકસો પ્રતિમા નવિ લહઇ બાધની ગણિમા " ( પૃ ૯ )

**પં૦ જયવિજય** અહિં સત્તર મંદિર અને સત્તર પ્રતિમાઓ હોવાનું કહે છે—

પ્રતિમા સતર સતર પ્રાસાદ એક એકસ્યું મંડઈ વાદ " ( પૃ. ૩૦ )

જ્યારે **પં૦ સૌભાગ્યવિજયજી** કહે છે—

" એક પ્રાસાદ છે જિનતણો ચિ૦ એકઋષભ ગામમાહિ, જી૦
અવર પ્રાસાદ છે જૂના જિકે ચિ૦ પ્રતિમામાંહિ નાહિ જી૦ ૨ (પૃ. ૯૧)

આ **નાલંદા**પાડા ( વડગામ ) ના વર્ણનમાં પ્રસ્તુત તીર્થમાળાઓનો એક શબ્દ બહુ વિચારણીય છે જુદા જુદા કવિઓના શબ્દો આમ છે

ગોયમ ગુરુ પુગતા ઠામિ પ્રગટી મુની પાત્રાની બાણિ
તેમ પામ્યા **વાણિજગામ**[1] અણુ-પાનક ઠામ ' ૨૫ ( પૃ ૯ )

**પં૦ વિજયસાગર.**

---

૧ આ **વાણિજગામ** **નાલંદા**ની પાસે કહેવામાં આવ્યું છે, તે ઠીક નથી વાણિજગામ, એતો **વૈશાલી** નગરીની પાસે હોવું જોઈએ, કારણકે '**कल्पसूत्र**' ની **સુબોધિકા**ના પૃ ૧૮૮ માં ભગવાને કરેલા ચાતુર્માસ ગણાવવામાં આવ્યા છે ત્યાં **વૈશાલી** અને **વાણિજગામની** નિશ્રાએ ભગવાને ૧૨ ચોમાસા કર્યાનું જણાવ્યું છે —"**वेसालिं णगरिं वाणियगामं च णीसाए दुवालस अंतरावासे वासावासं उवागए**"। અતએવ વૈશાલી અને વાણિજગામ બન્ને નજીક હોવા જોઈએ અને વૈશાલી તો અહિંથી લગભગ સાઠ માઇલ ઉત્તરમાં આવેલી છે

" કલ્યાણક થૂભ પામઈ અરજઈ એ મુનિવર **યાત્રાખાણિ**. (પૃ ૧૭)
**—પં૦ હંસસોમ.**

" દીસઇ તેહતણું અહિનાણ પુહવઇ પ્રગટી **યાત્રાષાણિ** " ( પૃ ૩૦ )
**—પં૦ જયવિજય.**

" ગૌતમ કેવલ તિહાં થયો ચિ૦ **યાત્રાષાણ વિચાર** " ( પૃ ૯૨ )
**—પં૦ સૌભાગ્યવિજય**

**ઉપરની ચાર તીર્થમાળાઓ પૈકી ત્રણમા ' યાત્રાખાણ ' શબ્દ છે, જ્યારે એકમા ' પાત્રાખાણ ' છે. સંભવ છે જૂનીપ્રતિના વાચન ભ્રમથી ' ય ' ને બદલે ' પ ' વંચાયો હોય હવે આ 'યાત્રાખાણ' તે શુ ? શ્રીજિનપ્રભસૂરિએ वैभारकल्प માં નાલંદાનુ વર્ણન કરતા કહ્યું છે—**

**श्रीगौतमस्यायतनं कल्याणस्तूपसन्निधौ ।**
**दृष्टमात्रमपि प्रीतिं पुष्णाति प्रणतात्मनाम् ।। २८ ।।**

**આ શ્લોકની પ્રતિધ્વનિરૂપ ઉપરની લીટીઓ છે આ શ્લોકના પૂર્વાર્ધમા કહ્યું છે કે કલ્યાણકસ્તૂપની પાસે ગૌતમસ્વામિનું સ્થાન છે.**

---

આ સિવાય બીજુ પણ એક પ્રમાણ એ છે કે—ભગવાન વૈશાલીથી **વાણિજગામ** પ્રતિ વિહાર કર્યો ત્યારે તેઓ **મંડિકિકા** ( ગંડિકિકા ) નદી ઉતર્યા છે જે નદીને અત્યારે ગંડક કહે છે જૂઓ **त्रिशष्टिशलाका पुरुष चरित्र**, ૧૦ મુ પર્વ ૮ સર્ગ ૧૩૯ મો શ્લોક—

**" ततः प्रतस्थे भगवान् ग्रामं वाणिजकं प्रति ।**
**मार्गे मं(गं)डिकिकां नाम नदीं नावोत्ततार च ॥१३९॥**

આ **મંડિકિકા** નદી તેજ **વૈશાલીની** પાસે છે. જે **મુજફ્ફરપુર** જીલ્લામા **બસાડપટ્ટી** (Busadhputtee) ના નામથી પ્રસિદ્ધ છે આ **બસાડપટ્ટી** એ જૂની **વૈશાલી** છે અહિ પ્રાચીનમંદિરો અને ખંડહરો અત્યારે પણ વિદ્યમાન છે, આની પાસેજ **વાણિજગામ** હોવુ જોઈએ **કનિંગહામ** પણ આ **બસાડપટ્ટીની** પાસેજ **વાણિજગામ** હોવાનુ કહે છે. સંભવ છે અત્યારે જેને **બજિઆ** (Beejea) ગામ કહે છે તેજ કદાચ તે વખતનુ **વાણિજગામ** હોય

તેજ વાત ઉપરની પંક્તિઓમાં છે. આ ઉપરથી '**यात्राखान**' નો અર્થ '**यात्रास्थान**' કરવો સર્વથા બંધબેસ્તો છે. બંગાળીમા '**खा**' શબ્દ **સ્થાન** અર્થમાં વપરાય છે, જેમ **जेखाने** (જે સ્થાને) **सेखाने** ( તે સ્થાને ) આ સ્થાન ગૌતમસ્વામિનું સ્થાન હોવાથી આ સ્થાનને 'યાત્રાસ્થાન' બતાવ્યું છે.

આ પછી જ્યાં મહાવીર પ્રભુ સમોસર્યા હતા, તે [1]ગુણશીલ ચૈત્ય અથવા

## ગુણાયા

તીર્થ જોઇએ. આ તીર્થનું વર્ણન માત્ર બેજ—**પં૦ વિજયસાગર** અને **પં૦સૌભાગ્યવિજયજીની**–તીર્થમાળાઓમા જોવામાં આવે છે. આમાં **પં૦ વિજયસાગરે** માત્ર એટલુંજ લખ્યું છે.—

' ગામ ગુણાઉઆ જાણુ કહઇ ત્રિણ કોસે તસ તીરો જી
ચૈત્ય ભલુ જેહ **ગુણસિલ**, સમોસર્યા જિહાં વીરો જી " ૧૭ ( પૃ ૬ )

જ્યારે **પં૦ સૌભાગ્યવિજયજીએ** જણાવ્યું છે કે—

" રાજગૃહીથી પૂર્વદિશામા ત્રણ કોસ ઉપર **ગુણશીલ** ચૈત્યની જગા છે, જેને **ગુણાયા** કહેવામા આવે છે "

અત્યારે જે **ગુણાયા** માનવામા આવે છે, તે રાજગૃહીથી

[1] **ભગવતી સુત્ર** ના ૧ ના શતકના ૧ લા ઉદ્દેશાના ૫ ? મા ગુણશીલ ચૈત્યનો નિર્દેશ આ પ્રમાણે કરવામા આવ્યો છે

" **तस्स णं रायगिहस्स बहिया नगरस्स उत्तरपुरच्छिमे दिसीभाए गुणसीलए नामं चेइए होत्था।** "

આ ઉપરથી જણાય છે કે—રાજગૃહની ઉત્તર–પશ્ચિમમા આ સ્થાન હતુ. અત્યારે જે સ્થાન માનવામા આવે છે તે રાજગૃહીથી લગભગ દક્ષિણ પૂર્વમા છે. અત્યારે અહિં **ગુણાયા** કે **ગુણશીલ** નામનું કોઇ ગામ નથી. **નવાદા** સ્ટેશનથી લગભગ ત્રણેક માઇલ ઉપર તળાવની મધ્યમા મહાવીરસ્વામીનુ મંદિર છે. મંદિરમા જવાને પુલ બાંધેલ છે. આને **ગુણાયા** અથવા **ગુણશીલ** માનવામા આવે છે

ત્રણ કોસ નહિ પરન્તુ દક્ષિણ–પૂર્વ મા લગભગ પાચ–છ કોસ થાય છે

આ પછી મહાવીર સ્વામીની જન્મભૂમિ તરીકે **પ્રસિદ્ધિ** પામેલ

**[1]ક્ષત્રિયકુંડ**

તીર્થ છે. પ્રસ્તુત પાચ તીર્થમાળાઓ પૈકીની સૌથી **જૂની** તીર્થ-માળાના કર્ત્તા **પં૦ હંસસોમ, જે આમલીવૃક્ષે** પ્રભુએ આમલકી-**ક્રીડા કરી હતી, તે આમલીનુ** વૃક્ષ **જોયાનું** લખે છે. તે ઉપરાન્ત **સિદ્ધાર્થરાજાનું ઘર** (ઘરનુ સ્થાન) બતાવી ત્યાંથી બે ગાઉ **બ્રાહ્મણ-કુંડ** ગામ છે; એમ જણાવે છે. જ્યારે **પં૦ વિજયસાગર** જણાવે છે કે–" **ક્ષત્રિયકુંડની તળેટીમા** બે દેરાસરો છે, **સિદ્ધાર્થરાજાનું** ઘર

---

૧ **ક્ષત્રિયકુંડ**, કવિયોએ જે ક્ષત્રિયકુડ, કુમારિયગામ, બ્રાહ્મણકુડ ગામ, **આમલીવૃક્ષ, જ્ઞાતવન** વિગેરે સ્થાનોનુ વર્ણન કર્યુ છે, તેજ અત્યારે પણ માનવામા આવે છે, અને ત્યાજ લોકો યાત્રા કરવાને જાય છે, પરન્તુ શોધખોળનુ પરિણામ આ સ્થાનોને સ્થાપનારૂપે માનવા **તરફ** દોરી જાય છે એવી અનેક પ્રાચીન નગરીઓ છે, કે જેનુ મુખ્યસ્થાન નિશ્ચય કરવુ કઠિનતા ભરેલુ છે જે ક્ષત્રિયકુડ અને તેને લગતા બીજા સ્થાનો અત્યા- મનાય છે તે સ્થાપના રૂપે છે, **એમ** માનવામા અનેક કારણો છે

શાસ્ત્રોમા ક્ષત્રિયકુડ **વૈશાલી**ની પાસે બતાવવામા આવેલ છે એ વાત સુપ્રસિદ્ધ છે હવે અનેક શોધોના પરિણામે એને નિશ્ચયજ થઇ ચુકયુ છે કે– **મુજફ્ફરપુર** જીલ્લામા આવેલુ બસાડપટી (Basadhput) છે એજ **વૈશાલી** નગરી છે અહિ અનેક જીર્ણ મન્દિરો અને ખડહેર પણ વિદ્યમાન છે આ ગામ ગંડક ( **ગંડિકિકા** ) નદીની પાસેજ કાંઠા ઉપર આવેલુ છે, અને તેજ પ્રમાણે હેમચન્દ્રાચાર્ય **'મહાવીરચરિત્ર'**મા વૈશાલી **ગંડિકિકા** નદીની પાસેજ હોવાનું જણાવે છે (જુઓ **વાણિજગામ** ઉપરની નોટ) આ **પ્રમાણોથી** આજ ગામ **વૈશાલી** નગરી છે, એમ માની શકાય છે આ **બસાડપટ્ટીની** પાસેજ **બસુકુંડ** છે, જેને **ડા. રેપ્સન** વિગેરે વિદ્વાનો **ક્ષત્રિયકુંડ** તરીકે ઓળખાવે છે. આ **વૈશાલી** ( **બસાડપટ્ટી** ) થી દક્ષિણ–પશ્ચિમમા લગભગ છ માઇલ ઉપર એક ગામ છે, જેનુ નામ છે **બામંડણગામ** ( Bamhangawan ) આજ **બામહણગામ, ઋષભદત્ત** બ્રાહ્મણવાળુ ગામ હોય તેમ સંભાવના થાય છે.

પર્વતપર હતું, ત્યાં એક જિનબિંબ છે. અહિંથી બે કોસ બ્રહ્મકુંડ (બ્રાહ્મણકુંડ) ગામ છે. પર્વતથી નીચે ઉતરી **કુમારિય** ગામ જવાય છે, જ્યાં ભગવાનને પ્રથમ પરીષહ થયો હતો. અહિં એક ચોતરા ઉપર વીરપ્રભુના પગલાં છે. ”

---

કવિયો જેને **ક્ષત્રિયકુંડ** અને **બ્રાહ્મણગામ** બતાવે છે, એ તો **વૈશાલી**થી લગભગ સો માઇલ થાય છે, જ્યારે શાસ્ત્રોમાં તો **વૈશાલી**ની પાસેજ **ક્ષત્રિયકુંડ** બતાવવામાં આવેલ છે. એટલે ઉપરની કલ્પના વધારે વજનદાર માલૂમ પડે છે

બીજી બાબત એ છે કે—અત્યારે જ્યાં **કોરાઈ ગામ** છે, ત્યાં ભગવાનને પ્રથમ ઉપસર્ગ થયાનું કવિયો જણાવે છે તે પણ ઠીક નથી કારણ કે–ભગવાને ક્ષત્રિયકુંડમાં દીક્ષા લીધા પછી છઠ્ઠનું પારણું **કોલ્લાકસન્નિવેશ**માં કર્યાનું શાસ્ત્રોમાં કથન છે આ **કોલ્લાકસન્નિવેશ** ક્યાં આવ્યું એના સંબંધમાં **ભગવતી સૂત્ર** ના ૬૬૨માં પેજના

" **तीसेणं नालंदाए बाहिरियाए अदूरसामंते पत्थणं कोल्लाए नामं सन्निवेसे होत्था** "

આ પાઠ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તે **નાલંદા**ની પાસે હતું દીક્ષા લઈને આ **કોલ્લાકસન્નિવેશ** તરફ જતાં પહેલીજ રાત્રિએ **કુર્માર** ગામમાં ભગવાનને ઉપસર્ગ થયો છે હવે કવિયોના કથન પ્રમાણે અને અત્યારે માનવામાં આવે છે તે **કોરાઈ** અથવા **કુમારિય** ગામમાં ભગવાનને ઉપસર્ગ થયો કોઈ રીતે સંભવી શકતું નથી કારણ કે **વૈશાલી** પાસેના **ક્ષત્રિયકુંડ**થી આ ગામ દક્ષિણ–પૂર્વમાં લગભગ ૧૦૦ માઇલ ઉપર આવેલું છે એટલે ભગવાન દિવસના ચોથા પહોરમાં દીક્ષા લઈ વિહાર કરી સૂર્યાસ્ત પહેલાં સો માઇલનો વિહાર કરે એ કેમ સંભવી શકે? વળી **નાલંદા**ની પાસેના જે **કોલ્લાકસન્નિવેશ**માં ભગવાને છઠ્ઠનું પારણું કર્યું હતું, તે સ્થાન તો વૈશાલી પાસેના ક્ષત્રિયકુંડથી દક્ષિણ–પૂર્વમાંજ લગભગ ૬૦ માઇલ થાય છે અને એ કદિ બનવા જોગ નથી લાગતું કે—પહેલા દિવસે સો માઇલનો વિહાર કરીને ભગવાન પાછા તેજ રસ્તે કોલ્લાકસન્નિવેશમાં આવે. સુતરાં ભગવાનને ઉપસર્ગ થયાનું સ્થાન **વૈશાલી** (**ક્ષત્રિયકુંડ**) અને **નાલંદા**પાડાની વચમાં હોવું જોઈએ એટલે એ ગામોની વચમાં–૬૦ માઇલના આંતરાની વચમાં–કોઈ **કુર્માર** અથવા એના અપભ્રંશવાળું ગામ હોવું જોઈએ કે જ્યાં ભગવાનને ઉપસર્ગ થયો હતો. આને માટે 'ટ્રીગ્નોમેટ્રીકલ-

પં૦ **સૌભાગ્યવિજય** લખે છે કે—" પર્વતની તળેટીમા [1]**મથુરાપુર** નામનું ગામ છે અહિંથી બે ગાઉ દૂર **બ્રાહ્મણકુંડ** ગામ હતુ, જ્યા **ઋષભદત્ત બ્રાહ્મણનુ સ્થાન** હતુ, હાલ ત્યા નદી વહે છે ગામ, ઠામ કંઈજ નથી માત્ર બે જીર્ણ દેરાસરો છે પર્વત ઉપર એક દેરાસર છે, જેમા **વીર**પ્રભુની મૂર્ત્તિ છે. અહિંથી બે કોસ ઉપર જેને **ક્ષત્રિયકુંડ** કહેતા, એ સ્થાન છે પરન્તુ કોઈ ત્યાં જતુ નથી બધા મંદિરના દર્શન કરી પાછા વળે છે ગિરિથી ઉતરતા **કોરાઈ** ગામ આવે છે અહિં વડનીચે **વીર**પ્રભુને પ્રથમ પરિષહ થયો હતો. "

પં૦ **વિજયસાગરે** જેને ' કુમારિય ગામ ઉલ્લેખ્યુ છે, તેનેજ પં૦ **સૌભાગ્યવિજય** ' **કોરાઈ** ' ગામ કહે છે.

આ **ક્ષત્રિયકુંડને** અત્યારે **લછવાડ** કહે છે **મહાવીર** સ્વામિનુ જ્યા દીક્ષાકલ્યાણક થયુ હતુ, તે ' **જ્ઞાતવનખંડ** ' એ આ પર્વત-જંગલ છે, એમ કહેવાય છે અત્યારે પણ આ પહાડની તળેટીએ બે મંદિરો છે અને ઉપર **મહાવીરસ્વામિનુ** મંદિર છે

આની પાસે **સુવિધિનાથના** જન્મકલ્યાણકવાળુ

## કાકંદી

તીર્થ છે પં૦ **સૌભાગ્યવિજય ધન્ના અણગારનુ** પણ આજ

---

સર્વે ' ના નકશામા એક ગામ તરફ અમારુ ધ્યાન જાય છે જેનુ નામ છે **કુસમર** ( Kusmur ) આ ગામ **ક્ષત્રિયકુંડ** અથવા **વૈશાલીથી** નાતિનાના રસ્તેજ લગભગ ૧૭-૧૮ માઇલ ઉપર આવેલુ છે પહેલા દિવસે દીક્ષા લીધા પછી ભગવાન્ આટલો વિહાર કરે એ સંભવિત પણ છે

ઉપરના પ્રમાણોથી એમ માનવાને કારણ મળે છે કે—અત્યારે જેને **ક્ષત્રિયકુંડ** અને તેને લગતા બીજા સ્થાનો માનવામા આવે છે, તે સ્થાપના છે. જ્યારે ખરૂ **ક્ષત્રિયકુંડ વૈશાલી** (Busadhputtee) ની પાસે જે **બસુકુંડ** છે, તેજ હોવુ જોઈએ

૧ આ મથુરાપુર (Muthrapoor) પણ **સદર** પર્વતની પાસેજ આવેલુ છે. અત્યારે આ પર્વત ઉપર લોકો **લછવાડથી** ચઢે છે જ્યારે પં૦ **સૌભાગ્યવિજયના** સમયમા લોકો **મથુરાપુરથી** ચઢતા હતા

થાન બતાવે છે. આ તીર્થ કયા આવ્યુ, **તે સંબંધી** કવિયોએ જુદા જુદા મતો આપ્યા છે **પં૦ વિજયસાગર બિહારથી** પૂર્વમા પચીસ ગાઉ ઉપર બતાવે છે **પં૦ હંસસોમ વર્ત્તમાનમા** જેને **ક્ષત્રિય-કુંડ** ( **લછવાડ** ) કહેવામા આવે છે, તેનાથી પાચ કોસ દૂર બતાવે છે, જ્યારે **પં૦ સૌભાગ્યવિજયજીએ** બે **કાકંદીનો** ઉલ્લેખ કર્યો છે. એક **કાકંદી** અત્યારે જેને **ક્ષત્રિયકુંડ** કહેવામા આવે છે, તે-નાથી ૪–૫ ગાઉ ઉપર બતાવે છે, જ્યા **ધન્ના અનગાર** થયાનુ જણાવે છે અને બીજી **કાકંદી ગોરખપુરથી** પૂર્વમા પચીસ કોશ ઉપર બતાવે છે જ્યા સુવિધિનાથનુ કલ્યાણક બતાવે છે. **ક્ષત્રિય-કુંડ** પાસેની **કાકંદીમા** દેરાસર, મૂર્ત્તિ કે પગલાં કંઈપણ હોવાનું કોઈએ પણ જણાવ્યુ નથી, જ્યારે **ગોરખપુરથી** પૂર્વમા પચીસ કોસ જે **કાકંદી**[1] **સૌભાગ્યવિજયે** બતાવી છે, ત્યા પગલા હોવાનુ તેઓ જણાવે છે વર્ત્તમાનમા **ક્ષત્રિયકુંડથી** ઉત્તર પૂર્વમા ૧૦–૧૨ માઈલ ઉપર જે **કાકંદી** માનવામા આવે છે, ત્યા **પાર્શ્વનાથનું** સોલમી શતાબ્દિમા બનેલું મંદિર વિદ્યમાન છે.

## ચંપાનગરી[2]

આ નગરી **ભાગલપુરની** પાસે આવેલી છે **પટણાથી** પૂર્વમા લગભગ સો કોસ થાય છે, અહિં **વાસુપૂજ્યના** પાચ કલ્યાણકો થયા છે **પં૦** સૌભાગ્યવિજયજી કહે છે કે:–“ **ચંપાથી** દક્ષિણમા

---

૧ દિગમ્બરોના ‘ **यात्रादर्पण** ’ મા આ ગોરખપુરની પાસેની કાકંદીને તીર્થ તરીકે ગણાવેલ છે આ ગામનુ નામ **ખૂખંદા** બતાવવામાં આવ્યુ છે અને તે ગોરખપુરથી બી એન. ડબલ્યુ લાઈનના **નોનવાર** સ્ટેશનથી ૧॥ માઇલ ઉપર છે. અમારી ધારણા પ્રમાણે આજ **ખૂંખદા**, એ **કાકંદી તીર્થ** હોય તેમ જણાય છે

૨ આ નગરી હાલ **ચંપાનાલા** ના નામથી ઓળખાય છે અને તે **ભાગલપુરથી** ૩ માઇલ ઉપર આવેલ છે **ભાગલપુરથી ચંપાનાલા** સુધીમાં બે મંદિરો આવે છે બન્નેમા **વાસુપૂજ્યસ્વામીની** મૂર્ત્તિયો છે **ચંપાનાલાની** પાસેજ **નાથનગર** છે અહિં પણ એક રમણીય મંદિર છે

સોલ કોસ ઉપર **મંદારગિરિ**[1] છે, અહિ **વાસુપૂજ્યસ્વામિનુ** નિર્વાણ થયું હતું. અહિં પ્રતિમા અને પગલા હોવાનું કહેવાય છે, પણ યાત્રાએ બહુ થોડાજ લોકો જાય છે.”

આ તીર્થના સબંધમા **પં૦ વિજયસાગર** ખાસ એક જાણવા જેવી વાત કહે છે. તે કહે છે કે “ **દેવસી** નામના એક દીવાનાએ શ્વેતાબરના આ તીર્થને ઉત્થાપીને દિગબર તીર્થ બનાવ્યુ હતું, પરન્તુ તેના કુલનોજ નાશ થયો, અને પુત્ર પ્રપોત્ર કોઈ રહ્યોજ નહીં આથી ‘ જે માણસ તીર્થને ઉત્થાપે એની આ દશા થાય ’ એવી કહેતી કહેવાય છે ”

**શ્રીમલ્લીનાથ** અને **નમિનાથના** કલ્યાણકા તરીકે પ્રસિદ્ધિ પામેલ

## મિથિલા.

પણ એક તીર્થ છે આ ગામ **પં૦ વિજયસાગર હાજીપુરથી** ઉત્તરમા ચાલીસ કોસ ઉપર બતાવે છે. આ તીર્થના સબધમા **પં૦ વિજયસાગર** કહે છે કે ‘સીતાનુ પીયર’ આ સ્થાન કહેવાય છે. **પં૦ સૌભાગ્યવિજય** આ સ્થાન **પટણાથી** ઉત્તરમા પચાસ ગાઉ ઉપર બતાવે છે. તેને **સીતામઢી**[2] ના નામથી પ્રસિદ્ધ જણાવે છે ઉપ

---

૧ આ **મંદારગિરિનુ** વર્ણન દિગમ્બરીય **यात्रादर्पण** મા કરવામા આવ્યુ છે તે ઉપરથી જણાય છે --**ભાગલપુરથી** દક્ષિણમા ૧૬ કોસ ઉપર **મંદારહિલ** નામનુ એક સ્ટેશન છે અહિથી ૧ માઇલ ઉપર એક ન્હાનો પહાડ છે આ પહાડ એજ **મંદારગિરિ** છે કહેવાય છે કે અહિ **વાસુપૂજ્ય** સ્વામિનુ નિર્વાણ થયુ હતુ

૨ અત્યારે પણ ગામનુ (મિથિલાનુ) નામ **સીતામઢી** ( Sitamarhi) જ છે આ ગામ **મુજફ્ફરપુર** જીલ્લામા **દરભંગા** જકશનથી ૮૨ માઇલ પશ્ચિમોત્તરમા આવેલુ છે અને તે **લખણદેઇ** નદીના કાંઠે છે. અહિ લગભગ નવ હજાર મનુષ્યોની વસ્તી છે

આ નગરીનુ **જિનપ્રભસૂરિએ** ‘ **મિથિલાકલ્પ** ’ મા વર્ણન કર્યુ છે તેમાં પ્રારભમાં **વિદેહ** દેશનુ વર્ણન કરી પછી મિથિલાનુ વર્ણન કર્યુ છે. તેમના

રાન્ત અહિ **મલ્લીનાથ** અને **નમિનાથના** પગલા છે, એમ પણ કહે છે વળી અહિથી ૧૪ કોસ ઉપર તે **જનકપુરી**[1] હોવાનું જણાવે છે, કે જે **જનકપુરી** સીતાનું પીયર હતુ. **પં૦ શીલવિજયજી.**

' મિથિલાનયરી મલ્લીજિણુદ. ' ( પૃ૦ ૧૦૯ )

એમ ગાઈને **મલ્લીનાથનું** જન્મ કલ્યાણક **મિથિલા** બતાવે છે. વસ્તુત· આ સ્થાન કયુ તે ચોક્કસ કહી શકાતુ નથી

હવે **પટણાથી** દક્ષિણમા પચાસ ગાઉ ઉપર

## ભદ્દિલપુર[2]

નામનુ તીર્થ છે. **શીતલનાથનું** આ જન્મકલ્યાણક છે. આ **ભદ્દિ-**

---

કથનમા બે બાબતો મહત્ત્વની છે એક તો એ કે–આ દેશમા તેમના સમયમાં સસ્કૃતના પ્રખર વિદ્વાનો હતા. અને બીજી બાબત એ કે તે વખતે આ નગરી ( મિથિલા ) ' જગઇ ' ( જગતી ) ના નામથી પ્રસિદ્ધ હતી. તે કથન આ પ્રમાણે છે.—

" **पए पए वावीकूवतलायनईओ य महुरोदगा पागयजणा वि सक्कयभासाविसारया अणेगसत्थपसत्थअभत्थनिउण य जणा । तत्थ रिद्धित्थिमियसमिद्धा मिहिला नाम नयरी होत्था । संपयं जगइत्ति पसिद्धा** "

ઉપયુંક્ત **સીતામઢીથી** પશ્ચિમમા લગભગ ૭ માઇલ ઉપર **જગદીશપુર** (Jugdees poor) નામનુ ગામ છે સભવ છે જેને જિનપ્રભસૂરિ '**જગઇ**' કહે છે, તેજ આ **જગદીશપુર** હોય જો આ કલ્પના સાચી હોય તો અત્યારનું જગદીશપુર, એજ જિનપ્રભસૂરિના સમયની **મિથિલા નગરી** કહી શકાય

૧ આ જનકપુરિ પણ અત્યારે વિદ્યમાન છે જે **જનકપુર** (Janick-poor ) ના નામથી પ્રસિદ્ધ છે. આ ગામ **દરભંગા** જક્શનથી પશ્ચિમોત્તર **જનકપુરરોડ** નામનુ સ્ટેશન છે, તેનાથી પૂર્વોત્તર ૨૪ માઇલ ઉપર છે. **સીતામઢીથી** પૂર્વોત્તરમા છે તે લગભગ ૩૦ માઇલ ઉપર આવેલુ છે.

૨ અત્યારે આ તીર્થ વિચ્છેદ છે. પરન્તુ **ગયા** જીલ્લામાં **હટવરિયા** ( Hutwareea ) નામનુ એક નાનકડુ ગામડુ છે તેને **ભદ્દીલપુર** ગણ-

લપુર કયું ? એનો ખુલાસો કરતા **પં૦ સૌભાગ્યવિજય** કથે છે:—

"ભદ્દિલપુર ભાષે છે શાસ્ત્રમા રે હિવણાં નામ **દુતારા** જાસ ર." પ૦ ૧
( પૃ ૮૯ )

આ ઉપરથી જણાય છે કે–દુતારા ગામને તે વખતે લોકો ભદ્દિલપુર માનતા હતા. સૌભાગ્યવિજયના કથન પ્રમાણે અહિ એક પર્વત છે. પર્વત ઉપર **પાર્શ્વનાથના** પગલા છે. એક ગુફામા સપ્તફણા **પાર્શ્વનાથની** મૂર્ત્તિ છે. પાસે એક સરોવર છે. પર્વતની પાસેજ **દુતારા** ( દતારા ) ગામ છે, કે જ્યાં **શીતલનાથના** ચાર કલ્યાણક થયા હતા.

હવે આપણે પૂર્વદેશનું જગપ્રસિદ્ધ

## સમ્મેતશિખર

તીર્થનુ વર્ણન તપાસીએ પાચે તીર્થમાળાઓમા **સમ્મેતશિખરનુ** વર્ણન ઓછુ વત્તુ કરેલુ છે. ચોવીસ તીર્થંકરો પૈકી વીસ તીર્થંકરો આજ પવિત્ર પર્વત ઉપર **મુક્તિ** પામ્યા હતા. કોઇ અપેક્ષાએ **પં૦ વિજયસાગર** તો આ **સમ્મેતશિખર** તીર્થને **શત્રુંજયથી** પણ અધિક વખાણે છે. તેઓ કહે છે—

" અધિકો એ ગિરિ ગિરુઅડો શત્રુંજયથી જાણ્યો છે " શ્રી. ૨ (પૃ ૫)

---

વામા આવે છે **પં૦ સૌભાગ્યવિજય** જેને **દુતારા** કહે છે, તે ગામ આ હટવરિયા ( Hutwuieea ) થી દક્ષિણમા લગભગ ૪–૫ માઇલજ દૂર છે આનું ખરૂ નામ છે **દંતારા** ( Duntuin ) **પં૦ સૌભાગ્યવિજયજીના** સમયમાં આ **દંતારાને ભદ્દિલપુર** લોકો માનતા હતા, એમ તેમના **કથનથી** માલૂમ પડે છે. અહિ કેટલીક પ્રાચીન મૂર્ત્તિયો અને ખંડેહરો ઘણાં છે, એજ એની પ્રાચીનતાના સ્મરણ ચિહ્નો છે આનીજ પાસે એક પહાડ છે કહેવાય છે કે આજ પહાડ એ ખરૂ **ભદ્દિલપુર** તીર્થ છે દિગમ્બરોના **તીર્થયાત્રા દર્પણના** પૃ ૨૦૭થી ૨૧૨ સુધી આ **તીર્થનુ** વિસ્તૃત વર્ણન આપ્યુ છે જો કે તેમા પોતાના ગીત ગાયા છે, પરન્તુ તેમાંથી આ સ્થાન **ભદ્દિલપુર** તીર્થ હોવુ જોઇએ, એવા કેટલાંક પ્રમાણો જરૂર મળે છે

પં૦ જયવિજયે પણ કથ્યું છે.—

" સમેતાચલ શત્રુંજય તોલઇ સીમધર જિણવર ઇમ બોલઇ,
એહ વયણ નવિ ડોલઇ." ૪૯ (પૃ ૨૮)

કવિ વિજયસાગરજીએ અને પં૦ જયવિજયે સમ્મેત-શિખરની આસપાસના મનુષ્યો અને આ ભૂમિની રસાળતાનું જે વર્ણન કર્યું છે, તે ખરેખર તે વખતની સ્થિતિનું ભાન કરાવે છે. આ કવિઓએ કરેલા વર્ણનનો સાર આ છે—

" લોકો લંગોટિયા છે. માથું ઉઘાડું રાખે છે અને માથે વાળના ગુંચડા વધારે છે. સ્ત્રીયો કાચળીયો પહેરતી નથી. 'કાચળી' નામથી તો ત્યાં ગાળ ગણવામાં આવે છે. સ્ત્રિયો પણ કદરૂપી, ભૂતડી જેવી લાગે છે. માથું ઢાંકેલી કોઇ સ્ત્રીને તે જૂએ છે તો તેણીઓને બહુ આશ્ચર્ય થાય છે ત્યાંના ભીલો હાથમાં ધનુષ્ય અને બાણ લઇને ફરે છે. "

આ પછી આગળ જતાં આ કવિઓએ આ રસાળ દેશનું પ્રાકૃતિક વર્ણન કરી તે દેશમાં થતી વસ્તુઓ ફળ-ફૂલાદિ ગણાવેલ છે.

સમ્મેતશિખરની યાત્રાએ જનારાઓને તે સમયમાં પણ ગામના રાજાની સમ્મતિ મેળવવી પડતી હતી, તેમ આ તીર્થમાળાઓ ઉપરથી જણાય છે. ઉપરની પાંચ તીર્થમાળાઓ પૈકી સૌથી જૂની પં૦ હંસસોમની તીર્થમાળામાં કહેવામાં આવ્યું છે:—

તલહટ્ટિ પાલઇગુજા ગામ સઘઇ જઇનઇ કીધું મુકામ (પૃ ૧૯)

આમાં જે 'પાલઇગુજા' ગામનું નામ આપ્યું છે, તેનું ખરું નામ '[1]પાલગંજ' છે પં૦ વિજયસાગર અને પં૦ જય-

---

૧ આ પાલગંજ ( Palgunja ) અત્યારે પણ વિદ્યમાન છે આ ગામ હજારીબાગ જીલ્લામાં આવેલા મધુવન ( Mudhoobun ) થી ઉત્તર પૂર્વમાં ૬–૭ માઇલ ઉપર અને ગિરડીહ (Giridih) થી દક્ષિણ પશ્ચિમમાં ૧૧–૧૨ માઇલ ઉપર આવેલ છે

વિજયે પોતાના સમયમા **સમ્મેતશિખરની** તળેટીમા જે ગામ હતું, તેનું નામ **પાલગંજ** જ આપ્યુ છે, વધુમા તેમણે **પાલગંજનો** રાજા **પૃથ્વીચંદ્ર** (પૃથ્વીસિંહ) હતો એમ પણ જણાવ્યુ છે. જ્યારે **પં૦ શીલવિજયે** રાજાનું નામ નથી આપ્યુ. માત્ર એટલુંજ જણાવ્યું છે:—

પાલગંજ તલહટી વસઇ રાજા ખ્યત્રી મનિ ઉલ્હસિ ૦ " ૨૫ (પૃ. ૧૧૦)

પરન્તુ **પં૦ સૌભાગ્યવિજયે** આ બધાઓ કરતા કંઈક વિશેષ જણાવ્યું છે. તેઓ જણાવે છે કે—

" બંગાળમા આવેલા **ઝરિયા**[1] ગામમા **રઘુનાથસિંઘ** રાજા રાજ્ય કરે છે. તેના દીવાનનું નામ **સોમદાસ** છે **સમ્મેતશિખરની** યાત્રાએ જતાં જે કોઈ યાત્રી અહિં આવે છે તેની પાસેથી **અર્ધો રૂપિયો** લઇને તેને આગળ વિદાય કરે છે વચમા દલાલો પણ ફર્યા કરે છે અને શ્રાવકોની ખુશામત કરે છે. તેઓ કહે છે કે–**પાર્શ્વ**નાથના પાળેલા અમે રખવાળા છીએ, તમે સંઘ લઇને આવ્યા છો, માટે જે કંઈ લાવ્યા હો તે અમને આપો "

આગળ ચાલતા આ કવિ, [2]**કુતરાસ**ના રાજા **કૃષ્ણસિંહ** પણ દાણ લે છે, એમ જણાવે છે. વળી "**સમ્મેતશિખરની** તળેટીમા **રઘુનાથપુરા** ગામ છે અહિં યાત્રાળુઓ એક વિશાળ વડની નીચે ઉતરે છે. અહિંથી બે ગાઉ સપાટ જમીન ઉપર ચાલ્યા પછી પહાડનો ચઢાવ આવે છે " એમ પણ કવિએ જણાવ્યુ છે આ પછી આ કવિ આખી એક ઢાળમા આ મનોહર રસાળ પહાડનુ વર્ણન કરી આ પહાડમા થતી વનસ્પતિઓ વાઘ, સિંહ વિગેરે કેવા કેવા જાનવરો આ જંગલમા રહે છે, તે પણ જણાવે છે

---

૧ અત્યારે પણ **આ ઝરિયા** (Jheria) વિદ્યમાન છે, અને તે પાર્શ્વનાથ હીલથી પૂર્વ દક્ષિણમા ૨૪–૨૫ માઇલ ઉપર આવેલુ છે.

૨ **કતરાસ** ( Kutras ) આ ગામ પાર્શ્વનાથ હીલથી પૂર્વ–દક્ષિણમા લગભગ ૧૫ માઇલ ઉપર આવેલુ છે

આ પછી પહાડ ઉપરનાં દર્શનીય સ્થાનો બતાવ્યા છે, જેમાં ટૂંકો, મંદિરો અને કુંડો વિગેરેનું વર્ણન છે. ઉપરની પાચ તીર્થમાળાઓ પૈકી ચાર તીર્થમાળાઓમા **સમ્મેતશિખરની** તળેટીમાં **પાલગંજ** ગામનુ નામ આપ્યું છે, જ્યારે **પં૦ સૌભાગ્યવિજયજીની** તીર્થમાળામા **પાલગંજનું** નામ નહિં આપતા **રઘુનાથપુરાનું** નામ આપ્યું છે, એનું કારણ એ છે કે–આ તીર્થમાળામાં વર્ણવેલ સંઘ પહેલા **મુર્શિદાબાદ, કાસમબજાર** વિગેરે **થઈ** પાછા વળતા **વર્ધમાન,**[1] ( **અસ્થિગ્રામ** ), બકુલેસર,[2] **પંચેટ,**[3] **રઘુનાથપુરા,**[4] **બિંદા, દામોદર** નદી, **ઝરિયા** અને **કતરાસ** થઈને **સમ્મેતશિખર** ( **પાર્શ્વનાથ** હીલ ) ગયેલ છે.

**પં૦ સૌભાગ્યવિજય વર્દ્ધમાન** ગામનો ઉલ્લેખ કરતા કથે છે:—

' શૂલપાણિજક્ષ કામ જસ કહેતા **અસ્થિગ્રાંમ** હો મુ૦
અબ **વર્દ્ધમાંન** વિખ્યાતા જાણે એ કેવલી વાતા હો મુ૦ ૬
( ૫ ૮૪ )

મહાવીર સ્વામીને શૂલપાણીયક્ષે જે ઠેકાણે ઉપસર્ગ કર્યો

---

૧ **બંગાળમા** આવેલા **બર્દવાન** ( Burdwan ) જીલ્લાનું આ પાટનગર છે અને તે **દામોદરનદના** કાંઠા ઉપર આવેલુ છે

૨ **વીરભૂમ** જીલ્લાના તાંતીપાડા ( Tantipara ) ગામથી દક્ષિણમા એક માઇલ ઉપર **વાંકેશ્વર** નામના નાળાને કિનારે **વાંકેશ્વર** નામનું સ્થાન છે. એજ આ **બકુલેસર** કહેવાય છે

૩ **પંચેટ** ( Panchet ) આ ગામ **માનભૂમ** જીલ્લામા આવેલા **આસનસોલ** સ્ટેશનથી દક્ષિણ–પશ્ચિમમા લગભગ ૧૩ માઇલ ઉપર **આવેલુ** છે.

૪ આ **રઘુનાથપુરા** અને **સમ્મેતશિખરની** તળેટીમા કવિએ **રઘુનાથપુરા** બતાવ્યુ છે, તે બે **જુદા** ગામો છે **આ** રઘુનાથપુરા ( Raghunathpur ) **માનભૂમ** જીલ્લામા આવેલા **આસનસોલ** સ્ટેશનથી દક્ષિણ–પશ્ચિમમાં ૨૩–૨૪ માઇલ ઉપર અને ઉપર્યુક્ત **પંચેટથી** દક્ષિણ–પશ્ચિમમા લગભગ ૧૦ માઇલ ઉપર આવેલુ છે, લગભગ ચાર હજાર **માણસની** વસ્તીનું આ ગામ છે.

હતો, તે **અસ્થિગ્રામ**, આજ **વર્ધમાનના** નામથી વિખ્યાત છે, એમ કવિ કથે છે, પરન્તુ તે વાત સાચીજ છે, એમ માનતા નથી, એ એમના છેલ્લા શબ્દો-' **જાણે એ કેવલી વાતાં હો** ' થી સ્પષ્ટ થાય છે. વસ્તુત. **વર્ધમાનને અસ્થિગ્રામ** માનવામા ખાસ કઇ પ્રમાણ મળતુ નથી

આવીજ રીતે ભરૂકલેસરમા ગરમ પાણીના કુડો હોવાનુ, **પંચેટમા ગરૂડનારાયણ** રાજા રાજ્ય કરતો હતો તે, તેમજ ત્યાના પર્વત ઉપર **રઘુનાથજીનુ** મદિર અને પાણીના ઘણા કુડો હોવાનુ પણ કવિએ જણાવ્યુ છે

ઉપર્યુક્ત રસ્તે થઇને સમ્મેતસિખર જતા તળેટીમા **રઘુનાથપુરા** નામનુ ગામ આવે છે, એમ કવિ જણાવે છે

**સમ્મેતશિખરથી** બાર ગાઉ ઉપર

## રિજુવાલુકા-જંભીગામ[1]

તીર્થ છે આ તે સ્થાન છે કે-જ્યા વીરપ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન

૧ **મહાવીર** સ્વામિને કેવળજાન થયુ હતુ, એ ઋજુવાલિકા નદી અને જંભાય ગામનો અત્યારે પત્તા મેળવવાનુ કાર્ય એટલુજ કઠિન છે જેટલુ ક્ષત્રિયકુડ વિગેરે નગરિયોનો પત્તો મેળવવાનુ કાય આપણે કઠિન જોઇ ગયા અત્યારે જે સ્થાનને આપણે **મહાવીરસ્વામિના** કેવલજ્ઞાનનુ સ્થાન માનીએ છીએ, એ સ્થાન તો આ તીથ માળાઓ પૈકીની એક પણ તીર્થમાળામા બતાવવામાં આવ્યુ નથી સુતરા. અત્યારે મનાતુ સ્થાન કે જે **ગિરડીહથી** સમ્મેતશિખર જતાં રસ્તામા લગભગ દસ માઇલ ઉપર આવેલ છે તે આ તીર્થમાળાઓના સમય પછીથી પ્રસિદ્ધિમા આવેલુ છે. **મહાવીરના** કેવલજ્ઞાનવાળા સ્થાને જે નદી હોવાનુ શાસ્ત્રોમા જણાવેલ છે, તે નદીનુ નામ છે **ઋજુવાલુકા**, અને જે ગામનુ નામ આપવામા આવ્યુ છે તે ગામ છે **જંભીયગામ**. અને તે કવિયોના કથન પ્રમાણે **સમ્મેતશિખરથી** દક્ષિણ દિશામાં આવેલ છે જ્યારે અત્યારે જે સ્થાન મનાય છે ત્યા છે **બરાકર** ( Barakar ) નદી અને **જંભીયગામ** કે તેના અપભ્રંશ વાળુ તો કોઇ પણ ગામ નથી. તેમ આ નદી **સમ્મેતશિખરથી** ઉત્તર દિશામા આવેલ છે એટલે આ એક સ્થાપના છે, એ ચોક્કસ થાય

થયું હતું. ઉપરની પાંચે તીર્થમાળાઓમાં આ સ્થાનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પરન્તુ એકે કર્ત્તાએ આ સ્થળ જોયેલું નથી માત્ર લોકકથન ઉપરથીજ દરેકે તેનું કથન કર્યું છે અને તેથીજ દરેકના મતમાં ફેરફાર જણાય છે પં૦ વિજયસાગર કહે છે --

' ગિરિ આગિ કોશ બારે ઉપરિથી દેવ જુહારિ
**રિજુવાલુઅ જંભીગામ** વીરજિન કેવલ ઠામ ૧૮ (૫ ૮)

૧ જો કે અહિં એક દેરાસર અને ધર્મશાળા છે પરન્તુ તે નવાં બનેલ છે આ મન્દિરના જીર્ણોદ્ધાર સં. ૧૯૩૦ માં **મુર્શિદાબાદ** નિવાસી બાબુ ધનપતસિંહજીએ કરાવ્યાનો શિલાલેખ છે પરન્તુ તે શિલાલેખ નવો હોઈ તે ઉપરથી નિર્ણય નથી થતું કે--આ સ્થાન કેવળજ્ઞાનવાળું સ્થાન છે.

હવે કેવળજ્ઞાનવાળું કયું સ્થાન હશે એ શોધવું જોઈએ. આને માટે કંઈ પણ ચોક્કસ પ્રમાણ કે ચિહ્ન નથીજ મળતું. તીર્થમાળાઓના કર્તાઓએ પણ ખાસ કોઈ નિશાન નથી બતાવ્યું. માત્ર **સમ્મેતશિખર**થી દક્ષિણ દિશામાં બતાવ્યું છે, અને **સૌભાગ્યવિજયજીએ** વચગાળામાં **દામોદર** નદી આવે છે એટલું કહ્યું છે. પરન્તુ આટલા ઉપરથી કંઈ સ્થાનનો પત્તો મળતો નથી. વળી ટ્રીગોનોમેટ્રીકલ સર્વે ના નકશામાં તપાસ કરતાં **દામોદર** નદી ઉપર **જંભીયગામ** જેવું કોઈ ગામ પણ જણાતું નથી. આ સ્થાન સંબંધી એક કલ્પના થઈ શકે છે અને તે એ કે **પાર્શ્વનાથ** હીલ (**સમ્મેતશિખર**) થી દક્ષિણ-પૂર્વમાં **આજી** (Ajay) નામની મોટી નદી વહે છે. આ નદીના એક કાંઠે લગભગ બે માઈલ ઉપર **જમગ્રામ** (Jamgram) નામનું પ્રાચીન ગામ છે. અહિં જૂનો કિલ્લો વિગેરે પણ છે. આ ગામ **પાર્શ્વ**-નાથ હીલથી દક્ષિણ--પૂર્વમાં લગભગ પચાસ માઈલ એટલે પચીસેક ગાઉ **થાય** છે. આજ આજી (Ajay) નદીની સાથે ઉપર્યુક્ત **બરાકડ** નદી આગળ જઈને મળી ગઈ છે. એટલે એવી કલ્પના થઈ શકે છે કે--આ **આજી** નદી એજ તે વખતની **ઉજુ (ऋजु)** નદી હોય અને આ **જમગ્રામ**, એજ તે વખતનું જંભીયગ્રામ હોય. અપભ્રંશ થતાં થતાં અત્યારે આ પ્રમાણેનાં નામો બન્યાં હોય. આ સ્થાનને **મહાવીરસ્વામીના** કેવળજ્ઞાનનું સ્થાન માનવામાં એનો પણ વિરોધ નથી આવતો કે--શાસ્ત્રોમાં **જંભીયગ્રામથી પાવાપુરી** ૧૨ યોજન (૪૮ ગાઉ) બતાવવામાં આવેલ છે, કારણ કે આ **જમગામથી પાવાપુરી** લગભગ તેટલુંજ દૂર થાય છે.

પં० હંસસોમે આ સ્થાન **સમ્મેતશિખરથી** વીસ કોશ બતાવેલ છે, એટલુજ નહિ, પરન્તુ **'ઇમ સુણીઇં લોકાંની વાત'** એ વાક્યથી સ્પષ્ટ જણાવ્યુ છે કે–લોકોના કથનથી એમ જણાય છે **પં० જયવિજયે, સમ્મેતશિખરથી** જંભીયગામ કેટલુ દૂર થાય છે, તે નથી બતાવ્યુ, પરન્તુ **સમ્મેતશિખરથી** જમણી બાજૂ છે, એટલુજ કહ્યુ છે અને **પં० શીલવિજયજીએ** તો નામ માત્રજ લીધા છે જ્યારે **પં० સૌભાગ્યવિજયજી** કહે છે —

ગિરિથી દૂર દક્ષિણ દિશિ દીપક **રિજુવાલુકા** નામ સ૦
દામોદર તટની દમણા વાટ શ્રીજિન કેવલ સમ ગમ હુ૦ ૧૪ (૫ ૧૧)

ઉપર્યુક્ત કથનો ઉપરથી **ઋજુવાલુકા** અને **જંભીય-ગામનો** નિશ્ચય થઇ શકતો નથી કે તે ક્યા છે અને અત્યારે ત્યા શુ છે ?

**કાશીથી** પૂર્વ તરફના તીર્થો વર્ણવ્યા પછી **કાશીથી** આ તરફના તીર્થોનુ વર્ણન કવિઓ કરે છે. **કાશીથી** આ તરફ સાઠ કોશ ઉપર આવેલ.

## અયોધ્યા[1]

તીર્થ છે **પં० વિજયસાગર** કેટલાક આચાર્યોના મતને અનુસરી કહે છે.—

---

૧ ફૈઝાબાદથી ઉત્તર-પૂર્વમા ... માઇલ ઉપર **ઘાઘરા** નદીને કાંઠે આ નગરી આવેલી છે જિનપ્રભસૂરિ 'અયોધ્યા કલ્પ'મા આ નગરીના આઠ નામો બતાવે છે —

" **अउज्झाए एगट्ठियाइ, जहा:-अउज्झा, अवज्झा, कोसला, विणीया, साकेयं, इक्खागुभूमी, रामपुरी, उत्तरकोसल त्ति.** "

તે આઠ નામો આ છે.—અયોધ્યા અવધ્યા કોશલા વિનીતા, સાકેત, ઇક્ષ્વાકુભૂમી, રામપુરી અને ઉત્તરકોશલા

આદિ ના કેટલાક સ્થાનોના **જિનપ્રભસૂરિ** પણ ઉલ્લેખ કરે છે તેઓ કહે છે —

'પાંચ તીર્થંકર જનમીઆ નયરી અયોધ્યા ઠામ
જાણી થિતિ થાપી તિહાં, એમ બોલઈ બહુ નામ ' સ ૧૬ (પૃ ૧૬)

પ૦ વિજયસાગર, પં૦ જયવિજય, પં૦ સૌભાગ્યવિજય અને પં૦ શીલવિજયજીએ **અયોધ્યાનુ** વર્ણન કર્યું છે તેમાં સીતાનો ધીજકુંડ, જ્યા સીતાએ અગ્નિ પ્રવેશ કર્યો હતો, તે કુંડ, રામચદ્રજીના પગલા, અને બીજાં પણ સ્થાનોનો ઉલ્લેખ કર્યો છે પં૦ હંસસોમે સ્પષ્ટ જણાવ્યું છે કે " **ઋષભદેવ, અજીત-નાથ, અભિનંદન, સુમતિનાથ** અને **અનંતનાથની** જન્મભૂમી આ અયોધ્યા છે. અહિં અત્યારે જેને '**સ્વર્ગદ્વાર**' કહેવામા આવે છે, ત્યા મરૂદેવી માતાનું નિર્વાણ થયેલ, એમ કહેવામા આવે છે આ **અયો**ધ્યાની પાસે **સરયૂ** નદી છે નગરમા **મ**હાવીરસ્વામીની મૂર્તિ છે "

---

**जत्थ अज्ज वि नाभिरायमंदिरं । जत्थ पासनाहवाडिया सीयाकुंडं सहस्सधारं च । पायारट्ठिओ य मत्तगइंदजक्खो, अज्ज वि जस्स अग्गे करिणो न संचरंति संचरंति वा ता मरंति, गोपयराईणि अणेगाणि य लोइयतित्थाणि वट्टंति । "**

અર્થાત્—ત્યા આજ પણ **નાભિરાજાનુ** મંદિર છે ત્યા **પાર્શ્વનાથવાટિકા** સીતાકુંડ અને **સહસ્રધાર** છે વળી પ્રાકારમા રહેલ **મત્તગજેદ્ર** યક્ષ છે જેની આગળ હાથી આજ પણ જઈ શકતો નથી, અને જાય છે તો મરી જાય છે ગોપતાર આદિ અનેક લૌકિક તીર્થો પણ છે '

અત્યારે અહિ શ્વેતામ્બરાનુ માત્ર એકજ **અજિતનાથનુ** મંદિર કટરા મહોલ્લામા છે તેમા જુદા જુદા તીર્થંકરોના કલ્યાણકોની સ્થાપના વિગેરે છે

ર આ **સ્વર્ગદ્વારનો** ઉલ્લેખ જિનપ્રભસૂરિએ પણ **અયોધ્યા** કલ્પમા કર્યો છે —

**" जत्थ घग्घरदहो सरऊनइए समं मिलित्ता सग्गदुवारं ति पसिद्धिमावन्नो । "**

ઘગ્ઘર, જેને અત્યારે **ઘાઘર** કહેવામા આવે છે તે અને **સરયૂ** નદીનો જ્યા સંગમ **થયો** છે, તે સ્થાનને જિનપ્રભસૂરિ 'સ્વર્ગદ્વાર' બતાવે છે અત્યારે આ નામનો એક મહોલ્લો છે જ્યા દિગમ્બરોનુ એક મંદિર છે

આ સિવાય વિશેષ કંઈ હકીકત જણાવી નથી. અયોધ્યાથી તીસ કોસ ઉપર

## સાવત્થી[1]

તીર્થ બતાવ્યું છે અહિં સંભવનાથનો જન્મ થયેલો છે, પં૦ સૌભાગ્યવિજય કહે છે કે—

"જીહો તે સાવત્થીને કહે, જીહો હવણાં તિહાંના લોક;
જીહો નામે કોના ગામડા જીહો વન ગહવર છે થોક. સુ. ૬
(પૃ. ૯૪)

---

૧ અયોધ્યાથી ઉત્તરમાં બલરામપુર સ્ટેશનથી ૧૨ માઈલ અને જે અકોનાનો ઉપર ઉલ્લેખ કર્યો છે, તેનાથી ૫ માઈલ ઉપર 'સહેતમહેત'નો કિલ્લો છે. આનેજ અત્યારે **સાવત્થી** તીર્થ માનવામાં આવે છે. આ કિલ્લામાં એક ખાલી મંદિર છે. જેને સંભવનાથનું મંદિર કહેવામાં આવે છે જિનપ્રભસૂરિના સમયમાં પણ આજ **સહેતમહેતને સાવત્થી** તીર્થ માનવામાં આવતું હતું, એમ એમના સાવત્થીકલ્પ'ના "**संपइ काले महेठि त्ति रूढा**" આ શબ્દોથી માલુમ પડે છે જિનપ્રભસૂરિ, અંહિના એક મંદિરનું અને રક્ત અશોકવૃક્ષનું વર્ણન આપે છે તે ખાસ ધ્યાન ખેંચનારું છે તેઓ કહે છે—

"**जत्थ अज्ज वि घणगहणवणमज्झट्ठियं सिरिसंभवनाहपडि-माविभूसियं गयणग्गलग्गसिहरं पासट्ठियजिणबिंबमंडियदेउ-लियाअलंकरियं जिणभवणं चिट्ठइ पायारपरियरियं। तस्स चेइ-यस्स दुवारअदूरसामंते विलसिरउल्लसिरं अनुल्लपल्लवसिणिद्ध-च्छाओ महल्लसाहाभिरामो रत्तासोयपायवो दीसइ ॥**"

અત્યારે જે મંદિર છે તેજ આ મંદિર હોય તેમ જણાય છે પરન્તુ અત્યારે આ મંદિરમાં મૂર્તિ વિગેરે કંઈ નથી

અત્યારે જેને **સેતમહેત** (Set Mahet) કહેવામાં આવે છે, તેનાં કેટલાક ખંડીયેરો ગોંડા જીલ્લામાં છે જ્યારે કેટલાક **બેહરાઈચ** (Bahraich) જીલ્લામાં આવેલી **રાપ્તી** નદીના દક્ષિણ કાંઠા ઉપર પણ છે આ નદી તે છે કે જેને શાસ્ત્રકારો **ઈરાવતી** નદી કહે છે

આ ઉપરથી જણાય છે કે—સુપ્રસિદ્ધ **સાવત્થી** નગરી, એ અત્યારનું **કોના ( અકોના )** નામનું ગામડું છે. આ કવિ અહિં પ્રતિમા અને પગલાં હોવાનું જણાવી આ વનખંડને **દંડક દેશની** સીમા હોવાનું કથે છે:—

" જિહો તિન વનખંડે જાણુંજો જીહો ડંડક દેશની સીમ, સુ. ૭
( પૃ. ૯૪ )

**પં૦ વિજયસાગર** આ **સાવત્થી દરિયાબાદથી** ત્રીસ ગાઉ ઉપર હોવાનું જણાવે છે:—

" દેખુ દરિયાબાદથી દેખ દિશિં કોસ ત્રીસ.
**સાવત્થી** સંભારીઇં સંભવ જન્મ જગીસ. મ. ૯ ( પૃ ૧૨)

**અયોધ્યાથી** લગભગ સાત કોસ ઉપર

## રત્નપુરી[1]

નામનું તીર્થ છે. **ધર્મનાથનાં** અહિં કલ્યાણકો થયેલ છે. **પં૦** જયવિજયે અહિં બે મંદિરો હોવાનું જણાવ્યું છે. તેમાં પગલાં અને ત્રણ પ્રતિમાઓ બતાવી છે પં૦ **સૌભાગ્યવિજય** કહે છે કે—આ ગામને અત્યારે ' **રોઇનાઇ** ' કહે છે.

---

૧ આ તીર્થ, અવધ એન્ડ રોહિલખંડ રેલ્વેના **સોહાવલ** સ્ટેશનથી લગભગ દોઢ—એ માઈલ ઉપર આવેલું છે. અત્યારે પણ આ ગામને ' **રૂનાઇ** ' કહે છે. **જિનપ્રભસૂરિના** સમયમાં આ ગામ **રત્નવાહના** નામથી પ્રસિદ્ધ હોય, એમ **કલ્પ** ઉપરથી જણાય છે વળી **જિનપ્રભસૂરિના** સમયમાં અહિં ધર્મનાથનું મંદિર અને તેમાં **નાગમત્તિ** યુક્ત **ધર્મનાથની** પ્રતિમા હોવાનું પણ જણાવે છે તેમના શબ્દો આ છે —

" **तत्र च तथैव नागमूर्त्तिपरिवारिता श्रीधर्मनाथप्रतिमाऽद्यापि सम्यग्दृष्टियात्रिकजनैरनेकविधप्रभावप्रभावनापुरस्सरं पूज्यते ।** "

અત્યારે અહિં બે મંદિરો છે, **પાર્શ્વનાથનું** અને **ઋષભદેવપ્રભુનું**.

## **કંપિલા**[1]

તીર્થ પણ કલ્યાણકભૂમીજ છે. **વિમલનાથનો** અહિં જન્મ થયો હતો. **પં૦** જયવિજય અહિં '**વિમલવિહાર**' અને **વિમલનાથનાં** પગલા હોવાનું જણાવે છે. **પં૦** વિજયસાગર અને **પં૦ સૌ**ભાગ્ય-વિજયજી **કં**પિલાની પાસેના **પટિયાઈનો** પણ ઉલ્લેખ કરે છે.

આ તીર્થ પછી

## **સોરીપુર**[2]

તીર્થ છે. **પં૦ જયવિજય ફી**રોજાબાદ, **ચં**દવાડ અને તેની પાસેના **સર**પડી ગામથી આ તીર્થ ત્રણ કોસ ઉપર આવેલું છે, અને અહિં સાત મંદિર છે, એમ કથે છે.

ઉપરની પાંચે તીર્થમાળાઓમા ઉપર પ્રમાણે થોડે ઘણે અંશે ઉપર પ્રમાણે પૂર્વદેશના તીર્થો ( ખાસ ખાસ કલ્યાણકભૂમીવાળા તીર્થો ) નુ વર્ણન કર્યું છે. તે ઉપરાન્ત કોઈ કોઈ તીર્થમાળામા પૂર્વદેશનાં તીર્થોમાંજ કેટલાક વધારાના તીર્થો ગણાવ્યા છે.

જેમા મુખ્ય

---

૧ ફરૂકાબાદ જીલ્લામા આવેલા **કાયમગંજથી** ઉત્તર-પશ્ચિમમા ૬ માઈલ ઉપર આ ગામ આવેલુ છે. અહિ એક **વિમલનાથનુ** મંદિર છે. **સૌભાગ્યવિજ**-યજી જે **પટિયાઈનો** ઉલ્લેખ કરે છે, એ પટિયારી ( Patiali ) બીજુ કંઈ નહિ, પરન્તુ **કંપીલાથી** ઉત્તર-પશ્ચિમમા ૧૮-૧૯ માઈલ ઉપર આવેલુ એક ગામ છે. વધુ માટે જુઓ—જિનપ્રભસૂરિકૃત **काम्पिल्यपुरकल्प ।**

૨ આ સ્થાન **શિકોહાબાદથી** ૭ કોસ ઉપર **જમના** નદીના કાંઠે આવેલુ છે. **નેમનાથપ્રભુના** જન્મ કલ્યાણકના લીધે આ ગામ તીર્થ તરીકે મનાય છે. જગદ્ગુરૂ **હીરવિજયસૂરિ** મહારાજ **આગરેથી** અહિં પધાર્યા હતા અને તેમનાજ સમયમા અહિનો ઉદ્ધાર થયેલો, પરન્તુ તે પછી અહિનાં મંદિરોનો ઉદ્ધાર થયો જણાતો નથી. અહિ હાલ એક પહાડીપર પાંચ મંદિરો છે જેમાના ચાર તો ખાલીજ છે અને એકમાં **નેમનાથનાં** પગલાં છે

## અહિચ્છત્તા.[1]

છે આ તીર્થના સબંધમા પંં૦વિજયસાગરે બીજુ કઇજ લખ્યુ નથી. માત્ર નામજ લીધુ છે. પં૦ સૌભાગ્યવિજયજીએ અહિચ્છત્તા નગરી આગરાથી ઇશાન કોણમાં કુરૂજગલના પ્રદેશમા હોવાનુંજ માત્ર જણાવ્યુ છે. જ્યારે પં૦ શીલવિજયજીએ અહિચ્છત્તા નગરીને મેવાત દેશમા હોવાનુ જણાવી પાર્શ્વનાથના તીર્થ તરીકે બતાવી છે. આ સિવાય કોઇએ કંઈ વિશેષ કહ્યુ નથી

## હસ્તિનાપુર[2]

તીર્થના પણ ઉલ્લેખ કોઇ કોઈએ કર્યો છે. તેમજ પં૦ વિ

---

૧ અહિચ્છત્તા. બરેલી જીલ્લામા અઓનલા ( Aoula ) નામનુ ગામ છે. તેની ઉત્તરમાં ૮ માઇલ ઉપર રામનગર ( Ramnagar ) નામનુ ગામ છે. આ રામનગરથી દક્ષિણમા ૩॥ માઇલના ઘેરાવામા કેટલાક ખડીયેરો છે આનેજ અહિચ્છત્તા કહેવામા આવે છે જિનપ્રભસૂરિએ ' અહિચ્છત્તાકલ્પ ' મા, અહિચ્છત્તાની ઉત્પત્તિ પાર્શ્વનાથ પ્રભુનુ મદિર તેની પૂર્વ દિશામાં આવેલા સાત કુંડ મલચૈત્યની નજીક સિદ્ધક્ષેત્રમા ધરણેન્દ્ર પદ્માવતીયુક્ત પાર્શ્વનાથ પ્રભુનુ મદિર ગઢની પાસે નેમિનાથની મૂર્તિ સહિત સિદ્ધ અને બુદ્ધથી યુક્ત આમ્રાની લુબ હાથમા છે જેને એવી સિહવાહનવાળી અંબાદેવી, તેમજ બીજા પણ કેટલાં લૌકિક તીર્થો વિગેરેનુ વર્ણન કર્યુ છે. અત્યારે તેના પ્રતિચિહ્ન—ખડિયેરોજ માત્ર છે. પ્રાચીન શોધ ખાળના પરિણામે અત્યારસુધીમા જૈનોના જે બે પ્રાચીનમા પ્રાચીન સ્તૂપો જાહેરમા આવ્યા છે તેમા અહિંનો પણ એક સ્તૂપ છે અને બીજો મથુરાનો.

૨ હસ્તિનાપુર. અહિ શાન્તિનાથ કુંથુનાથ અને અરનાથના જન્મ થયેલા હોઇ આ સ્થાન તીર્થ તરીકે મનાય છે મલ્લિનાથપ્રભુ પણ અહિં સમોસર્યા હતા. ઋષભદેવપ્રભુએ વરસીતપનુ પારણુ પણ અહિજ કર્યુ હતુ. જિનપ્રભસૂરિના સમયમાં અહિ શાન્તિ, કુંથુ, અર અને મલ્લિનાથ—એ ચાર પ્રભુનાં ચાર મદિરો હતા ' હસ્તિનાપુરકલ્પ માં લખ્યુ છે —

" तत्थ महानयरे संतिकुंथुअरमल्लिजिणाणं चेइयाइं मणहराइं । "

જયસાગરે કહ્યુ છે:-" **શાન્તિ, કુંથુ** અને **અરનાથનો** અહિ જન્મ થયો હતો. **આગરાથી** ઉત્તરમા દોઢસો કોસ થાય છે, પાચ પાડવો અને પાંચ ચક્રવર્તી અહિં થયા છે; વળી અહિં પાચ થૂભ છે અને પાંચ જિનમૂર્તિયો છે." **પં૦ સૌભાગ્યવિજયજીએ** પણ લગભગ **પં૦ વિજયસાગરની** માફક વર્ણન કર્યું છે. ફરક માત્ર એટલો છે કે આમણે આ સ્થાન **દિલ્લીથી** પૂર્વ દિશામા ચાલીસ કોસ બતાવ્યુ છે, અને પાંચ સ્તૂપને બદલે ત્રણ સ્તૂપ બતાવ્યા છે

આમજ

## મથુરા.[1]

તીર્થનો પણ કોઇ કોઇ તીર્થમાળામાં ઉલ્લેખ જોવાય છે. **પં૦ વિજયસાગરે** આનુ નામ માત્ર લીધુ છે. **પં૦ સૌભાગ્યવિજયજીએ** આ તીર્થ **મહાવીરસ્વામીના** તીર્થ તરીકે પ્રસિદ્ધ બતાવ્યુ છે. જ્યારે **પં૦ શીલવિજયજીએ** **જમના** નદીના કાઠે આ ગામ હોવાનુ બતાવી **નેમનાથના** તીર્થ તરીકે આને પ્રસિદ્ધ બતાવ્યું છે.

એ પ્રમાણે પૂર્વદેશીય તીર્થોનુ વર્ણન ઉપર્યુક્ત પાંચ તીર્થમાળાઓમા કરવામા આવેલ છે

---

અહિ અજિતનાથનુ મન્દિર હોવાનુ પણ જણાવ્યુ છે, પરન્તુ સં. ૧૯૨૮ સુધી અહિ એક મન્દિર નહોતુ માત્ર એક ઝાડ નીચે પગલા હતા સં. ૧૯૨૯ માં અહિ એક મન્દિર બન્યા પછી આ તીર્થ પાછુ જાહેરમા આવ્યુ છે કહેવાય છે કે–અહિંથી માઇલ–સવામાઇલ ઉપર **ઋષભદેવનાં** પણ પગલા છે.

૧ **મથુરા.** જમના નદીને કિનારે આ એક પ્રાચીન શહેર છે. અત્યારે લગભગ સાઠ હજાર માણસોની વસ્તી છે. એકવખતે આ સ્થાન જૈનતીર્થ તરીકે મશહૂર હતું, જ્યારે અત્યારે જૈનોની વસ્તી (પચાસ દિગમ્બરોના ઘરો સિવાય) બિલકુલ નથી. ઘિયામડીમા એક **પાર્શ્વનાથનુ** મન્દિર છે. અહિંની શોધખોળના પરિણામે ઘણી પ્રાચીન વસ્તુઓ અને જૂના શિલાલેખો મળ્યા છે. કંકાલીટીલામા જે એક જૈન સ્તૂપ છે, તે અત્યારસુધીમા પ્રાપ્ત થયેલા જૂનામાં જૂના સ્તૂપો પૈકીનો એક છે. વધુ માટે જૂઓ '**જૈનસ્તૂપાઝ ઑફ મથુરા.**' ડૉ૦ **વિન્સેંટ. એ. સ્મીથ.**

## શત્રુંજય.

શત્રુંજય ( સિદ્ધાચળ ) તીર્થના વર્ણનવાળી આ સંગ્રહમાં આઠ તીર્થમાળાઓ છે:—



ઉપરની આઠ તીર્થમાળાઓ પૈકી **પહેલી** તીર્થમાળા ઉપાધ્યાય ભાનુચંદ્રજીના શિષ્ય પં૦ દેવચંદ્રજીએ બનાવી છે. જો કે કવિએ રચ્યાનો સંવત્ નથી આપ્યો, પરન્તુ સિદ્ધાચલની આ યાત્રા તેમણે

" સોલ પચાણુઆ સાર માહ વદિ ચોદસિ ગુરૂવાર " ( પૃ. ૪૩ )

સં. ૧૬૯૫ના મહા વદિ ૧૪ ને ગુરૂવારે કરેલી છે, તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે–આમા જે સમયનું વર્ણન કરવામા આવ્યું છે, તે સમય સં. ૧૬૯૫ નો એટલે સત્તરમી સદીની લગભગ આખરનો છે. કવિ જણાવે છે કે–સં. ૧૬૯૫નુ ચાતુર્માસ ઇડરમાં કરીને યાત્રા

માટે નીકળ્યા હતા. ઈડરથી જે રસ્તે થઈને તેમણે યાત્રા કરી છે તે આ છે—**પ્રીચોટ,** ( પ્રીચોદ ) વલાસણ, વડનગર, **વીસનગર,** **સિવાલા** ( સાઉલા–Saola ), મ્હેસાણા, **અમદાવાદ** અને **પાલીતાણા.** **અમદાવાદ** પછી ક્યાં ક્યાં ગામો ઉપર થઈને **પાલીતાણે** ગયા તે જણાવ્યું નથી.

**બીજી** કવિ **લાલવિજયજી**ના શિષ્ય **પં૦ સૌભાગ્યવિજયજી**એ સં. ૧૭૫૦ મા બનાવી છે. આ તીર્થમાળા જો કે ખાસ **સિદ્ધાચલ**ની યાત્રા નિમિત્તે બનાવવામાં આવી નથી. આમાં ચારે દિશાઓનાં તીર્થોનું વર્ણન છે, તેમા **સિદ્ધાચલ**નું વર્ણન પણ ઠીક-ઠીક કરેલ હોવાથી આ વિભાગમાં પણ તેની ગણતરી કરી છે. આ **સિદ્ધાચળ**નું વર્ણન પૃ. ૯૬માં છે.

**ત્રીજી** ' શત્રુંજય ચૈત્ય–પરિપાટી ' કોણે ક્યારે[1] બનાવી છે, એ કંઇ કૃતિ ઉપરથી જણાતું નથી. આમા કેવળ **શત્રુંજય**નાં મંદિરો અને અન્યાન્ય દર્શનીય સ્થાનોનો નામોલ્લેખ કરવામા આવ્યો છે.

**ચોથી પં૦ સુમતિકુશલ**ના પ્રશિષ્ય અને **પં૦ વિવેકકુશલ**ના શિષ્ય **પં૦ વિનીતકુશલે** બનાવી છે. આમા સં. ૧૭૨૨ મા કરેલી યાત્રાનુ વર્ણન છે. **જૂનાગઢ**ના રહેવાસી સંઘવી **સહસવીર**ના સાત પુત્રો પૈકીના એક **રાજસી**એ સં. ૧૭૨૨ ના આસો

---

૧ આ કૃતિ રચ્યાનો સંવત્ જણાવવામા આવ્યો નથી, પરન્તુ તેના સમયને માટે એક કલ્પના થઇ શકે છે તે એ કે કવિએ **સિદ્ધાચલ**ના વર્ણનમા **સમરાશાહ**ના ઉદ્ધારનો ઉલ્લેખ કર્યો છે—

" થાપીઉં એ **સમરિ નરિંદ** મલગભારઈ આદિપહો " ૨૧ ( પૃ. ૧૫૬ )

આ ઉપરથી એ કલ્પના કરવી લગારે મુશ્કેલ નથી કે–આ કૃતિ **સમરાશાહ**ના ઉદ્ધાર પછીની એટલે ૧૩૭૮ પછીની છે. બીજી રીતે જોઇએ તો **કર્માશા**એ કરાવેલા ઉદ્ધારનો ઉલ્લેખ આમા થયો નથી, એટલે **કર્માશા**ના ઉદ્ધાર પહેલાંની એટલે સં. ૧૫૮૭ પહેલાની આ કૃતિ છે, એમ કહેવુ પણ ખોટું નથી. નિદાન, સં. ૧૩૭૮ થી ૧૫૮૭ ની વચમા આ કૃતિ બનેલી સિદ્ધ થાય છે.

સુદિ ૧૦ ( વિજયાદશમી ) ના દિવસે ' સંઘવી ' તિલક કરાવી પોષ વદિ ૧ ને ગુરૂવારના દિવસે સિદ્ધાચલનો સંઘ કાઢ્યો હતો. આ વખતે જૂનાગઢમાં નવાબ સરદારખાન રાજ્ય કરતો હતો, એમ કવિ જણાવે છે. રાજસીના આ સંઘ સાથે દીવ, પાટણ, ( પ્રભાસપાટણ, ) વેરાવળ અને પોરબંદરના સંઘો મળી ગયા હતા. આ સંઘ વડાલ થઇ રાણપુર આવ્યો, ત્યારે અહિં ધોરાજી અને મઝેવડીનો સંઘ પણ ભેગો થઇ ગયો. અહિંથી આગળ વધી સંઘ પાલીતાણે પહોંચ્યો. આ વખતે સંઘવીએ ઘોઘેથી વિજયપ્રભસૂરિને પાલીતાણે તેડાવ્યા. સંઘવીની વિનતિને માન આપી વિજયપ્રભસૂરિ એકસો પંચાવન સાધુ સાથે પાલીતાણે પધાર્યા અને સંઘવીને ત્યાં પગલાં કર્યાં.

**પાંચમી** કવિ લાવણ્યસમયે બનાવેલ ' આદિનાથ–ભાસ ' છે. કવિએ આ ભાસ રચ્યાનો સંવત્ આપ્યો નથી; પરન્તુ આમાં સિદ્ધાચલના છ ઉદ્ધારનું ટૂંકમાં વર્ણન કરી સાતમા ઉદ્ધારનું વર્ણન કર્યું છે. સાતમો ઉદ્ધાર[1] કુર્મસિંહે ( કુર્માશાહે ) કરાવ્યાનું જણાવ્યું છે. કવિ કહે છે કે:—

' સવત પનર વરસ સીત્યાસીઇ વદિ વૈશાષિ લગન પ્રકાસીઇ ' ૧

પરકાસીઇ વરલગન પંચમિ વેગિ વાહણિ જેતરી,

ઉત્તર દક્ષિણ પરવ પશ્ચિમ પાડવઇ કંકોતરી. ( પૃ. ૧૬૭ )

આ ઉપરથી જણાય છે કે–સં. ૧૫૮૭ ના વૈશાખ વદિ ૫ ના દિવસે કુર્મસિંહે ( કર્માશાએ ) પ્રતિષ્ઠા કરાવી હતી. આ ઉપરથી એ અનુમાન સહજ કરી શકાય છે કે–કવિની આ કૃતિ સં. ૧૫૮૭ પછીની છે.

છઠ્ઠું વિનીતકુશલ વિરચિત ' શત્રુંજય સ્તવન ' છે. આ વિનીતકુશલ તે છે, કે જેમની સં. ૧૭૨૨ મા બનાવેલી તીર્થમા-

---

૧ આ ઉદ્ધાર સંબંધી બહુ લાંબી સંસ્કૃત પ્રશસ્તિ કવિ લાવણ્યસમયે રચી છે. આ પ્રશસ્તિ સિદ્ધાચળ ઉપર સૌથી મ્હોટા અને મુખ્ય મંદિરના પૂર્વદ્વારના એક થાંભલા ઉપર વિદ્યમાન છે. તેમ ' શત્રુંજયયાત્રા પ્રબન્ધ ' માં પણ વિસ્તારથી વર્ણન કર્યું છે

ળાનો પરિચય ઉપર કરાવવામાં આવ્યો છે. આ કવિએ આ સ્તવન પણ તેજ સમયે સિદ્ધાચલમા બનાવેલું છે. કારણ કે તેઓ પોતે કહેછે:—

" સવત સત્તર બાવીસની રે લાલ માહ સુદિ પંચમી સાર, મન૦
સઘ સાથિં જાત્રા કરી રે લાલ સફળ કર્યો જવાર, મન૦
સે૦ ૬ ( પૃ. ૧૭૪ )

આમાં કવિ સં ૧૭૨૨ ના મહા સુ. ૫ ના દિવસે યાત્રા કર્યાનું જણાવે છે. જ્યારે ઉપર ચોથી તીર્થમાળામાં પણ આજ સંઘનું વર્ણન કરવામાં આવ્યું છે, એટલે એમાં શંકા જેવું નથીજ કે—આ સ્તવન પણ તે સમયેજ બનાવેલું છે.

**સાતમી** ' સિદ્ધાચળ–તીર્થયાત્રા ' ઉપાધ્યાય **દીપચંદ્રજી**ના પ્રશિષ્ય અને **પં૦ દેવચંદ્રજી**ના શિષ્ય **મતિરત્ને** બનાવી છે. કવિએ રચ્યાનો સંવત્ આપ્યો નથી. આમાં **સૂરત**થી **સિદ્ધાચલ**ની યાત્રાએ નીકળેલા સંઘ[1]નું વર્ણન છે. આ સંઘ મૂળ **પાટણ**ના

---

[1] **ઉદયસાગરસૂરિ** નામના એક આચાર્યે ' **स्नात्रपंचाशिका** ' નામનો ગ્રથ પાલીતાણામાં રચ્યો છે. આ ગ્રથની પ્રશસ્તિમાં કર્તાએ લખ્યું છે—

" **श्रीमालिवंशे गुरुदेवभक्त.**
**कीकासुत श्रीकचराभिधान** ।
**तदीयसंघेन समं च यात्रां**
**कुर्वन् कृतोऽयं जिनराजभक्त्यै** " ॥ ८ ॥

અર્થાત્—દેવ ગુરૂભક્ત **કીકા**ના પુત્ર **કચરા**એ કાઢેલા સઘની સાથે યાત્રા કરતા જિનરાજની ભક્તિને માટે આ ગ્રથ રચ્યો છે. ( જૂઓ, **પીટર્સ**નનો ત્રીજો રીપોર્ટ પૃ ૨૩૯ )

જે સઘનુ પ્રસ્તુત તીર્થમાળામાં વર્ણન કરવામા આવ્યુ છે તેજ સઘ આ છે. આ ગ્રથ રચ્યાનો સવત્ કર્તાએ આ આપ્યો છે

" **वर्षेऽब्धिखाष्टेन्दुमिते सुरम्ये श्रीपौषमासे च वलक्षपक्षे ।**
**श्रीपूर्णिमायां शशिवासरे च श्रीपादलिप्ताख्यपुरे सुराष्ट्रे** " ॥६॥

અર્થાત્—**પાલીતાણા**મા સ. ૧૮૦૪ ના પોષ સુદિ ૧૫ ને સોમવારના દિવસે આ ગ્રથની રચના કરેલી છે. સુતરાં **કચરા કીકા**એ આ સઘ ૧૮૦૪ મા કાઢ્યો હતો એ વાત સિદ્ધ થાય છે

રહીશ, પરન્તુ પાછળથી સૂરતમાં આવી વસેલ **રવજીશાના** કુલના શા **કચરા કીકાએ** કાર્તિક સુ. ૧૩ ( સંવત્ જણાવ્યો નથી ) ના દિવસે કાઢયો હતો. રૂપચંદ નામના ગૃહસ્થ પણ સંઘવી તરીકે તેમાં જોડાયા હતા. **ડુંમસથી** દરિયા માર્ગે વિદાય થઈ આ સંઘ ભાવનગર બંદર ઉતર્યો હતો. ભાવનગરમાં આ વખતે રાજા ભાવસિંહજી રાજ્ય કરતા હતા. ભાવનગરથી વરતેજ, કુનાડ થઈ સંઘ **પાલીતાણે** આવ્યો હતો. આ સંઘમાં ભાવનગરથી પં૦ ઉત્તમવિજયજી સાથે ચાલ્યા હતા.

**આઠમી ખીમા** નામના કવિએ બનાવેલી ' **શત્રુંજય ચૈત્ય પરિપાટી** ' છે. આ ' **ખીમા** ' કોણ તે કંઈ જણાવવામાં આવ્યું નથી, તેમ રચ્યાનો સંવત્ પણ આપ્યો નથી.[1] આમાં કેવળ **શત્રુંજય** ઉપરનાં મંદિરો અને દર્શનીય સ્થાનોનું વર્ણન છે.

ઉપરની આઠે તીર્થમાળાઓ યદ્યપિ **શત્રુંજયને** લગતી છે, પરન્તુ વસ્તુત. **શત્રુંજયની** હકીકત સારા રૂપમા પૂરી પાડનાર તો પહેલી, બીજી, ત્રીજી અને આઠમી એ ચાર તીર્થમાળાઓજ છે. બાકીની તીર્થમાળાઓમાં કાંતો સંઘના વર્ણનો છે, અને કાંતો **શત્રુંજયની** સ્તુતિ અને નામ માત્ર જણાવેલ છે. આ ચારે તીર્થમાળાઓમા સિદ્ધાચલના મંદિરો, પાદુકાઓ અને અન્યાન્ય દર્શનીય સ્થાનોના ઓછી વત્તી સંખ્યામા નામો ગણાવવામાં આવ્યા છે જેમાનાં મુખ્ય આ છે:—

લલિતસરોવર, ઋષભપાદુકા, કુમરવિહાર, ઋષભદેવની માતા–ગજપર બેઠેલ, શાન્તિનાથનું મંદિર, ચોમુખજી, પાંચ પાંડવ, અદબદ, કવડયક્ષ, વાઘણપોળ, છીપાવસહી, મોલ્હાવ-

[1] કવિએ આ તીર્થમાળામા સિદ્ધાચલના જે જે સ્થાનોનુ વર્ણન કર્યું છે. તેમાં **દેસલવસહીનુ** પણ નામ છે. **દેસલ** એ છઠ્ઠા ઉદ્ધારક **સમરાશાહનો** પિતા થતો. આ **દેસલવસહી** સમરાશાહેજ બનાવેલ છે. સમરાશાહે અહિ ૧૩૭૮ મા ઉદ્ધાર કરાવ્યો હતો. આ ઉપરથી સહજ સમજાય છે કે આ કૃતિ સં ૧૩૭૮ પછીની છે.

સહી, ટોટરાવિહાર, સ્વર્ગારોહણ, રાજીમતીની ચોરી, થંભણ પાર્શ્વનાથ, નેમિનાથનું મંદિર ( ગિરિનારની સ્થાપના ), જયમલ્લનો પ્રાસાદ, તેજપાલનું મંદિર, ખરતર વસહી, તિલકાતોરણ, શામળાપાર્શ્વનાથ, રાયણવૃક્ષ, કુલિકુંડ, પુંડરીકજી, સૂરજકુંડ, ભીમકુંડ, ઉલખાઝોલ, સહસ્રકૂટ, ચેલણતલાવડી અને સિદ્ધવડ વિગેરે.

ઉપરની તીર્થમાળાઓમાં કર્ત્તાના નામ વિનાની 'શત્રુંજય ચૈત્ય–પરિપાટી' અને 'ખીમા'ની 'શત્રુંજય ચૈત્ય પરિપાટી'મા ઉપરનાં નામો ઉપરાન્ત કેટલાંક વિશેષ નામો છે. તે નામો આ છે:—

ધર્મસિંહનું મંદિર, નરસિંહનું[1] મંદિર, લાધુવસહી, વેશ્યાવસહી, સ્વર્ગારોહ, સાંબપ્રદ્યુમ્નકુમાર, સમળીવિહાર, દેસલવસહી, વીસવિહરમાન, સમ્મેતશિખર, ખોખાવસહી, સોખલવસહી, વિગેરે.



---

૧ **નરસિંહ**, એ સુપ્રસિદ્ધ **પેથડશાહ**નો ભાઇ થતો હતો. પેથડશાહને સંઘ કાઢવાની ઇચ્છા થતા પોતાના ભાઇઓને એકત્રિત કરી વિચાર ચલાવે છે, તે વખતનુ વર્ણન કરતા **પેથડરાસ**ના કર્ત્તા લખે છે —

" અઇસીય પેથડ પાટે બંધવ બોલાવઇ.
**નરસીહ રતન** કારે મનિ મંત્ર ચલાવઇ. " ૮

**પેથડ** વિગેરે તેઓ સાત ભાઇ હતા, એ પણ કર્ત્તાએ આગળ ચાલતાં સ્પષ્ટ કર્યું છે'—

" સાતે બંધવિ કીયઉ વિચાર સવિહું કાજિ લિઉ **નરસીઅ** ભાર, " ૧૨
( જૂઓ, પ્રાચીન ગુર્જર–કાવ્ય સંગ્રહ, પરિશિષ્ટ પૃ ૨૪–૨૫. )

# ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ, મેવાડ અને દક્ષિણનાં તીર્થો.

આની સાથે સબંધ ધરાવનારી આ સંગ્રહમાં પાંચ તીર્થ-માળાઓ છે:—

૧ પં૦ મેઘ વિરચિત 'તીર્થમાળા' પૃ. ૪૮–૫૬
૨ પં૦ મહિમા વિરચિત 'ચૈત્યપરિપાટી' પૃ. ૫૭–૬૧
૩ પં૦ સૌભાગ્યવિજય વિરચિત 'તીર્થમાળા' પૃ.૭૩–૧૦૦
૪ પં૦ શીલવિજય વિરચિત 'તીર્થમાળા' પૃ. ૧૦૧–૧૩૧
૫ જ્ઞાનવિમલસૂરિ વિરચિત 'તીર્થમાળા' પૃ. ૧૩૨–૧૪૦

ઉપરની પાંચ તીર્થમાળાઓ પૈકી પહેલી તીર્થમાળા પં૦ મેઘે[1] બનાવી છે. આ મેઘ કોણ ? તે તીર્થમાળા ઉપરથી જણાતું નથી. કારણ કે કવિએ પોતાનો વિશેષ પરિચય આપ્યો નથી, તેમ આ તીર્થમાળા બનાવ્યાનો સંવત્ પણ આપ્યો નથી. એટલે ક્યા સમયની આ તીર્થમાળા છે, એ પણ કહી શકાતું નથી. આ તીર્થમાળામા ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ અને મેવાડના પ્રસિદ્ધ તીર્થો અને ગામોના મંદિરોનો ઉલ્લેખ કરેલો છે. તેમા પણ ગામનું નામ અને ક્યા ભગવાન્ મુખ્ય છે તેજ માત્ર બતાવ્યું છે. કોઇ કોઇ સ્થળે કંઇક વિસ્તૃત વર્ણન પણ કર્યું છે. જેમ આબૂનું વર્ણન. આબૂનાં મંદિરોનો ઉલ્લેખ કરતા કવિએ વિમલ મંત્રીએ કેવી રીતે ત્યાં મંદિરો બનાવ્યાં તેનું વર્ણન કર્યું છે. આવીજ રીતે 'ચડાઉલિ[2]'નું વર્ણન ખાસ ધ્યાન ખેંચે છે.

---

1 આ મેઘ (મેહ) તેજ છે કે–જેમણે 'નવસારી સ્તવન' અને સં. ૧૪૯૯ કાર્તિકમાસમા રાણકપુરતીર્થનું સ્તવન બનાવ્યુ છે. તેઓ સોમસુંદરસૂરિના સમયમાં થયા છે, એ નિશ્ચય થાય છે.

2 ચડાઉલિ, એ અત્યારે ચંદ્રાવતીના નામથી ઓળખાય છે. આ ગામ આબુરોડથી દક્ષિણ–પશ્ચિમમાં લગભગ ચાર માઇલ ઉપર આવેલું છે.

જે 'ચડાઉલી ' મા અત્યારે એક પણ મંદિર નથી અને ગામ પણ નાનકડું છે, તે ચડાઉલિનું કવિ કેવું વર્ણન કરે છે:—

"નગર ચડાઉલિના ગુણ ઘણા ભવણ અઢારઇ છઇ જિણતણા,
ચઉરાસી ચહુટે હિવ ફિરઉ ઠામિ ઠામિ દીસઇ ભૂહરિઉ. ૨૬
મૂલનાયક શ્રીનાભિમલ્હારિ જિણ દીઠઇ મનિ હર્ષ અપાર,
કરઇ પૂજ શ્રાવક મનિ હસી નગર ચડાઉલિ લંકા જિસી." ૨૭

( પૃ ૫૦ )

આ ઉપરથી જણાય છે કે કવિના સમયમા અહિ ૧૮ જિનમંદિરો હતા.

આ તીર્થમાળામા જે જે તીર્થો અને ગામોના નામો ઉલ્લેખ્યા છે, તે અનુક્રમે છે, એમ કઇ નથી. પ્રારંભમા શત્રુંજયનું નામ આપી પછી ગિરિનારનું અને અષ્ટાપદનુ આપી ભરૂચ, સોપારા, ખંભાત એમ નામો આપ્યા છે. આવી રીતે મારવાડ મેવાડના તીર્થોનો પણ અનુક્રમ સાચવ્યો જોવાતા નથી. એકંદર કવિ આ તીર્થમાળામા એકસો વીશ તીર્થોનુ વર્ણન કર્યાનુ જણાવે છે:—

"એકસઉ તીરથ વિસોતર નામ
ઇણિઇ ભણિઇ હુઇ સવિહ પ્રણામ. ૮૮ ( પૃ ૫૬ )

આ ઉપરાન્ત આ તીર્થમાળામા વિશેષ કઇ જાણવા જેવી હકીકત જણાતી નથી

બીજી આગમ ગચ્છીય પં૦ મહિમા વિરચિત ચૈત્યપરિપાટી ' છે. આ મહિમા કોણ, તે પણ આ કૃતિ ઉપરથી જણાતુ નથી. કારણ કે–આ કવિએ પણ પોતાનો વિશેષ કઇ પરિચય આપ્યો નથી. કવિએ આ ચૈત્યપરિપાટી રચ્યાનો પૂરો સંવત્ આપ્યો નથી. માત્ર છેલ્લી કડીમા એટલુજ જણાવ્યું છે કે—

" બાવીસિ શ્રાવણ પખિ ત્રીજ ભલી ગુરૂવાર
ગોડીમંડણ ધ્યાનથી રિદ્ધિ વૃદ્ધિ ભંડાર. " સ૦ તી. ૧૧ ( પૃ. ૬૧ )

---

પ્રાકૃતમા આ ગામનું નામ ' ચડ્ડાવલ્લી ' થાય છે. જ્યારે સંસ્કૃતમા ' ચંદ્રાવતી ' ના નામથી ઉલ્લેખ્યું છે. આ તેજ ચંદ્રાવતી છે, જ્યાં પરમાર ધારાવર્ષ રાજા રાજ્ય કરતો હતો અને જ્યાં વિમલમંત્રી પાટણ છોડી રહ્યો હતો.

આમાં સૈકો જણાવ્યો નથી. માત્ર સૈકા ઉપરનાં વર્ષ ૨૨ જણાવી શ્રાવણ પક્ષની ત્રીજને ગુરૂવારે આ પરિપાટી રચી, એમ જણાવે છે[૧]. વળી આમાં વર્ણવેલ તીર્થોનાં નામો પૂરાં કરી કવિ કથે છે—

"સંવત એકવીસ ભેટીયા ભયભંજન ભગવંત" સ૦ તી૦ ૬
(પૃ. ૬૧)

આમા પણ સૈકો ન બતાવી માત્ર ચાલુવર્ષ 'એકવીસમું' બતાવેલ છે. ઉપરનાં બે કથનોથી સ્પષ્ટ થાય છે કે–કવિએ ૨૧ મા વર્ષમાં યાત્રા પૂરી કરી, અને બાવીશમા વર્ષમા આ ચૈત્યપરિપાટી બનાવી.

આમાં વર્ણવેલ તીર્થોની યાત્રા અમદાવાદથી શરૂ કરી છે અને ગુજરાત અને મારવાડનાં ગામોનાં મંદિરો ગણાવી પૂરી કરી છે. આ તીર્થમાળામાં ખાસ એક વિશેષતા છે. અને તે એ કે–આ કૃતિમા કવિનો ઉદ્દેશ્ય મૂર્ત્તિયોની સંખ્યા બતાવવાનો છે અને તેથી તેઓ પ્રત્યેક ગામનાં મંદિરોમાં કેટલી કેટલી મૂર્ત્તિયો–જિનબિંબો છે, તેની સંખ્યા બતાવતા ગયેલ છે. પોતાનો આ ઉદ્દેશ્ય કવિએ શબ્દોમા પણ વ્યક્ત કર્યો છે:–

"સંખ્યા કહુ જિનબિંબની રે લો અંગથી આલસ છાંડિ રે" મા૦ પ્ર૦ ૨
(પૃ. ૫૭)

છેવટ જતા આમા વર્ણિત સંખ્યા કવિના શબ્દોમાં કહીએ તો આટલી છે:–

"સહિસ ઉગણીસ નિ ઊપરિં બાવન છિ ગુણવંત" સં૦ (પૃ. ૬૧)

---

૧ કવિએ આ તીર્થમાળામા જે જે તીર્થોનું વર્ણન કર્યું છે, તેમાં 'કાપડહેડા' તીર્થનું પણ નામ છે. 'કાપડહેડા' તીર્થની ઉત્પત્તિ સં. ૧૬૭૮માં થયેલી છે, એ વાત મુનિ દયાલકુશલ વિરચિત 'કાપડહેડા' રાસથી અને 'કાપડહેડા'ના શિલાલેખોથી સિદ્ધ થાય છે. સુતરાં, કવિની આ રચના અઢારમી શતાબ્દિના ૨૨ મા વર્ષમાં (૧૭૨૨) માં બનેલી છે, એ કલ્પના કરવી અસ્થાને નહિંજ ગણાય.

એકંદર ઓગણીસ હજાર અને બાવન જિનબિંબો આમાં જણાવ્યાં છે.

**ત્રીજી** **પં૦ સૌભાગ્યવિજયજી** વિરચિત **તીર્થમાળા** છે. આ તીર્થમાળાનો પરિચય પહેલાં કરાવ્યો છે. આ તીર્થમાળામાં જેમ પૂર્વદેશીય તીર્થોનું વર્ણન છે, તેમ ગુજરાત, મારવાડ, મેવાડ, મેવાત અને દક્ષિણનાં તીર્થોનું પણ ટૂંકમાં વર્ણન કર્યું છે. આ વર્ણનમાં કવિએ દેરાસરો અને મૂર્તિઓની સંખ્યા બતાવી નથી, પરન્તુ ગામ અને ત્યાંના મુખ્ય મંદિરનું નામજ ઉલ્લેખ્યુ છે. દક્ષિણનાં જે તીર્થોનાં નામો આપ્યાં છે, તેમા મોટો ભાગ દિગમ્બર તીર્થોનો છે. માંગીતુંગી, ગોમઠસ્વામી વિગેરે. આ વર્ણનમાં એક બે ખાસ વિશેષતાઓ છે. લાહોરમા જહાંગીર બાદશાહે '**અષ્ટોત્તરી** સ્નાત્ર' કરાવ્યુ હતું, તેનો ઉલ્લેખ કર્યો છે. બીજી વિશેષતા આ છે:-

'સેતબંધરામેશ્વર પાસે **જૈનરાજા** છે આજ જી" (પૃ ૯૮)

આ ઉપરથી જણાય છે કે-સં.*૧૭૫૦ ની લગભગમા દક્ષિણમાં **જૈનરાજા** વિદ્યમાન હતા. દક્ષિણમાં દિગમ્બરોની વિશેષતા હોઇ સંભવ છે કે-આ રાજા પણ કોઇ દિગમ્બરજ હશે.

**પાંચમી** **શીલવિજયજીની** 'તીર્થમાળા' છે. આ તીર્થમાળાનો પરિચય પણ પહેલા કરાવ્યો છે. આ કવિએ ગામોનાં નામો ગણાવતા પ્રસંગે પ્રસંગે કેટલાક ઐતિહાસિક પુરૂષો અને રાજાઓના વિવેચનો વિશેષ કર્યાં છે. જેમ રાણકપુરના મંદિરના કર્ત્તાનુ (પૃ. ૧૦૬), **સંપ્રતિરાજાનું** (પૃ. ૧૦૭), **ભોજ** સંઘવીનું (પૃ. ૧૧૪), **દેવરાય** રાજાનું (પૃ. ૧૧૭), **ખંભાતનાં** શ્રાવકોનું (પૃ. ૧૨૩) અને **અમદાવાદના** શ્રાવકોનું (પૃ. ૧૨૪).

કવિનો ઉદ્દેશ્ય પશ્ચિમ, પૂર્વ, દક્ષિણ અને ઉત્તર—એ ચારે દિશાઓનાં તીર્થોનું વર્ણન કરવાનો છે અને તે પ્રમાણે પ્રત્યેક દિશાનાં તીર્થોનુ વર્ણન કરી અંતે એક એક કડીના કળશ પણ

આપ્યો છે. ચારે દિશાનાં વર્ણનોમા નિમ્નલિખિત દેશોનો કવિએ સમાવેશ કર્યો છે:—

૧ પશ્ચિમ દિશામાં કાઠિયાવાડ, કચ્છ, સિંધ અને મારવાડનો સમાવેશ કર્યો છે.

૨ પૂર્વ દિશામાં આગરાથી લઇ કાશી, મગધ, બંગાલ અને મેવાડનો સમાવેશ કર્યો છે.

૩ દક્ષિણમાં ખાનદેશથી શરૂ કરી દ્રાવિડ, મલબાર, વીજાપુર તથા સૂરત જીલ્લો અને ગુજરાતનો સમાવેશ કર્યો છે.

૪ ઉત્તરમાં દિલ્હી, પંજાબ, કાશ્મીર, મુલતાન અને લાટ દેશનો સમાવેશ કર્યો છે.

આ કવિએ દક્ષિણનું જે વર્ણન કર્યું છે, તેમાં મ્હોટે ભાગે દિગમ્બર તીર્થોનું વર્ણન છે. કવિનું કેટલુંક વર્ણન બહુ ધ્યાન ખેંચનારૂં છે. કાંચીના વર્ણનમાં કવિએ કાંચીને બે વિભાગમાં વિભક્ત કરી બતાવી છે. જૈન કાંચી અને શિવ કાંચી. ( જૂઓ. પૃ. ૧૧૭ ) મલબાર અને કુલિકોટના વર્ણનમાં કવિ કથે છે:—

" ઘાટ ઉતરી આવ્યા મલબારિ કલિકોટ બંદિર અતિહિ ઉદાર.
જિન મંદિર શ્વેતાંબર તણું વ્યાપારી ગુજ્જર તિહાં ભણું. " ૭૭
( પૃ. ૧૧૯ )

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે–કવિના સમયમાં મલબાર અને કુલિકટમાં શ્વેતામ્બર મંદિર હતું, તેમ ત્યા ગુર્જર વાણિયાઓ પણ વસતા હતા.

કવિના વર્ણન ઉપરથી એક ખાસ જાણવા જેવી વાત મળે છે અને તે એ કે–અત્યારે જૈનધર્મ જેમ વાણિયાનો થઇ પડ્યો છે, તેમ તે વખતે ન્હોતું. દક્ષિણમાં તે વખતે ચારે વર્ણના લોકો જૈનધર્મ પાળતા હતા. કવિ એક સ્થળે કથે છે:—

" ચાર વર્ણના શ્રાવક ભદ્ર બ્રહ્મ ખાત્રિ વૈસ્ય નિ સૂદ્ર;
નાતિતણો એહજ વિવહાર મિથ્યા દેવ તણો પરિહાર. " ૮૩
( પૃ ૧૧૯ )

આ કથન સ્પષ્ટ કરે છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણના લોકો જૈનધર્મ પાળતા હતા. જ્ઞાતિનો વ્યવહાર જ એ પ્રમાણે હતો. જે લોકો જૈનધર્મી હતા, તેઓ ઇતર દેવોને માનતા પણ ન્હોતા.

બેશક એ વાત ખરી કે-આ લોકો પ્રાય: દિગમ્બર જૈન હશે. શ્વેતામ્બર નહિં, કારણ કે-એ દેશોમા શ્વેતામ્બર સાધુઓનો પરિચય સેંકડો વર્ષોથી ઓછો થઇ ગયેલો, અત્યારે પણ દક્ષિણના ઊંડા પ્રદેશમાં બ્રાહ્મણાદિ લોકો જૈનધર્મ પાળે છે.

આ ઉપરાન્ત બીજું પણ કેટલુંક જાણવા જેવું ઐતિહાસિક વર્ણન કર્યું છે.

**પાંચમી** જ્ઞાનવિમલસૂરિ વિરચિત 'તીર્થમાળા' છે. સં. ૧૭૫૫ ના જ્યેષ્ઠ સુ. ૧૦ ના દિવસે કવિએ આ તીર્થમાળા રચી છે, એમ છેલ્લી કડી ઉપરથી જણાય છે. કવિએ આ યાત્રા સૂરતથી શરૂ કરી છે સૂરતથી પ્રારંભ કરી રાનેર, ભરૂચ, ગંધાર, કાવી વિગેરે તીર્થોનું વર્ણન કરી ગુજરાતનાં કેટલાંક ગામોનાં તીર્થો બતાવ્યાં છે, તે પછી મારવાડનાં તીર્થો વર્ણવ્યાં છે. મારવાડનાં તીર્થોની યાત્રા કરી સિદ્ધપુર, મહેસાણા અને અમદાવાદ થઇ પાછા સૂરત આવ્યા છે. કવિ કહે છે કે—

"વિધિસ્યુ છ'રી પાલતા સુ૦ ષટ્માસે કરી યાત્ર" મા૦ (પૃ ૧૪૦)

આ તીર્થમાળામાં વર્ણિત યાત્રા કવિના કથન પ્રમાણે છ મહીને પૂરી થઇ છે અને તે છરી પાળતા કરી છે.

આ સિવાય આ તીર્થમાળામા વિશેષ હકીકત જાણવા જેવી કંઇ જણાતી નથી.

ઉપરની પાંચે તીર્થમાળાઓમાં ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ, મેવાડ અને દક્ષિણનાં તીર્થોનું વર્ણન આવી જાય છે, અને તેજ પ્રમાણે પૂર્વદેશનાં તીર્થોનું વર્ણન કરનારી તીર્થમાળાઓ આપણે જોઇ ગયા. હવે આપણે એ તીર્થમાળાઓનું નિરીક્ષણ કરીએ, કે જેમાં પાર્શ્વનાથનાં તીર્થો અને નામો બતાવવામાં આવ્યાં છે.

## પાર્શ્વનાથનાં તીર્થો.

કેવળ પાર્શ્વનાથનાં તીર્થો બતાવનારી આ સંગ્રહમાં ચાર તીર્થમાળાઓ છે:—

૧ પં૦ કલ્યાણસાગર વિરચિત 'પાર્શ્વનાથ ચૈત્ય પરિપાટી' પૃ. ૭૦–૭૨

૨ મેઘવિજય ઉપાધ્યાય વિરચિત 'પાર્શ્વનાથ નામમાલા' પૃ. ૧૪૯–૧૫૩

૩ પં૦ રત્નકુશલ વિરચિત 'પાર્શ્વનાથસંખ્યા સ્તવન' પૃ. ૧૬૯–૧૭૦

૪ શાંતિકુશલ વિરચિત 'ગોડીપાર્શ્વનાથસ્તવન' પૃ. ૧૯૮–૨૦૦

ઉપરની ચાર તીર્થમાળાઓ પૈકી પહેલી 'પાર્શ્વનાથ ચૈત્ય પરિપાટી' પં૦ ચારિત્રસાગરના શિષ્ય કલ્યાણસાગરે[1] બનાવી છે. કર્ત્તાએ રચ્યાનો સંવત્ આપ્યો નથી. આ તીર્થમાળામાં સંખેશ્વરથી શરૂ કરીને ગુજરાત, કાઠિયાવાડ અને મારવાડ, મેવાડનાં જે જે ગામોમાં પાર્શ્વનાથ બિરાજમાન હતા, તે તે ગામોનાં નામો આપ્યાં છે. કવિએ અન્તમાં પાર્શ્વનાથની આરાધનાથી કેવાં કેવાં વિઘ્નો દૂર થાય છે, અને કેવું ફળ મળે છે, તે જણાવ્યું છે તે ઉપરાન્ત એ પણ સ્પષ્ટ કર્યું છે કે–આ તીર્થમાળામાં પાર્શ્વનાથનાં ૧૦૮ તીર્થો ગણાવવામાં આવ્યાં છે, કવિના શબ્દો આ છે:—

"એકસો આઠે આગલા એ તીરથ હો જગના સાધાર." ૨૯

(પૃ. ૭૨)

બીજી મેઘવિજય ઉપાધ્યાય વિરચિત 'પાર્શ્વનાથ નામમાલા' છે. આ મેઘવિજય તે વિજયપ્રભસૂરિના સમયમાં થયેલ

---

૧ આ કલ્યાણસાગર તેમના સમયના એટલે અઢારમી શતાબ્દિના પ્રારંભ કાળના અનેક વિદ્વાનો પૈકીના એક વિદ્વાન્ તરીકે વિખ્યાત થઇ ગયા છે. આ તીર્થમાળા ઉપરાન્ત તેમની પદ્માવતીસ્તોત્ર, ભવાનીસ્તોત્ર, ચિંતામણિ પાર્શ્વનાથ સ્તોત્ર, સંખેશ્વરપાર્શ્વનાથ સ્તવન, શિક્ષા સજ્ઝાય અને આત્મબોધ સજ્ઝાય વિગેરે કૃતિયો પણ જોવાય છે.

કૃપાવિજયના શિષ્ય થતા હતા. છેલ્લી કડી ઉપરથી જણાય છે કે આ નામમાલા કવિએ **દીવબંદિર**માં બનાવી હતી. કવિના આ શબ્દો–" **संवत् १७२१ वर्षे भट्टारक श्री १०६ श्रीविजयप्रभसूरीश्वरचरणसेवां कुर्वता चतुर्मासकमध्ये पं० मेघविजयेन कृता लिखिता च श्रीशत्रुंजयादितीर्थयात्रासंघपतिपद्मभक्तवसा० श्रीनेमीदास सामीदास वीरदास पठनार्थम्** । "–૨૫૯ બતાવે છે કે–**પં૦ મેઘવિજયે** વિજયપ્રભસૂરિની સાથે કરેલા ચોમાસામાં સં. ૧૭૨૧ માં આ કૃતિ કરી છે.

આ નામમાળામાં પણ જે જે ગામોમાં **પાર્શ્વનાથ** બિરાજમાન હતા, તે ગામોનાં નામો આપ્યાં છે. અને તેવાં ૧૦૮ નામો આપ્યાંનું '**અહોત્તરસઉ પરણામઈ**' શબ્દથી કથે છે. આમાં પણ ગુજરાત–કાઠીયાવાડ અને મારવાડનાં ગામોનાં નામો આવી જાય છે.

ત્રીજું **પં૦** રત્નકુશલ વિરચિત '**પાર્શ્વનાથ સંખ્યા સ્તવન**' છે. રત્નકુશલે પોતાના પરિચયમાં માત્ર અંતમાં એટલુંજ કથ્યું છે:–

> " ગણિ **દામા** શિષ્ય '**રતનકુશલ**[1]' ભગતિઇ કહઇ રે આપો ચરણઇ વાસ " ૨૦ (પૃ. ૧૭૦)

આ ઉપરથી સમજાય છે કે–તેમના ગુરૂનું નામ '**દામા** હતું

---

૧ આ **રત્નકુશલ** સત્તરમી શતાબ્દિની મધ્યમા થયા છે તેમણે '**पंचाशकवृत्ति**' ની એક પ્રતિ લખી છે. તેની અંતમાં લખેલી પંક્તિયો ઉપરથી તેમનો સમય અને તેમના ગુરૂનો પણ પરિચય મળી જાય છે તે પંક્તિઓ આ છે:–

" **संवत् १६५२ वर्षे आश्विनसितपंचमीदिने । रविवारे । उंझा ग्रामे । पंडितोत्तम पं० श्री ५ मेहर्षिगणि शिष्य श्रीदामर्षिगणिश्रेष्ठचरणारविंदचंचरीकायमानविनेयाणुरत्नकुशलगणिनालेखि...** "

(મારા પ્રશસ્તિ સંગ્રહમાંથી)

આમાં પણ **પાર્શ્વનાથનાંજ** નામો બતાવ્યા છે, પરન્તુ ઉપરની બે તીર્થમાળાઓ કરતાં બહુજ થોડાં. રચ્યાનો સંવત્ કવિએ આપ્યો નથી.

**ચોથું** શાંતિકુશલ વિરચિત '**ગોડીપાર્શ્વનાથ સ્તવન**' છે. કવિએ આપેલા પરિચય ઉપરથી જણાય છે કે–તેઓ વિનયકુશલના શિષ્ય થતા હતા. વળી ૩૧ મી કડી ઉપરથી એ પણ જણાય છે કે–વિજયસેનસૂરિના સમયમા સં ૧૬૬૭ મા આ સ્તવન બનાવ્યું છે. યદ્યપિ કવિએ આ કૃતિને '**સ્તવન**' તરીકે ઓળખાવી છે, પરન્તુ વસ્તુતઃ ઉપરની ત્રણ કૃતિયોની માફક આમાં પણ પાર્શ્વનાથનાં નામોજ બતાવવામા આવ્યા છે. જો કે–છેવટ જતાં થોડીક કડીઓમા **પાર્શ્વનાથની** સ્તુતિ કરવામાં આવી છે.

ઉપરની ચારે તીર્થમાળાઓમા ઓછી વત્તી સખ્યામાં પાર્શ્વનાથનાં નામો ગણાવવામા આવ્યા છે, તેમા મુખ્ય આ છેઃ–

**સંખેશ્વર, નવખંડા, ગાડરિયા, જીરાઉલા, પંચાસરા, પાહુલણ, પોસીના, અમીઝરા, લોઢણ, નવપલ્લવ, કુરહેડા, ચિંતામણિ, નવલખા, ભીડભંજણ, અંતરીક, અવંતી, મગસી, ફલોધી, અજારા, ગોડી, વરકાણા, અરિગંજન, ચેલણ, ડોકરિયો, સસફણા, થંભણ, ભાભા, મોઢેરા, સહસફણા, પંચાસરા, કોકા, કુંસારી, ભટેવા, વાડી, નવરેખ, વિઘનહરા, ઝોટિગો, કાપરહેડા, અહિછત્તા, શામળા, રાવણ, સમીના, દૂધાધારી, નારિંગ, માણિક્ય, ઘૃતકલ્લોલ, શુદ્ધદતી, નવફણા, નવસારી, ચાંચલીઆ અને દાદો વિગેરે.**

જો કે–આ તીર્થમાળાઓમાં બીજાં ઘણાં નામો એટલે બધાં મળીને **એકસો આઠ** નામો આપવામાં આવ્યાં છે, પરન્તુ અહિં સારમા માત્ર પ્રસિદ્ધ નામોનોજ ઉલ્લેખ કર્યો છે.



## પરચૂરણ વિભાગ.

આ સંગ્રહમા ૬ તીર્થમાળાઓનો સમાવેશ થાય છે. જેમાની ૨ **સૂરત** સંબંધી છે, ૧ ગિરિનાર સંબંધી, ૧ શાસ્વત તીર્થો સંબંધી, ૧ જેસલમેર સંબંધી અને ૧ કાવી તીર્થ સંબંધી. તે તીર્થમાળાઓ આ છે:—

૧ રત્નસિંહસૂરિશિષ્ય વિરચિત '**ગિરિનાર તીર્થમાળા**' પૃ. ૩૩–૩૭

૨ લાધાસાહ વિરચિત '**સૂરત ચૈત્ય પરિપાટી**' પૃ. ૬૨–૬૯

૩ કીર્ત્તિ મેરૂ વિરચિત '**શાશ્વત તીર્થમાળા**' પૃ. ૧૪૧–૧૪૫

૪ જિનસુખસૂરિ વિરચિત '**જેસલમેર ચૈત્ય પરિપાટી**' પૃ. ૧૪૬–૧૪૮

૫ કવિ **દીપવિજય** વિરચિત '**કાવી તીર્થવર્ણન**' પૃ. ૧૭૧–૧૭૩

૬ વિનયવિજયોપાધ્યાય વિરચિત '**સૂર્યપુરચૈત્યપરિપાટી**' પૃ. ૧૮૯–૧૯૪

ઉપરની છ તીર્થમાળાઓમા પહેલી 'ગિરિનારતીર્થ' સબંધી છે

## ગિરિનાર તીર્થ.

આ તીર્થમાળાના કર્ત્તા છે રત્નસિંહસૂરિના શિષ્ય. તેમનુ નામ જણાવવામા આવ્યું નથી. તેમ રચ્યાનો સંવત્[1] પણ આપ્યો

---

૧ કવિએ યદ્યપિ આ તીર્થમાળા રચ્યાનો સવત્ આપ્યો નથી, પરન્તુ અહિના મંદિરો બનાવનાર તથા ઉદ્ધાર કરાવનારનાં જે નામો આપ્યાં છે, તેમા વ્ય૦ **શાણા** અને **ભૂંભવનુ** નામ આપ્યુ છે, આ **શાણો** અને ભૂભવ વિક્રમની સોળમી શતાબ્દિમાં થયા છે, એવુ ગિરિનાર ઉપરના એક લેખથી માલૂમ પડે છે, અને એવ આ કૃતિ સોળમી શતાબ્દિની—ખાસ કરીને સં. ૧૫૨૩ પછીની-છે, એ વાત નિર્વિવાદ છે. **શાણા** અને **ભૂંભવ**વાળો શિલાલેખ આ છે —

નથી. કર્ત્તાએ આ તીર્થમાળામાં ગિરિનારતીર્થનું—ત્યાનાં દર્શનીય સ્થાનોનું વર્ણન કર્યું છે, એટલુંજ નહિં પરન્તુ આ તીર્થ ઉપરનાં મંદિરો બનાવનાર અને ઉદ્ધાર કરાવનારાઓનો પણ પરિચય આપ્યો છે. આવા જે જે પુરૂષોના નામો કવિએ આમાં આપ્યાં છે, તેમાંના મુખ્ય આ છે:—

વસ્તુપાલ, **ધરણીગ**, **સલખ**, **સમરસિંહ**, **ધૂંધલ**, **તેજપાલ**, **આંબો**, **પૂનાશાહ**, **સિદ્ધરાજ** જયસિંહ, **સાજણ**, ગોપ્રઆ, **શાણો**, ભૂંભવ, **નરપાલ**, **સાલિગ**, **મેલા**, રામસિંહ, ડુંગર, **ચીતર** અને **સામલ** વિગેરે

કવિએ અહિંના જે જે મુખ્ય સ્થાનોના ઉલ્લેખ કર્યો છે, તેમા સૌથી પહેલાજ તેણે **તેજલપુરનું**[1] નામ ઉલ્લેખ્યું છે, આ

---

**" संवत् १५२३ वर्षे वैशाष सुदि १३ गुरौ श्रीवृद्धतपापक्षे श्रीगच्छनायकभट्टारकश्रीरत्नसिंहसूरीणां तथा भट्टा० उदयवल्लभसूरीणां [ च ] उपदेशेन । व्य० श्रीशाणा सं० भूंभवप्रमुखश्रीसंघेन श्रीविमलनाथपरिकर: कारित: प्रतिष्ठितो गच्छाधीशपूज्यश्रीज्ञानसागरसूरिभि "**

જે રત્નસિંહસૂરિના શિષ્યે આ તીર્થમાળા બનાવી છે તેજ રત્નસિંહસૂરિના ઉપદેશથી ઉપર્યુક્ત શ્રાવકોએ અહિં સં ૧૫૨૩ મા **વિમલનાથનુ** પરિકર બનાવી પ્રતિષ્ઠા કરાવી છે, એટલે કવિનો સમય આનાયાસ સોળની શતાબ્દિનો સિદ્ધ થાય છે.

૧ આ **તેજલપુર**, વસ્તુપાલે પોતાના ભાઈ **તેજપાલ**ના નામથી વસાવ્યાનુ કવિ જણાવે છે પરન્તુ તે ઠીક નથી આ તેજલપુર ગામ મંત્રી **તેજપાલે** પોતાના નામથી વસાવ્યુ હતુ. એનુ પ્રમાણ એ છે કે—

**નાગેન્દ્રગચ્છીય** વિજયસેનસૂરિ કે જેઓ તેરમી **શતાબ્દિમા**—**વસ્તુપાલ**—**તેજપાલ**ના સમયમાંજ થયા છે અને જેઓ **વસ્તુપાલ**—**તેજપાલ**ના ગુરૂ **થાય છે**, તેમણે ‘ **रेवंतगिरिरासु** ’ માં લખ્યુ છે —

" તેજપાલિ ગિરનારતલે **તેજલપુરૂ નિયનામિ**.
કારિઉ ગઢમઢપવપવર્ મણહર ઘરિ આરામિ " ૯

ઉપરાન્ત અહિંના જે જે સ્થાનો આમાં વર્ણવ્યાં છે, તેમાં મુખ્ય આ છે:—

**સુવર્ણરેખા** નદી, **દામોદર**, **કાલમેઘ**, **નેમનાથનું મંદિર**, **પાંપામઢી**, **શત્રુંજયાવતાર**, **સમ્મેતશિખર** અને **અષ્ટાપદની** સ્થાપના, **કપર્દી યક્ષરાજ**, **મરૂદેવીમાતા**, **તિલકપ્રાસાદ**, **રાજીમતીનુંસ્થાન**, **કંચનવિહાર**, **ગંગાવતારકુંડ**, **અંબિકામાતા**, **સિદ્ધવણાયગ**, **સહસાવન**, **લાખાવન** અને **ચંદ્રગુફા**[1] વિગેરે.

## સૂરત.

**સૂરત** શહેરનાં મંદિરોનું વર્ણન કરનારી ઉપરની તીર્થમાળાઓમાં બે તીર્થમાળાઓ છે: એક **કડુઆમતીય લાધાશાહ** વિરચિત '**સૂરતચૈત્યપરિપાટી**' અને બીજી ઉપાધ્યાય શ્રી **વિનયવિજયજી**વિરચિત '**સૂર્યપુરચૈત્યપરિપાટી**.' લાધાશાહે[2] આ 'સૂરતચૈત્યપરિપાટી' સં. ૧૭૯૩ ના માગશર વદિ

---

આવીજ રીતે જિનપ્રભસૂરિએ પણ **રૈવતકલ્પ**માં લખ્યું છે —

"**तत्थ तेजपालमंतिणा गिरनारतले निअनामंकिअं तेजलपुरं पवरगढमढपवामंदिरआरामरम्मं निम्माविअं।**"

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે—આ **તેજલપુર** મંત્રી **તેજપાલે** જ વસાવ્યું હતું નહિ કે તેના ભાઈ વસ્તુપાલે. અત્યારે આ ગામ વિદ્યમાન નથી.

૧ આ સ્થાનો સંબંધી કયું સ્થાન ક્યાં છે અને તેની ઉત્પત્તિ શી રીતે થઈ, એ બાબતોની માહિતી **નાગેન્દ્રગચ્છીય વિજયસેનસૂરિ**કૃત **રેવંતગિરિરાસુ**, **જિનપ્રભસૂરિ**કૃત **रेवतकप्पसंखेवो**, **रैवतकल्प** તથા **ધર્મઘોષસૂરિ**કૃત **गिरिनारकल्प** માં સારી રીતે આપવામાં આવી છે. આ ત્રિયા ગાયકવાડ ઓરિયન્ટલ સિરીઝમાં **प्राचीन–गुर्जर काव्य–संग्रह** ના ભાગ ૧ લામાં પ્રસિદ્ધ **થઈ** છે. ત્યાંથી જોઈ લેવાની ભલામણ છે.

૨ આજ **લાધાશાહે** વિ. સં. ૧૭૯૫ માં '**શિવચંદજીનોરાસ**' બનાવ્યો છે. આ રાસમાં કવિ પોતાને ગચ્છના **ગચ્છપતિ** તરીકે પોતે ઓળખાવે છે —

" કડૂઆમતિ ગચ્છપતિ સાહજી **લાધો** કવિરાય
તિણે રાસ રચ્યો એ સુણત ભણત સુખ થાય. ૧૧
(મારી પાસેના પ્રશસ્તિ સંગ્રહમાંથી)

૧૦ ના દિવસે સૂરતમાં ચોમાસુ રહીને બનાવી છે. કવિ લાધાએ સૂરતના દેરાસરોના નામોજ માત્ર નથી આપ્યા, પરન્તુ પ્રત્યેક દેરાસર ક્યા ક્યા પુરામાં આવ્યું તે, પરામા કેટલા મ્હોટાં દેરાસરો અને કેટલા ઘર દેરાસરો છે તે, અને પ્રત્યેક દેરાસરની પાષાણ અને ધાતુની મૂર્ત્તિયોની, પંચતીર્થી, પટ, પાટલી અને સિદ્ધ-ચક્ર વિગેરેની પણ સંખ્યા બતાવેલી છે. કવિએ પ્રત્યેક ઢાળની અંતે બબે દૂહા આપી એક એક ઢાળમા વર્ણવેલ મંદિરો, ઘર દેરાસરો અને જિનબિંબોની સંખ્યા આપી છે. એવી રીતે ત્રણ ઢાળોમા કવિએ સૂરતના-સૂરત અને પરાના મંદિરોનું વર્ણન કર્યું છે. છેવટે ત્રીજી ઢાળની અંતમા કવિ મંદિરો, ઘરદેરાસરો અને બિંબોની કુલ સંખ્યા આ પ્રમાણે આપે છે:—

સૂરતમાંહે ત્રણ્ય ભયરા દેહરા દશ શ્રીકાર
દાયનય પાણતીસ છે દેહરાસર મનોહાર. ૧
સરવાલે સરવે થયા બિંબ સંખ્યા કહુ તેહ
તીન હજાર નવસ અધિક બોહોતેર પ્રણમું તેહ ૨
(પૃ ૬૭)

એટલે કે-૧૦ મ્હોટા દેરા, ૨૩૫ ઘરદેરાસરો અને ૩૯૭૨ જિન બિંબો સૂરતમા હતાં.

ચોથી ઢાળની પાંચમી કડીથી કવિએ જિનબિંબો વિગેરેની સંખ્યા જેમ બહુ સ્પષ્ટ રીતે આપી છે, તેવી રીતે તીર્થમાળાની અંતમા ગદ્યમા પણ સંખ્યા બતાવી છે તે આ પ્રમાણે.—

“ શ્રીસૂરત મધ્યે દેહરા ૧૦ છે, દેરાસર ( ઘરદેરાસર ) ૨૩૫, ભૂયરા ૩, પ્રતિમા એકેકી ગણતા ૩૯૭૮, પંચતીરથીની ૫, ચોવી-સવટાની ૨૪, અકલમલ, પટ, પાટલી, સિદ્ધચક્ર, ચૌમુખ સર્વે થઈને ૧૦૦૪૧ છઈ ”

( જૂઓ પૃ ૬૯ )

ઉપાધ્યાય વિનયવિજયજીએ ‘ સૂર્યપુર ચૈત્ય પરિપાટી ’ સં ૧૬૮૯ મા બનાવી છે ઉપાધ્યાયજીએ આ પરિપાટી એકંદર

૧૪ કડિયોમાં પૂરી કરી છે. જેમાંની પ્રથમની અગિયાર કડિઓમાં સૂરતનાં અગિઆર દેરાસરોના નામો આપ્યા છે. પ્રત્યેક કડીમા દેરાસરમાં બિરાજમાન મુખ્ય ભગવાનનુ નામ–જેના નામથી દેરાસર પ્રસિદ્ધ હોય તે ભગવાનનું નામ–આપી સ્તુતિ કરી છે. તે ઉપરાન્ત મૂર્ત્તિયોની સંખ્યા કે એવી બીજી બાબત કંઈ બતાવી નથી. બારમી અને તેરમી કડીમા રાનેર, વલસાડ, ગણુદેવી, નવસારી અને હાંસોટમા બિરાજમાન પ્રભુની સ્તુતિ કરી ૧૪ મી કડીમા પોતાનો પરિચય આપ્યો છે જેમા વિજયસિંહસૂરિના શિષ્ય કીર્ત્તિવિજય અને તેમના શિષ્ય વિનયવિજયે આ કૃતિ કર્યાનું જણાવ્યું છે. આ ઉપાધ્યાયજીએ સૂરતના જે ૧૧ દેરાસરોના નામો ગણાવ્યા છે તે અનુક્રમે આ છે.—૧ ઋષભદેવનુ, ૨ શાન્તિનાથનુ, ૩ ધર્મનાથનુ. ૪ પાર્શ્વનાથનુ, ૫ સંભવનાથનુ, ૬ ધર્મનાથનું, ૭ અભિનંદનનુ, ૮ પાર્શ્વનાથનુ, ૯ કુંથુનાથનું, ૧૦ અજિતનાથનું અને ૧૧ ચિંતામણિપાર્શ્વનાથનું

## શાશ્વતતીર્થ.

ઉપરની છ તીર્થમાળાઓ પૈકી ત્રીજી 'તીર્થમાળા' **શાશ્વતતીર્થો** સંબંધી છે. આ તીર્થમાળાના કર્ત્તા છે વાચનાચાર્ય [1]**કીર્ત્તિમેરૂ**. કર્ત્તાએ પોતાનો વિશેષ પરિચય આપ્યો નથી, તેમ આ તીર્થમાળા રચ્યાનો સંવત્ પણ આપ્યો નથી કવિએ આ તીર્થમાળામા શાશ્વત તીર્થોની સંખ્યા બતાવી છે, જેમા ગત ચોવીસી, વર્ત્તમાન ચોવીસી, અનાગત ચોવીસી, વીસ વિહરમાન, ૪ શાશ્વત અને તે ઉપરાન્ત સ્વર્ગ, પાતાલ અને તિર્યગ્લોકની તમામ શાશ્વત જિનબિંબોની સંખ્યા બતાવી છે, એટલુંજ નહિં

---

૧ આ **કીર્ત્તિમેરૂ** વિક્રમની પંદરમી શતાબ્દિમાં થયા છે કારણ કે—તેમણે, નાગપુર તપાગચ્છીય રત્નશેખરસૂરિકૃત '**दिनशुद्धिप्रदीपिका**' ની પોતે લખેલી પ્રતિની અંતમાં '**संवत १४९७ वर्षे कार्तिक मासि लिखिता वा० कीर्तिमेरुणा**' એમ લખેલ છે.

પરન્તુ આ લોકમા સમેતશિખર, શત્રુંજય, સોપારા, જીરાઉલા, ફ્લવર્દ્ધિ, રતનપુર, સાચોર, ખંભાત, ઘોઘા વિગેરે ગામોમાં જ્યા જ્યાં અલૌકિક જિનબિંબો હોય તેને વંદણા કરી છે. એ પ્રમાણે તમામ જિનબિંબોની સ્તવના કરી કર્ત્તાએ પાચમહાવ્રતધારી સાધુઓને વદન કર્યું છે. એકદર ૨૮ કડિયોમા આ તીર્થમાળા સમાપ્ત કરી છે

## જેસલમેર તીર્થ.

આ તીર્થ સંબંધી ઉપરની છ તીર્થમાળાઓ પૈકી એક તીર્થ-માળા છે, જે **જિનસુખસૂરિ**[1] નામના આચાર્યે બનાવી છે. કર્ત્તાએ પોતાનો પરિચય આપ્યો નથી, પરન્તુ આ ચૈત્યપરિપાટી રચ્યાનો સંવત્ ૧૭૭૧ આપ્યો છે. આ તીર્થમાળામાં કવિએ **જેસલમેરના** ખાસ ખાસ મંદિરોનુ વર્ણન કર્યું છે. મંદિરોનુંજ વર્ણન નથી કર્યું, કિન્તુ પ્રત્યેક મંદિરમા કેટલા કેટલા જિનબિંબો છે, તેની સંખ્યા પણ આપી છે. આમાં એકદર ૮ મંદિરોનુ વર્ણન કર્યું છે. તે ૮ મંદિરો આ છેઃ—૧ **મહાવીરનુ**, ૨ **આદિનાથનુ**, ૩ **ચંદ્ર-પ્રભુનું**, ૪ **અષ્ટાપદનુ**, ૫ **શાન્તિનાથનું**, ૬ **સંભવનાથનું**, ૭ **શીતલનાથનુ** અને ૮ **પાર્શ્વનાથનું**. આ આઠે મંદિરોમા જિનબિં-બોની સંખ્યા કેટલી હતી, તે સંબંધી કવિ સ્પષ્ટ કહે છે.—

'દેમ મલા આઠ પ્રાસાદમાંહે બિંબ પેતાલીસસૈ
ચોરાસી ઊપર અગ્ય જિનવર વદતા ચિત ઉલસૈ'

( પૃ ૧૪૮ )

એકંદર આઠે દેરાસરોમા ૪૫૮૪ જિનબિંબોની સંખ્યા આપી છે.

---

૧ **જિનસુખસૂરિ.** તેમનો જન્મ સં ૧૭૩૯ ના માર્ગશીર્ષ સુદિ ૧૫ મે થયો હતો. પિતાનું નામ **રૂપસી** અને માતાનુ નામ **સુરૂપા** હતુ. સં ૧૭૫૧ માઘ સુ. ૫ પુણ્યપાલસરમાં દીક્ષા, દીક્ષાનુ નામ **સુખકીર્ત્તિ**. સં. ૧૭૬૩ માં સૂરિપદ અને ૧૭૮૦ના જ્યેષ્ઠ વદિ ૧૦ મે **રીણી** નગરમાં સ્વર્ગવાસ વધુ માટે જુઓ રત્નસાગર ભાગ ૨ જો, પૃ. ૧૩૦

# કાવીતીર્થ.

કવિવર **દીપવિજયજી**એ સં. ૧૮૮૬ માં આ તીર્થની તીર્થમાળા બનાવી છે. કાવીમાં હાલ બે જિનમંદિરો છે. આ બન્ને દેરાસરો 'સાસુ-વહુનાં દેરાસરો'ના નામથી પ્રસિદ્ધ છે. આ પ્રમાણે 'સાસુ-વહુનાં દેરા' શા માટે કહેવાય છે? એ કારણ કવિએ આ તીર્થમાળામાં બતાવ્યું છે. અર્થાત્ આ બન્ને દેરાસરોની ઉત્પત્તિ આમાં વર્ણવી છે. કવિએ આ બન્ને દેરાસરોની ઉત્પત્તિનું જે વર્ણન કર્યું છે, તેનો ટૂંક સાર આ છે.—

વડનગરના રહેવાસી નાગરજ્ઞાતીય અને ભદ્રસિવાણા ગોત્રીય ગાંધી **દેપાલ** ખંભાતમાં આવીને રહેવા લાગ્યો. વ્યાપાર કરતાં તેણે કોટી દ્રવ્ય પેદા કર્યું. તેનો પુત્ર **અલુઓ** ગાંધી હતો, અને તેનો પુત્ર **લાડકો** ગાંધી હતો. **લાડકા**ને બે પુત્રો થયા:—**વાડુઓ** અને ગંગાધર. **વાડુઆ**ને બે સ્ત્રિયો હતી.-**પોપટી** અને **હીરાબાઈ**. **હીરાબાઈ**ને ત્રણ પુત્રો થયા.-**કુંઅરજી**, **ધર્મદાસ** અને **સુવીર**. કુંવરજીની એક સ્ત્રી હતી જેનું નામ હતું **વીરાંબાઈ**.

આ કુટુંબે કાવીમાં એક જિનમંદિર બનાવ્યું અને સં. ૧૬૪૯ માં **વિજયસેનસૂરિ**ના હાથે તેમાં ઋષભદેવ ભગવાનની પ્રતિષ્ઠા કરાવી.

એક વખત **હીરાબાઈ** સાસુ અને **વીરાબાઈ** વહુ આ મંદિરમાં દર્શન કરવાને આવેલાં. તે વખતે વહુ ઊંચી અને મંદિરનું બારણું નીચું હોવાના કારણે, વહુએ સાસુને ધીરે રહીને કહ્યું "બાઈજી! મંદિરનું શિખર તો બહુ ઊંચું બનાવ્યું, પણ બારણું બહુ નીચું કર્યું." **વહુ**નું આ વચન સાંભળી સાસુને રીસ ચઢી. તેણીએ વહુને મ્હેણું મારતાં કહ્યું.—"વહુજી! તમને હોંશ હોય તો પીયરથી દ્રવ્ય મંગાવી મ્હોટા શિખરવાળું મંદિર બનાવો અને તેનું બારણું સમજી વિચારીને ઊંચું-નીચું કરાવો."

સાસુના મ્હેણા ઉપર વહુને ચટકો લાગ્યો. તેણીએ તત્કાળ પીયરથી દ્રવ્ય મંગાવ્યું, અને સંવત્ ૧૬૫૦ માં મંદિરનું ખાત મુહૂર્ત કર્યું. પાંચ વર્ષે મંદિર પૂરૂં થયું. મંદિરનું નામ **રત્નતિલક** રાખ્યું. અને તેજ **વિજયસેનસૂરિ**ના હાથે તેમાં સંવત્ ૧૬૫૫ ના શ્રાવણ સુદિ ૯ ના દિવસે **ધર્મનાથ**ની પ્રતિષ્ઠા કરાવી

બસ, આજ ઉપરથી આ બન્ને દેરાસરો[1] 'સાસુ વહુના દેરાસરો' ના નામથી પ્રસિદ્ધ થયા. અત્યારે પણ આ બન્ને મંદિરો વિદ્યમાન છે.

કવિ અન્તે કથે છે કે—

' જંબૂસરનો સંઘ રાખતો વિ૦ એ તીરથનો રખવાલ, ગુ૦
તીરથની રખ્યા કરે વિ૦ પુન્યતણી પરનાલ '' ગુ૦ ૫
( પૃ ૧૧૩ )

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તે સમયે—કવિના સમયમાં આ તીર્થની સાર સંભાળ **જંબૂસર**નો સંઘ રાખતો હતો. જ્યારે અત્યારે ખંભાતના એક ગૃહસ્થ રાખે છે



---

૧ ઉપરના બન્ને દેરાસરોમાં દેરાસરોના બનાવનારાઓનો પણ પરિચય આપનારા શિલાલેખો વિદ્યમાન છે. આ શિલાલેખોમાં પણ કવિએ દેરાસરોના બંધાવનારાઓનાં જે નામો આપ્યાં છે, તેજ નામો આપેલાં છે. પરન્તુ સાસુ વહુના મેણા સંબંધી જે કથા ઉલ્લેખી છે, તે કથાનો એક અંશ પણ શિલાલેખોમાંથી મળતો નથી. આ ઉપરથી જણાય છે કે કવિએ દંતકથા ઉપરથીજ આ કથા આ **તીર્થ**માળામાં આપી હશે. આ બન્ને મંદિરોના શિલાલેખો મારી પાસેના લેખસંગ્રહમાં વિદ્યમાન છે



पं०—विजयसागरविरचित

# सम्मेतशिखर—तीर्थमाला.



પ્રણમીય પ્રથમ પરમેસરૂ જી આગરાનગર સિંણગાર કઇ;
પાસ ચિંતામણિ જી.
પરતિષ પરતા એ પૂરવઇ જી સુગતિ મુગતિ દાતાર કઇ. પા૦ ૧
એકવાર જો સિર નામીઇ જી પામીઇ કોડિ કલ્યાણ કઇ; પા૦
સામીસેવા ફલ સહુ કહઇ જી મહુમહઇ પરિમલ કપુર કઇ. પા૦ ૨
આનંદદાયક આગરઇ જી દેવ દેહરાસર સાલ કઇ; પા૦
સઇંહથ હીરગુરૂ થાપીયા જી સંવત સોલ અડયાલ કઇં. પા૦ ૩
રાજરાણિમ ઋદ્ધિ રંગરલી જી રાગ રમણિ રંગરેલિ કઇ; પા૦
ગિરૂઅડઇ ગયવર ગોરડી જી ગરજતા ગજ ગુરૂ ગેલિ કઇ. પા૦ ૪
તેહ પ્રભુપાસ સુપસાઉલઇ જી તપગચ્છગુરૂકુલ વાસ કઇ; પા૦
નગર રતનાગર આગરઇ જી રહીય ચઉમાસિ ઉલ્હાસિ કઇ. પા૦ ૫
પંચકલ્યાણક ભૂમિકા જી ફરસતાં ફલ બહુ જોઇ કઇ; પા૦
પૂરવ ઉત્તર પૂજીઇ જી જિહાં જિન ચૈત્યબિંબ હોઇ કઇ. પા૦ ૬
સુગુરૂ ગીતારથ સુખિ સુણી જી પુસ્તક વાત પરતીતિ કઇ; પા૦
જનમકલ્યાણક ભેટિવા જી અલજયો હું નિજચિત્ત કઇ. પા૦ ૭

વંદીય દશદોય દેહરે જી બિંબ બહુ ધાતુમય માણિ કઇ; પા૦
દરસણ કરીય દેહરાસરે જી આગરા પ્રથમ પ્રયાણ કઇ. પા૦ ૮

પુન્યવંતા જગિ જે નરા જી જે કરઇ તીરથ બુદ્ધિ કઇ; પા૦
જિમજિમ તીરથ સેવીઇ જી તિમ તિમ સમક્તિ સુદ્ધિ કઇ. પા૦ ૯

॥ ઢાલ ૧ ॥

શુભ શકુને શ્રીઅ સંઘસમેલા મલિયા સજ્જન સહુઅ સમેલા;
બોલઇ મંગલવેલા તઓ જયુ જયુ બોલઇ મંગલવેલા. ૧

વ્યવહારી કરિ દક્ષિણ વલિઓ હય સપલાંણો સાંમો મિલિઓ;
ગલ ગર્જિત ગજરાજ તઓ. જ૦ ૨

વામા વાયસ પૂરઇ આસ ખર ડાવો દક્ષણ દિશિ ચાસ;
તાસ શકુન પંચાસ તઓ. જ૦ ૩

ઈમ અનેક શુભ શકુન વિચારી મિલિઅ સવચ્છ દોઈ ગાય તિવારિં;
પહુતા યમુનાપારિં તઓ. જ૦ ૪

કુંથુનાથ પ્રભુ પાસ જિણેસર દોઇ જિણહર પૂજું અલવેસર;
કેસર ચંદન કુસુમે તઓ. જ૦ ૫

બાર કોસ પીરોજાવાદિં મુનિસુવ્રત પૂજું પ્રાસાદિં;
દેહરાસરિ ઋષભાદિં તઓ. જ૦ ૬

દોઢસો કોસ સાહિજાદાપુર મિલિં જિહાં દશદિશિ દેસાઉર,
દેહરાસરિ બહુ દેવ તઓ. જ. ૭

તિહાંથકી ત્રિણિ ગાઉ મઉગામ જિણહર એક તિહાં જૂનુ ઠામ;
પ્રતિમા પનર પ્રણામ તઓ. જ૦ ૮

મૃગાવતી તિહાં કેવલ પામ્યું ચંદનબાલા ચરણિ શિર નામ્યું,
ઇણિપરિ સૂધઉ ખામ્યું તઓ. જ૦ ૯

માસી પગિ લાગી સુકુમાલા વયણ વદઇ તવ ચંદનબાલા;
કેવલ લહઇઅ રશાલા તઓ. જ૦ ૧૦

તિહાંથકી નવકોશ કોસંબી જાણે અમરપુરી પ્રતિબિંબિ;
યમુનાતીર વિલંબી તઓ. જ૦ ૧૧
ઉત્પતિ સુણિઇં પુરૂષ બહુની પદ્મપ્રભુ જિન જનમધૂની;
તે કોશંબી જૂની તઓ. જ૦ ૧૨
જિનહર દો ઇહાં વંદીજઇં બમણાવસહી ખિજમતિ કીજઇં;
ગઢ ઉત્પત્તિ સુણીજઇ તઓ. જ૦ ૧૩
ચંદનબાલ છમાસી તપસી પ્રતિલાભ્યો જિણવીરો હરસી;
વૃષ્ટિ કોડિ ધન વરસી તઓ. જ૦ ૧૪
ઋષિ અનાથી ઇહાંના વાસી નયણહ વેયણ જિણિ અહિઆસી;
અવધિ કહીય છમાસી તઓ. જ૦ ૧૫
પહિલું સમકિત એહંથી લાધું શ્રેણિકરાય જિણપદ બાંધું;
ધના સરોવર સાધું તઓ. જ૦ ૧૬
વીસ કોસ પિરાગ તિહાંથી સીધો અર્ણિકપુત્ર જિહાંથી;
પ્રગટ્યો તીર્થ તિહાંથી તઓ. જ૦ ૧૭

॥ ઢાલ ૨ ॥

જિહાં બહુલો મિથ્યાત લોક મકરિ નાહિં
કુગુરૂ પ્રવાહિં પાંતર્યા એ;
ગંગા યમુના સંગિં અંગ પખાલિં એ
અંતરંગમલ નવિ ટલઇ એ. ૧
અખ્ખયવડનઇ હેઠિ જિનપારણઠામિ
ભૂંહિરઇ ભગવંતપાદુકા એ;
સંવત સોલેઠયાલ લાડ મિથ્યાતીઅ
રાયકલ્યાણ કુબુદ્ધિ હુઓ એ ૨
તિણિ કીધો અન્યાય શિવલિંગ થાપીઅ
ઉથાપી જિનપાદુકા એ;
કોસ ચ્યાલીસ સુપાસ પાસ જનમભૂમિ
કાસીદેશ વાણારસી એ. ૩

ગંગાતટિ ત્રિણિ ચૈત્ય વલિ જિનપાદુકા
પૂજી અગર ઊષેવીય એ;
દીસઈં નગર મઝારિં પગિ ૨ જિનપ્રતિમા
ધ્યાન નહી શિવલિંગનો એ. ૪

એક વદઇ વેદાંત અવર સહુ મિથ્યા
હરિહર ભજન ભલો કરો એ;
એક વડા અવધૂત લંબ જટાજૂટ
ત્રીકમસું તાલી દિય એ. ૫

કાસીવાસી કાગ મૂઉઈ મુગતિ લહઇ
મગધિ મૂઓ નર ખર હુઇ એ;
તીરથવાસી એમ અસમંજસ ભાષઈં
જૈનતણા નિંદક ઘણા એ. ૬

દેષો કલિયુગ જોર સમકિતપર્યાય
ઇણિપુરિ વસતા સહિ ઘટઇ એ;
ઇણિપુરિ હરિચંદ રાય વાચા પાલિવા
પાણહ ઘરિ પાણી વહ્યું એ. ૭

ગંગાતટિ દૂહેઠિ સીહપુરિ ત્રિણિ કોસ
જનમ શ્રેયાંસનો એ;
નવા જીર્ણ દોઇ ચૈત્ય પ્રતિમા પાદુકા
સેવઇ સીહ સમીપથી એ. ૮

ચંદ્રપુરિ ચ્યાર કોશ ચંદ્રપ્રભ જનમ
ચંદનઇં ચરચિઉં ચઓત્તરૂં એ;
પૂજું પગલા કૂલિં ચંદ્રમાધવ હવડાં
પ્રથમ ગુણઠાણીઆ એ. ૯

આવી ગંગા પાર કોસ નવાણું એ
પહુંતા પુરવર પાડલી એ;

પટણુ લોકપ્રસિદ્ધ શ્રેણિક કોણિક
પુત્ર ઉદાઈ થાપીઓ એ. ૧૦
તત્પટ્ટે નવ નંદ કલિયુગિ કુલહીણુ
રાજા કુલવંત કિંકરા એ;
તત્પટ્ટે ચંદ્રગુપ્તિ બિંદુસાર વલી
અશોક કુણાલહ માલવઇ એ. ૧૧
તસ સુત સંપ્રતિ ભૂપ સવા લાષ ચૈત્ય
કોડિસવા બિંબ કરાવીઆ એ;
ઇણિપુરિં શ્રાવક સીહ ચાણાયક મુહતો
જિણિ જિનધર્મ જગાવીઓ એ. ૧૨

॥ ઢાલ ૩ ॥

પહુતા પુરવર પાડલી ભેટયા શ્રીગુરૂ હીરો જી;
થૂલિભ નમું થિર થાપના નંદ પહાડીની તીરો જી. ૧
શ્રીજિનવર ઇમ ઉપદિસિ ઇંદ્ર સુણો અમ વાણ્યો જી,
અધિકો એ ગિરિ ગિરૂઅડો સુત્રુંજાથી જાણ્યો જી. શ્રી૦ ૨
દીઠો ડુંગર દુઃખ હરઇં મહિમા મેરૂ સમાણ્યો જી;
સમેતાચલ સમરીઇં જિહાં જિન વીસ નિરવાણ્યો જી. શ્રી૦ ૩
સીરીઓ સુદર્શન પાદુકા થૂલિભદ્ર બહિનડ સાતો જી;
અવર અનેક ઇહાં હૂઆ પુહુવી પુરૂષ વિષ્યાતો જી. શ્રી૦ ૪
નયરિ મઝારિં દોઇ દેહરા ષમણાવસહી એકો જી;
બિંબ બહુઅ દેહરાસરે ઘરિ ૨ નમુઅ વિવેકો જી. શ્રી૦ ૫
સંઘ મિલ્યો શ્રીઅ આગરા પાડલીપુરનઓ સમેલ્યો જી;
વલીઅ મિલ્યો સઘ માલવી દૂધિં સાકર ભેલો જી. શ્રી૦ ૬
આલોચી આડંબરિ બદરે ઘાલ્યા દામો જી,
તરલ તુરગમ પાષર્યા વૃષભ વહઇ ઠામિ ઠામો જી. શ્રી૦ ૭

સષર સુષાસણુ પાલષી ચતુર ચડઇ ચકડોલો જી;
પગિ ૨ જિનપદ પૂજતાં ઘનસારાદિક ઘોલો જી. શ્રી૦ ૮
વાનર વનિ જન મન ખુસી તિહાં ખેલિં ખિણુમાત્રો જી;
પ્રગટ દિગમ્પટ દેહરે વૈકંઠપુરિ કરી યાત્રો જી. શ્રી૦ ૯
કોશ ઇગ્યાર વિહારપુરિં તિહાં નમું ત્રિણિ ચૈત્યો જી;
એક દિગંબર દેહરૂં દૂરિ કરૂં દુઃખ દૈત્યો જી. શ્રી૦ ૧૦
કોશ ત્રિહુંઅ તિહાંથકી પાવાપુરીઅ પ્રસિદ્ધો જી,
જલ થલ થૂભ જિહાં ભલા જિહાં જલ તિહાં જિન સિદ્ધો જી. શ્રી૦ ૧૧
બાર જોઅણુ જાંભીગામથી દેવે કીધો ઉદ્યોતો જી;
ત્રિગડઇ બીજઇં પ્રગડા સમઇં ઇણિપુરિ વીર પહુંતો જી. શ્રી૦ ૧૨
ઇણિપુરિ બહુ પ્રતિબૂઝવ્યા બાંભણુ સયચઉમાલો જી;
ગોયમ ગણહર દિક્ખિઆ દિખી ચંદનબાલો જી. શ્રી૦ ૧૩
કાતી માસ અમાવસિં સોલ પહર ઉપદેસો જી;
કાસી કોશલ પોસહી સીધા વીર જિણેશો જી. શ્રી૦ ૧૪
નખ ચૂટીઅ માટી ગ્રહી લોકે લીધી રાષો જી:
જિનનિર્વાણુ મહી તિહાં પાલિપખિ સર સાખ્યો જી. શ્રી૦ ૧૫
પુસ્તક વાત મીઠી હુઇ જબ તે દીઠી ભૂમ્યો જી;
બલિહારી ગુરૂ બોલડે સમરિ ૨ મનિ ઘૂમ્યો જી. શ્રી૦ ૧૬
ગામ ગુણાઊઅ જણુ કહઇં ત્રિહુ કોસે તસ તીરો જી;
ચૈત્ય ભલું જેહ ગુણસિલં સમોસર્યા જિહાં વીરો જી. શ્રી૦ ૧૭
નયર નવાંદઇ જિન વાંદીઆ નવ કોસે નવસાલો જી;
ગોમા ઘાટીઅ સંચર્યા સંતોષી ઘટવાલો જી. શ્રી૦ ૧૮
તીરથભૂમિં ન નિંદીઇ તોઈ કહું દોઇ બોલો જી;
લોક સહુઅ લંગોટીઆ શિરિ જુડો તનુ પોલો જી. શ્રી૦ ૧૯
નારિ ન પિહિરેં કોઈ કાંચલી કાંચલી નાભિં ગાલ્યો જી;

જોઓ અચરિજ ઇમ કહિં સંઘની નારિ નીહાલ્યો જી. શ્રી૦ ૨૦
બાલું તેહ કુદેસડો જિહાં એ નારિ કુનાર્યો જી;
શિર ઢાંકિં કિસું કોઢિણી એ અવતાર નિવાર્યો જી. શ્રી૦ ૨૧
ચૂલા ફૂંકિં એ સુંષિણી કાસું બાલિં નાકો જી;
રૂંષિ રસોઇય નીપજિં અમઘરિ સૂરિજપાકો જી. શ્રી૦ ૨૨
મીઠા મેવા મહુઆ હુઆ ભલા ૨ ભલ ભોગો જી;
બહુલ કતૂહલ જંગલિં સહુઅ સરાહિં લોકો જી. શ્રી૦ ૨૩
કટહલ વડહલ ફલ વડાં ચારોલીઅ વિદામો જી;
હરડઇ પીંપરિ પીંપલીમૂલ ફણુસ ફલ નામો જી. શ્રી૦ ૨૪
ગજ ટોલાં દોલાં વનિ ચરિં ગાંડા સાવજરાજો જી;
જરષાં અજગર ગરજતાં બારહસીંગા ·અગાજો જી. શ્રી૦ ૨૫
કોઈ ન ઓલષઇ.ઓષધિ જલ થલ રૂંષ વિશેષો જી;
જંગલિ જોયાં તે જેહનો લિખ્યો ન·જાઇ લેષો જી. શ્રી૦ ૨૬

## દૂહા.

દીઠો ડુંગર દૂરિથી અટવી અટક ઉલાંઘિ;
પાલિગંજા ગિરિ તલહટી પામી કુશલે સંગિ. ૧
સંઘપતિ ભૂપતિ ભેટિઓ ભરિ ૨ ભેટણ પાત્ર;
અહ્મે અછું દેસાઉરી દેવ કરાવો યાત્ર. ૨

## ॥ ઢાલ ૪ ॥

તવ ભૂપતિ બોલઈ ભલ્લ નામિં જે પૃથિવીમલ્લ;
અબ જીવિત સફલ હમારૂં જો દરિસણ દીઠું તુહ્મારૂં. ૧
હમસ્યું તુહ્મ મહોત વધારો ગિરિ ઉપરિ તુહ્મેઅ પધારો;
સીધા જસ શ્રીજિનવીસ કરિ જાત્રા નઇ નામું સીસ. ૨
આદેશ લહી નરપતિનો સવિ સંગ ચડઇ સયજતનો;

તબ હુઓ અચરિજ એહ વિણુવાદલિ વૂઠો મેહ. ૩
ફાગુણ સુદિ સુર ગુરૂવારિં પંચિમદિન દેવ જુહારિં;
કરી તીરથ તપ ઉપવાસ ગાવિં ગુણ ગોરી ભાસ. ૪
નરનારી પહિરી ઓઢી પૂજિં પ્રભુપ્રતિમા પોઢી;
ફરસિં વલી વીસે ટુંક ઢાલી મલ મૂત્ર નઇ થૂંક. ૫
શ્રીઅ અજીત સંભવ અભિનંદન શ્રીઅસુમતિ પદમપ્રભુ નદંન;
સુપાર્શ્વ ચંદ્રપ્રભુ સુવિધિ શીતલ શ્રેયાંસ વિમલ વિધિ. ૬
શ્રીઅ અનંત અનઇં ધર્મ સતિ કુંથુ અર મલ્લિ નમું એકાંતિ;
મુનિસુવ્રત શ્રીનમિ પાસ ઇહાં કીધો કર્મ વિણાસ. ૭
કીધો અણુસણુ જિહાં રહી ઉભ તિહાં દેવે થાપ્યા થૂભ;
મહી માંડયા જિનવરપાય મોટો એ મુગતિ ઉપાય. ૮
સીધો જિહાં શીલસનાહ કરી અણુસણુનો નિરવાહ;
લષભવલગિ રૂપીરાય રૂલિઓ આલોઅણુઠાય. ૯
પ્રતિબોધીય જયતો જાટ જસભદ્ર ગ્રહી ગિરિવાટ;
બપભટ્ટ ગુરૂ પાલિત્ત ઇહાં જાત્રા કરતા નિત્ત. ૧૦
અવદાત ઘણા છિ ગિરિના કહવાઈ કિમ બહુપરિના;
ભવ્ય હુઇ તે એ ગિરિ ફરસિં જિહાં નિશદિન જલહર વરસઇં. ૧૧
ગિરિ આગિ કોશે બારે ઊપરિથી દેવ જુહારે;
રિજુવાલુઅ જંભીગામ વીરહજિન કેવલ ઠામ. ૧૨
ઇમ યાત્ર કરી નિરદંભ તલહટીઇં પારણારંભ;
સંઘભગતિ કરી સાહ તેડઇં સાહ રૂપજી જગજિ જોડઇ. ૧૩
તિહાંથી હવિં કીધ પયાણું વાટિં છઇ ચપ વખાણું;
શ્રેણિક સુત કોણિઅવાસી તિહાં વીર રહ્યા ચઉમાસી. ૧૪
સદ્દહતા જે ગુરૂવયણે તેહ નયરી દીઠી નયણે,
વીર શ્રમણોપાસક રહતા તે તુંગીઆ નયરી પહુતા. ૧૫

રાજગૃહી કોસે સાતે તિહાંથી પહુતા પરભાતે;
જિહાં જનમ્યા સુવ્રતસ્વામી તિહાં પર્વત પંચે નામી. ૧૬

વૈભાર વિપુલગિરિ ઉદયગિરિ સુવર્ણ રતનગિરિ સદય;
વૈભાર ઉપરિ નિશદીસ ઘર વસતાં સહસછત્રીસ. ૧૭

ગિરિ પંચે દઓઢસો ચૈત્ય ત્રિણિસિંત્રિણ બિંબ સમેત;
સીધા ગણધર જિહાં ઇગ્યાર વંદું તસપદ આકાર. ૧૮

સાહ સાલિભદ્ર ઇહાં ધન્નો હુઆ ધર્મ કીઓ એકમન્નો;
અણુસણ શિલિં કાઉસગ્ગ લેવી રહીઆ શાલો બહિનેવી. ૧૯

મુનિ મેઘ અભય કઇવન્નો બીજો કાકંદી ધન્નો;
એણે કીધો સથારો રાખ્યો નવિ દુઃખ ઉધારો. ૨૦

હાંસાંપુરિ ગ્રહણા કૂયો તેહ-ઉપરિ ગોમઠ હૂઓ;
એક પત્થર વીર પોસાલ લાંબી છઇ હાથ છયાલ. ૨૧

ઉન્હાજલ ચઉદઇ કુંડ ભીઝઇ જિહાં ધાન અષંડ;
પંચે ગિરિ એ સિદ્ધિખેત્ર નિરખંતાં નિરમલ નેત્ર. ૨૨

બાહિરિ નાલંદોપાડો સુણુયો તસ પુન્ય પવાડો;
વીર ચઉદ રહ્યા ચઉમાસ હવડાં વડગામ નિવાસ. ૨૩

ઘર વસતાં શ્રેણિક વારઇ સાઢી કુલ કોડી બારઇ;
બિહું દેહરે એકસો પ્રતિમા નવિ લહીઇ ઓઘની ગણિમા. ૨૪

ગોયમ ગુરૂ પુગલાં ઠામિ પ્રગટી મુનિ પાત્રાની ખાણિ;
તસ પાસઇ વાણિજગામ આણંદોપાસક ઠામ. ૨૫

દીઠા તે તીરથ કહીઆ ન ગિણું જે ખુણઇ રહિઆ;
હરખ્યા બહુ તીરથ અટણુઇ આવ્યા ચઉમાસું પટણુઇ. ૨૬

## કલશ.

તપગચ્છપતિ શતશાખા પસર્યો પરંપરા પરિવાર,
પરિઘલ પરિમલ પહુવી પ્રગટ્યઓ પારિજાત જિમ સાર;

2

વિજયસેનસૂરિ પ્રકટ પટોધર વિજયદેવસૂરીશ,
સહજસાગર ગુરૂ સીસ સુહંકર પૂગી સકલ જગીસ. ૨૭

॥ ઢાલ ૫ ॥

ષાંતિ ષરી ષત્રીકુંડની જાંણી જનમકલ્યાણ હો વીરજી;
ચૈત્ર સુકલ તેરસિ દિને યાત્ર ચઢી સુપ્રમાણ હો વીરજી.
ષાંતિ ષરી ષત્રીકુંડની. ૧

માસ વસંતિ વન વિસ્તરઇ મયલાચલના વાય હો; વી૦
વનરાજી ફૂલી ભલી પરિમલ પુહવી ન માય હો. વી૦ ૨

મઓરિય મચકુંદ મોગરા મરૂઆ મજરિવંત હો, વી૦
વઉલસિરિ વલી પાડલી ભૃગયુગલ વિલસતિ હો. વી૦ ૩

કુસુમકલી મનિ મોકલી બિમણા દમણાની જોડિ હો; વી૦
તલહટીઇં દોય દેહરા પૂજ્યા જિન મનિ કોડિ હો. વી૦ ૪

સિદ્ધારથ ઘર ગિરિશિરિ તિહાં વદુ એક બિંબ હો; વી૦
બિહું કોશે બ્રહ્મકુંડ છઇ વીરહ મૂલકુટુંબ હો. વી૦ ૫

પૂજીઅ ગિરથકી ઉત્તર્યા ગામિ કુમારિય જાય હો; વી૦
પ્રથમ પરીસહ ચઉતરઇં વદ્યા વીરના પાય હો. વી૦ ૬

સુવિધિ જનમભૂમિં વાંદીયઇ કાકદી કોસ સાત હો; વી૦
કોસ છવીસ વિહારથી પૂર્વદિશિં દોય યાત્ર હો. વી૦ ૭

પટ્ટણાથી દિશિ પૂરવિં સો કોશે પુર ચંપ હો; વી૦
કલ્યાણક વાસુપૂજ્યનાં પચ નમીજઇ આપ હો. વી૦ ૮

દિવાનો એક દેવસી કીધી તેણિં ઉપાધિ હો; વી૦
શ્વેતાંબર થિત્તિ ઉથપી થાપી દિગપટ વ્યાધિ હો. વી૦ ૯

પિણ પરપુત્ર સપુત્ર કો ન હૂઓ કો એ સંભાલિ હો; વી૦
જે નર તીરથ ઉથપઇ તેહનિ મોટી ગાલ્ય હો. વી૦ ૧૦

ચંપવશાડી જણુ કહિ ગંગ વહઇ તસ હેઠિ હો; વી૦
સતીઅ સુભદ્રા ઇહાં હૂઇ હૂઓ સુદર્શન શેઠ હો. વી૦ ૧૧
હાજીપુર ઉત્તરદિશિં કોસ વડા ચ્યાલીસ હો; વી૦
મહિમા મલ્લિ નમીસરૂ જનમ્યા દોય જગદીસ હો. વી૦ ૧૨
પ્રભુપગ આગિં લોટિ ગણું લીધાં સીધાસિં કામ હો; વી૦
લોક કહિં એ સુલખ્ખણી સીતાપીહર ઠામ હો. વી૦ ૧૩
પટ્ટણાથી દક્ષિણ ગયા મારગિ કોસ પંચાસ હો; વી૦
શીતલ જનમ મહિ લહી ભદ્દલપુર બહુ આસ હો. વી૦ ૧૪
સુલસા નિસુણિ સંદેસડો કહઇ અંબડ જિનવાણી હો; વી૦
કન્હ સહોદર ઇણિપુરિં ચંદેલા સહિનાણ હો. વી૦ ૧૫

॥ ઢાલ ૬ ॥

મધુકર મોહ્યો માલતી પરીમલ બહુલો જાસ; મ૦
મુઝ મન મોહ્યું ઇણિંગિરિ જાણું કીજઇ વાસ. મ૦ ૧
પૂરવ યાત્રા મિં કરી સભારિ પરિવાર; મ૦
દેયો દરસણ આપણું વલી મુઝ બીજીવાર. મ૦ ૨
માનિ નિહોરો માહરો કરિ મુઝ પંષનુ દાન; મ૦
પંષ બલિં ઊડી મિલું ઇહથી કરસ્યું ધ્યાન. મ૦ ૩
ભલિં એ માનવ ભવ લહ્યો ધર્માધર્મ વિચાર; મ૦
તીરથયાત્રા મિં કરી જનમ લગાઇઅ વિચાર. મ૦ ૪
ઘરનિં સિદ્ધિ શ્રવણિ હુઆ કાશીથી કોસ સાઠિ; મ૦
અડક અયોધ્યા આવિઆ જેવાસિ વરૂ કાઠિ. મ૦ ૫
પંચ તીર્થંકર જનમીઆ મૂલ અયોધ્યા દૂરિ; મ૦
જાણી થિતિ થાપી ઇહાં ઇમ બોલઇ બહુ સૂરિ. મ૦ ૬
બહુલ કુતૂહલ લોકના રામઘરણી ધીજકુંડ; મ૦
હરિચંદ્રઇ દીધો ઇહાં હરિણી હત્યા દંડ. મ૦ ૭

સત કોસે સરજાુતટઇ ધર્મજિણેસર જન્મ; મ૦
રંગિ રૂણાઈ પ્રણમીઈં ભાજઇ ભવભય ભર્મ. મ૦ ૮

દેખું દરિઆબાદથી દોઇ દિશિ કોસ ત્રીસ; મ૦
સાવત્થી સંભારીઈં શંભવ જન્મ જગીસ. મ૦ ૯

ખધક મુનિ પીલ્યા ઇહાં તિહાં ઊગઇ વિષજાતિ; મ૦
ઊગઇ કિરીઆઇતો કડૂ દડકવનિ અવદાતિ. મ૦ ૧૦

પિટીઆરિ પુરિ કંપિલા વિમલ જનમ વંદેસ; મ૦
ચુલણીચરિત્ર સંભાલયો બ્રહ્મદત્ત-પરવેસ. મ૦ ૧૧

કેસરવનરાય સંજતી ગર્દભિલિ ગુરૂપાસિ; મ૦
ગંગાતટિ વ્રત ઊચરઇ દ્રૂપદી પીહરવાસિ. મ૦ ૧૨

સુર પૂજઇ સોરીપુરિં સામલવરણો નેમિ; મ૦
ચંદ્રપ્રભ ચંદ્રવાડિમાં રૂપડિ રાખું પ્રેમ. મ૦ ૧૩

હત્થિણાઉરિ હરખઇ હીઓ શાંતિ કુંથુ અર જન્મ; મ૦
આગરાથી દિશિ ઉત્તરિં દોઢસો કોશે મર્મ. મ૦ ૧૪

પાંડવ પચ હુઆ ઇહાં પંચ હુઆ ચક્રવર્ત્તિ; મ૦
પંચ નમું થૂભ થાપના પચ નમુ જિનમુર્ત્તિ. મ૦ ૧૫

અહિચ્છત્તાઇ ઉત્તમ નમઇ મથુરા ગઢગ્વાલેર; મ૦
ઊજ્જલગિરિ વિમલાચલિં દિલ્લી જેસલમેર. મ૦ ૧૬

ચંદ્રપ્રભ ચિતા હરઈ માલપુરઇ મનલાડિ; મ૦
સુખ સાખી સંખેસરો થભણ બંભણવાડિ. મ૦ ૧૭

રાણિગપુર રૂલિઆમણો વરદાઈ વરકાણ; મ૦
આબૂ આરાસણિ નમું ફ્લવધિ સફ્લ મંડાણ. મ૦ ૧૮

જે મિં તીરથ સંકલ્યા નયણિ નિહાલ્યા જેહ; મ૦
મહિયલિ અવર અનેક છિં નમોર મુઝ તેહ. મ૦ ૧૯

તીરથ સેવા જઓ ફ્લઇં તઓ જાચું જગદીશ; મ૦

સુલહબોહી તો હું હુયો રમયો તુહ્મ પાએ સીસ. મ૦ ૨૦
વિનય કરી કરૂં વંદના હોયો હીયાપદેસ; મ૦
સુહાખમા એ જિનતણી નિશ્ચય સારૂં સેવ. મ૦,૨૧
અણુગામિં ફ્લ એ હોયો જનમિ ૨ ઉપગાર; મ૦
તીરથમાલા સફ્લી ફ્લઓ શતશાખા પરિવાર. મ૦ ૨૨

### કલસ.

ઇતિ તીરથમાલા અતિરસાલા પૂરવ ઉત્તર વર્ણવી,
સમકિત્તવેલી સુણિ સહેલી સફ્લ ફ્લી નવપલ્લવી;
તપગચ્છરાજા બહુ દિવાજા વિજયસેનસૂરીસરો,
તસ્સ પટ્ટિ પૂરો જિસઓ સૂરઓ વિજયદેવયતીસરો. ૨૩
તસ ગચ્છિ રાજઇ ભવિ નિવાજઇ વાચક વિદ્યાસાગરો,
તસ સીસ પંડિત સુગુણમંડિત સહજસાગર ગણિવરો;
વીસાસઓ ચઉવીસ જિનવર કલ્યાણક યાત્રા કરી,
તસ સીસલેસિં પૂરવદેશિં વિજયસાગર બહુ સુખકરી.
થૂઈ ભણી બહુ સુખ ધરી. ૨૪

ઇતિ શ્રીસંમેતશિખરગિરિતીર્થમાલાસ્તવનં સંપૂર્ણં સકલપંડિતમંડિતાખંડલાયમાનપંડિતશ્રી૧૯વિજયસાગરગણિશિષ્યગણિહેતુસાગર લિપીકૃત.

શ્રીકૃષ્ણગઢમહાનગરે સંવત્ ૧૭૧૭ વર્ષે શ્રીચિંતામણિપાર્શ્વનાથપ્રસાદાત્.

**શુભં ભવતુ.**





॥ अर्हम् ॥

पं०—हंससोमविरचित

# पूर्वदेशीयचैत्य-परिपाटी.



સંતિજિણેસર નમીઅ પાય મન વંચ્છિત કામી,
પછઇં સહિગુરૂ ચરણુકમલ ભાવિ સિર નામી;
ચૈત્રપ્રવાડી રચિસુહેવ પૂરવદિસિ કેરી,
દિખ્યા નાણુ નિરવાણુ ઠાણુ તિણિ ભૂમિ ભલેરી. ૧

ચંદેરીનયરીથિકી સો કોસ કોસંબી,
જમુનાતટિ જે વસઇ નયર મન રહિઉં વિલંબી,
શ્રીપઉમપ્પહ જનમભૂમિ દેષી હરષીજઇ,
ચઉસઠિ બિંબસ્યુ પૂજ કરી ભાવના ભાવીજઇ. ૨

ચરમ જિણેસર પારણૂં એ હૂઉં જિણુ ઠામિ,
ચંદનબાલ કરાવીઉં એ પુહુતી સિવગામિ;
તિહાથી આગલિ મનહ રંગિ હર્ષંઇ ચાલીજઇ,
પંચવીસ કોસ પ્રયાગતિત્થ નયણે નિરષીજઇ. ૩

સરવ સંગ પરિત્યાગ કરી ચિહુંં સહસ્સે સાથઇં,
અક્ખયવડતલિ વ્રત લિઉં પહિલું આદિનાથઇં;
તિણિ કારણુ પ્રયાગ નામ એ લોક પ્રસિદ્ધઉ,
પાયકમલ પૂજા કરી માનવ ફલ લીદ્ધઉ. ૪

ગંગા જમુના સરસતિ ત્રિવેણી સંગમ,
વેણી માધવ લોકનઇ તીરથ છઇં જંગમ;
તિહાંથી આગલિ છહજ કોસ સીકંદર ગામ,
ષમણાવસહી પૂજીઇં પાસ જિણવર ઠામ. ૫

વસ્તુ.

સંતિ જિણવર ૨ નમીઅ ગુરૂપાય,
ચંદેરીથી ચાલતાં સો કોસ કોસંબી નયરી,
શ્રીપઉમ્મપહ જનમભૂમી વીરનાહ પારણૂ;
કરાવીઅ ગંગા જમુના દેષી કરી વંદુ તિત્થપયાગ,
આગલિ સીકંદરપુરઇં પાસનાહ જુહારિ. ૬

ભાષા.

તિહાં હુંતી હિવ કીધ પયણૂં તીસ કોસ વાણારસિ જાણૂ,
હઇડઇ હરષ આણૂં;
ગઢ મઢ મંદિર પોલિ સુચંગ ચોહટઇં દીસઇ નવનવ રંગ,
ગંગાનઈ વષાણૂં. ૭
ગંગા નિરમલ નીર સનાન પહરી ધોતિ ધરી મન ધ્યાન,
કીજઇ ચૈત્રપ્રવાડિ;
નયરમાહિં શ્રીપાસ સુપાસ પૂજ્યા સામિ લીલ વિલાસ,
પૂરઇ મનહરૂહાડિ. ૮
હવઇ દેષીજઇ જૂની કાસી આસસેણરાઇ જે વાસી,
ભવિઆ દૂરિ જાઇ નાસી;
પાસસુપાસ તીથંકર જનમ તેહનાં થૂભ અચ્છઇં અતિરમ્મ,
પ્રતિમા પૂજ્યઇ ધરમ. ૯
પાસ સુપાસહ જનમહ જાણી સયલતીરથના પાણી આણી,
ઇંદ્રઇ નિરમિત કૂપ;
તે દેષીનઇ આણંદ હુઉ પાસઇં કમઠ તપ તપઇં જૂઉ,
દીસઇ કોપ સરૂપ. ૧૦

ગંગાતટ મનકેસર તીરથ, સાધઇ લોક બહુ પરમારથ,
મરહઠ કેરૂં ઠામ;
તિણિ ઠામિ કીધી રષવાલી હરિચંદરાઇં વાચા પાલી,
રાષિઉં સાચું નામ. ૧૧

કાસી હુંતી પૂરવ પંથિઇ દોઇ કોસ સીહાપુર અચ્છઇ,
શ્રીશ્રેયાંસહ જનમ;
તે વંદી આગલિ પંચ કોસ ચંદ્રાવતી કરિઓ પ્રવેસ,
ચંદ્રપ્રભ તિહાં જનમ. ૧૨

પ્રતિમા થૂભ અછઇ બેહૂ સાર તે પૂજતાં ન લાગઇ વાર,
છૂટઇ પાપ અપાર;
હવઇ ગંગાનઈં ઊતરીઈં પછઇ મગધદેસ સાંચરીઈં,
કોસ વીસા સોપાર. ૧૩

રાજગૃહપુર નયણે દીઠઉં તતષિણ હીઅડઇ અમીપઇઠઉં,
પૂરવ પુણ્ય સંભાર;
ચઉદ કુંડ ઉન્હઇ જલ ભરિઆ અંગ પખાલી પાજઇ ચઢીઆં,
પુહુતી ગિરિ વૈભાર. ૧૪

તે ઉપરિ ચઉવીસ પ્રાસાદ દેવલોકસ્યુ મંડઇ વાદ,
દેહરી ઝાકઝમાલ;
મૂલનાયક મુનિસુવ્રતસામી દરસણ ભવિઆ આણંદ પામી,
પૂજ રચઈં સુવિસાલ. ૧૫

સઘલે દેહરે સાતસઈં દેવ સુરનર કિંનર સારઇ સેવ,
આગલિ મોટઉં શૃંગ;
અરધ કોસ તે ઊંચો સુણીઇ ઇગ્યારઇં ગણધર તિહાં થુણીઇ,
વાંદીજઈં ધરિ રંગ. ૧૬

રોહણીઆની ગુફા જવ દીઠી પુસ્તક વાત હુઈ સવિ મીઠી,
અઠ્ઠોત્તર સોબાર;

જાત્ર કરી સારિયા સવિ કામ આગલિં ધન્ના સાલિભદ્ર ઠામ,
કાઉસગ્ગીઆ બેહુ સાર. ૧૭

વૈભારગિરિ હુંતી ઊતરીઇં જઈ વિપુલગિરિ ઊપરિ ચઢીઇં,
ભેટિયા પાસજિણિંદ;
છઇં પ્રસાદઇં પૂજ કરીનઇં સાહમો ઉદયાગિરિ દેષીનઇં,
ચઉમુખ નમુ નરિંદ. ૧૮

સોવનગિરિ નયણે નિહાલું પાપપંક સવિ દૂરિ ટાલું,
જોઉં નયર વિસાલ;
શ્રેણિક સાલિભદ્ર ધન્નાવાસ ગ્રહણુંઇં ભરિઓ કૂઉ પાસ,
દેષૂ વીરપોસાલ. ૧૯

### વસ્તુ.

નયર કાસી નયર કાસી પાસ સુપાસ,
ચંદ્રાવતી ચદ્રપ્રભ સીહુપુર શ્રેયાંસ જિનવર,
હુવિ ગંગાનઈ ઊતરીઇં રાજગ્રહી નયરી મનોહર;
વૈભારગિરિ વિપુલગિરિ ઊપરિ બહુ પ્રાસાદ,
તે વાંદીનઇં ઊતરિયા જીત્યઉ કલિસું વાદ. ૨૦

### ભાષા.

પચ્છિમ પોલઇ સમોસરણ વીરહ દેષીજઇ,
નાલંદઇ પાડઇ ચઉદ ચઉમાસ સુણીજઇં;
હુવડાં લોક પ્રસિદ્ધ તે વડગામ કહીજઇં,
સોલ પ્રાસાદ તિહાં અછઇ જિનબિંબ નમીજઇં;
કલ્યાણક થૂભ પાસઇં અચ્છઇ એ મુનિવર યાત્રાખાણિ,
તે સુગતિઇં સ્યું જોઈઇં નિરમાલડી એ કીધી પાપની હાણિ.
મણોરહીએ કીધી પાપની હાણિ. ૨૧

રાજગ્રહુથી તીન કોસ પાવાપુર નયરી,
રજ્જુસભાઇં વીરનાહ પુહુતા સિવનયરી;

તે જાઈ જવ જોઈઇ પાલીજઇ છયરી,
પૂજ્યા જિનવર પાદુકા નાઠા સવિ વયરી,
દોઇ થૂભ સોહામણા એ ટાલઈ મન અસમાહિ,
પાસ જિણેસર ગાયસ્યું નિરમાલડી એ સજલ સરોવરમાહિ.
મણો૦ ૨૨

હવઇં ચાલિયા ક્ષત્રીકુંડ મનિ ભાવ ધરીજઇં,
તીસ કોસ પંથઇં ગયા દેવલ દેષીજઇં;
નિરમલ કુંડિ કરી સનાન ધોઅતિ પહિરીજઇં,
વીરનાહ વંદી કરી મહાપૂજ રચીજઇં;
બાલપણિ ક્રીડા કરી એ દેષી આમલી રૂંષ,
રાયસિદ્ધારથ તિહાં ઘરઇ નિર૦ પેષતાં ગઈ ત્રસ ભૂષ. મણો૦ ૨૩

દોઇ કોસ પાસિઇં અચ્છઇં માહણકુંડગામ,
દેવાણંદાતણી કૂષિ અવતરવા ઠામ;
તે પ્રતિમા વંદી કરી સારિયા સવિ કામ,
પંચ કોસ કાકંદનયર શ્રીસુવિધિહ જનમ;
તે વંદીજઇ ભાવસિઉં એ આગલિ ચ પ વષાણિ,
સાઠિ કોસ તિહાંથીકી નીર૦ વાસુપૂજ્ય હીઅડલઇ આણિ. મણો૦૨૪

પાછા પુહુતા વલી વિહાર રાજગ્રહી પાસઇં,
તુંગિઆ નયરી પ્રથમ નાથ આગમ ઇમ ભાસઇ,
વીરનાહ વંદી કરી પૂરૂં મન આસ,
ભાવના ભાવઇં ગોરડી ગાઇં નિતુ રાસ;
વીરનાહ નિહાલતાં એ નયણે ત્રિપતિ ન હુંતિ,
વંછિત સામી પૂરવઇં નિર૦ ભાંજઇ ભવની ભ્રાંતિ. મણો૦ ૨૫

ભાષા.

સમેતિસિષરિ હવઇ જાત્ર કરેસિઉં પાવાપુર પંથિં ચાલેસિઉં,
ટાલેસિઉં દુહરાસિ તુ; જય જય ટા૦

અસી કોસ તિહાંથી જાણું તિણિ વાટઇં હવિ કીધ પયાણું,
આણું મનિ સુભભાવ તુ. જય જય આ૦ ૨૬
વાટઇં તીરથ દોઇ વંદિસિઉં પહિલું મહિઅલનયર જાએસુ,
ધ્યાએસું આદિનાથ તુ, જય જય ધ્યા૦;
તિહાં હુતી ભદ્દિલપુર રહિસ્યું સીતલનાથ નમી ગહગહસ્યું,
લહસ્યું મુગતિનો સાથ તુ. જય જય લ૦ ૨૭
આગલિ અછઇ વિસમી વાટ સાથઇં લીજઇ કોલીના થાટ,
વાટ કરઇ સવિ સુદ્ધ તુ, જય જય વા૦;
કોસ પંચાસઇં ચંપાનયરી આગલિ જાતાં પાલઇ છહરી,
વયરી દૂરિ કીધ તુ. જય જય વ૦ ૨૮
તલહટ્ટિ પાલઇં ગુંજાગામ સંઘઇ જઇનિઇ કીધું મુકામ,
રાય દુઓ તિહાં લીધ તુ, જય જય રા૦;
સાત કોસ છાઇં વિસમી વાટ વાઘ સિંઘ હાથીનાં રાજ,
ચઢતાં સીઝઇં કાજ તુ. જય જય ચ૦ ૨૯
વંસજાલનાં મોટાં રણુ ડાગા જિમણા કદલીવણુ,
જે દેષઇં તે ધન્ન તુ, જય જય જે૦;
ઉપરિ શ્રીસંઘ જબ સદ્ધાવઇ વીસ થૂભ દેષી વદ્ધાવઇં,
ગાઇં ગીત રસાલ તુ. જય જય ગા૦ ૩૦
થૂભ વિચાલઇં કુંડ ત્રિકોણૂં પાસઇં હાથી પેલઇ જોણૂ,
ધોણૂ પાપહુપંક તુ, જય જય ધો૦;
નિરમલ નીરઇં અંગ પષાલી ધોઅતિ પહિરઇ દક્ષણફાલી,
ટાલી મનની સંક તુ. જય જય ટા૦ ૩૧
પંચામૃત હવઇ કલસ ભરીજઇ પ્રતિમા માંડી સનાત્ર કરીજઇં,
ઊષેવીજઇ ધૂપ તુ, જય જય ઊ૦;
ધજ દેઇ આરતી ઊતારી મંગલવઇ કાજ સવિ સારી,
વારી દુરગતિ કૂપ તુ. જય જય વા૦ ૩૨

સખિવયણી મૃગનયણી બાલી જિણવર ભાસ દીઈં રલીઆલી,
નાચઈં વાલી અંગ તુ, જય જય ના૦;
તેણિ અવસર વરસઇ મેઘમાલી જાઈં તાપ નઇ ભીજઇ ફાલી,
ચોલી અતિહિ સુરંગ તુ. જય જય ચો૦ ૩૩

સમેતસિખર આગલિ વીસ કોસ રજુવાલુકાનઇનિઇ પાસઈં,
જંભીગામ વિસાલ તુ, જય જય જ૦;
વર્દ્ધમાન તિહાં નાણ ભણીજઈં સુમુખિ જિનહર વીર નમીજઈં,
આણી ભાવ રસાલ તુ. જય જય આ૦ ૩૪

ઇમ સુણીઇં લોકાંની વાત તિહાં જઇનિઇ કીધી જાત્ર,
ઈહાંથી કીજઇં ધ્યાન તુ, જય જય ઇ૦;
વીસથૂભ પ્રતેકઈં વંદુ પાપરાસિ હું સય નિકંદુ,
છેદું મોહનુ માન તુ. જય જય છે૦ ૩૫

તીહાં કીજઇ તીરથ ઊપવાસ રહીઅઇ રાતિ ગુફામાહિં વાસ,
આસ ફલી સવિ ચંગ તુ, જય જય આ૦;
પ્રહ ઊઠી પાજઈં ઊતરીઇ તલહટ્ટિઇ જઇ પારણૂં કરીઇ,
આણીજઇ મનિ રંગ તુ. જય જય આ૦ ૩૬

## વસ્તુ.

વીર પૂજ્યા વીર પૂજ્યા નયર વિહાર સમેતસિષરથી ચાંલતાં,
આદિનાથ મહિઅલિ જુહારીઇ,
આગલિ ભદ્દિલપુર જઈ જનમભૂમિ સીતલ નમીજઈં;
અનુક્રમિ પુહુતા સમેતસિષર વદી વીસઇ થૂભ,
તલહટ્ટીઇ જઈ ઊતર્યા કીજઇ પારણારંભ. ૩૭

## ભાષા.

તિહાંથી પાછા ચાલીઆ એ મહાલંતડિ, રાજગ્રહી પુરમાંહિ;
મુનિસુવ્રત તિહાં ભેટસિઉં એ માલ૦ પાંચઇ પર્વતમાહિં. સુણિ૦ ૩૮

રાજગ્રહીથી ચાલતાં એ મા૦ દોઇસઇ કોસ વષાણિ; સુણિ૦
અવજ્ઝાનયરી અતિભલિ એ મા૦ ઇંદ્રઇં વાસી જાણિ. સુણિ૦ ૩૯

આદિ અજિત અભિનંદનૂ એ મા૦ સુમતિ અનંતહ નાથ; સુણિ૦
જનમભૂમિ તિહાં વંદતાં એ મા૦ સફલ હુઆ મુઝ હાથ. સુણિ૦ ૪૦

મરૂદેવી મુગતિં ગઈ એ મા૦ સરગદુઆરી ઠામિ; સુણિ૦
તાસ પાસ નઈ પેખીઇં એ મા૦ અચ્છઇ સરજૂ નામિ. સુણિ૦ ૪૧

નયરમાહિં હવઇ પૂજસિઉં એ મા૦ ચઉવીસમો જિણંદ; સુણિ૦
સનાથ કરી હવઇં ચાલસ્યું એ મા૦ હીઅડલઇ અતિ આણંદ. સુણિ૦ ૪૨

સાત કોસ રણુવઈ અચ્છઇં મા૦ પહિલું રયણપુર નામ; સુણિ૦
ધર્મનાથ તિહાં જનમીઆ એ મા૦ ચઉમુખ કેરઇ ઠામ. સુણિ૦ ૪૩

પૂજી પ્રણમી પાદુકા એ મા૦ મઇ કીધી જિનવર સેવ; સુણિ૦
નયર કાલપી હવઇ આવીઆ એ મા૦ મઇ પૂજ્યા જિનવરદેવ. સુણિ૦ ૪૪

ચ ગપથ ચંદેરીઆ એ મા૦ આવ્યા કુસલે ષેમ; સુણિ૦
સાંતિ પાસ દોઇ પૂજતાં એ મા૦ હીઅડલઇં હરષ ધરેવિ. સુણિ૦ ૪૫

સંવત પનરપાંસઠઇં એ મા૦ જાત્ર કીધી ઉદાર; સુણિ૦
સંઘ સહૂ ઘરિ આવીઆ એ મા૦ દિન દિન ઉછવ સાર. સુણિ૦ ૪૬

ચિંતામણી કરિ પામિઉ એ મા૦ સુરતરૂ ફલિઉ બાર; સુણિ૦
મુગતિ હૂઈ તસ ઢૂકડી એ મા૦ સયલ સુખ સંસાર. સુણિ૦ ૪૭

કમલધરમ પંડિતવરૂ એ મા૦ જાત્ર કીધી સંઘ સાથિ; સુણિ૦
સફલ જનમ હવિ મુઝહૂઉ એ મા૦ મુગતિ હૂઈ હવઇ હાથિ. સુણિ૦ ૪૮

### કલસ.

તપગચ્છનાયક સર્વ સુખદાયક શ્રીહેમવિમલસૂરિંદ ગુરૂ,
તસ આણ ધુરંધર વિબુધપુરંદર કમલધર્મ પંડિતવરૂ;
તસ સીસ નામઇ 'હંસસોમઇ' તીરથમાલ રચી સુવિમલો,
જે ભવિઅ ભણેસઇં અનઇં સુણેસઇ તે નર પામઇં જાત્ર ફલો. ૪૯



॥ अर्हम् ॥

पं०—जयविजयविरचित

# सम्मेतशिखर—तीर्थमाला.



### રાગ રામગિરી.

પ્રણમીઅ સહગુરૂતણા પાય સુહસંપતિકારી,
સરસતિ સામિણિ વીનવુ દિઉ મુઝ મતિ સારી;
ચૈત્યપ્રવાડી ભણુ ભાવિ પૂરવદિસિકેરી,
જનમભૂમ જિનવરતણી વદું ઉદેરી.

### ત્રોટક.

સંઘનાયક બિંબૂ ભણુઈ એ કુંઅરજી સમજોડિ;
સમેતશિષર સંઘ ચાલવીઇ નિરમાલડી એ, પૂરીઇ વાંછિત કોડિ.
મણોરઇએ પૂરીઇ વાંછિત કોડિ. ૧

ઉગ્રસેનપુર રાજીઉ ચિંતામણિપાસ,
પૂજી પ્રણુમી સાંચર્યા મનિ ધરી ઉલ્લાસ;
ઉતરી જમુનાનદી પાર આવઈં તેણીવાર,
નયણે દીઠા દોઇ તુંગ જિણવર આગાર.

### ત્રોટક.

પહિલઇ કુંથજિણેસરૂ એ બીજઈં પાસ જિણંદ;
પૂજી જિનગુણ ગાઈઇ નિર૦ મનિ ધરી અતિ આણંદ. મ૦ ૨
સંઘ મિલિયા ચિહુંદિસિતણાં એ નરનારી વૃંદ,
સેજવાલા બહુ સજ કીઆ દિગવાસ મુણિંદ;
પોઠ સુષાસન પાલષી વલી બહુ અસવાર,
ભટ ભોજિગ ગુણિજના જેહ મિલિયા તેણિવાર.

### ત્રોટક.

તિહાંથિ આગલિ ચાલિયા એ પહુતા પીરોજાબાદ,
જાણિ જલનિધિ ઊલટિઉ નિર૦વાજઇ વાજિત્રનાદ. મ૦ ૩
અનોપમ જિનપ્રાસાદ એક પૂજી જિનરાય,
તિહાંથી જઈઇ ચ દવાડ કરી નિરમલકાય;
ચંદ્રપ્રભ પૂજી કરી વલી કીધ પયાણ,
સરપડી નયરિ જઇ કરી કીજઈં મેલ્હાણ.

### ત્રોટક.

ભૂમિ ભવનજિન પૂજીઇં એ મૂકી નિજમનિ રોસ;
નયર સોરીપુર જાઈઇ નિર૦ તિહાંથી હુવઈં ત્રિણ કોસ. મ૦ ૪
શ્રીજિનવર પ્રાસાદ સાત પૂજી બહુભગતઈં,
જનમભૂમિ પ્રભુનેમીની પ્રણમી બહુ જુગતિઇં;
સોરીપુરથી કરિ પયાણ સહજાદપુર આવઈં,
એકસઉ પનર કોસ માન સહુઇ સુષ પાવઈં.

### ત્રોટક.

પંચ દેહરાસર પૂજીઈં એ કોસ ત્રિણ મઉ ગ્રામ;
મૃગાવતિરાણીતણુઉ નિર૦ નિરષીઈં ચારિત્ર ઠામ. મ૦ ૫
વીરભવનિ જિનવીરનિ પૂજા વિરચિજઈં,
પંચકોસ કોસ બિઆ નયરી નિરષીજઈં;

પૂજિ જિનપ્રાસાદ દોય નરભવફલ લીજઇં,
પદ્મપ્રભજિન જનમભૂમિ પગલાં પ્રણમીજઇં.

ત્રોટક.

ચંદનબાલા બાકુલા એ વીરજિણેસર દીદ્ધ;
બાકુલવિહાર તિહાં હુઉ નિર૦ પ્રણમીઇં લોકપ્રસિદ્ધ. મ૦ ૬

વસ્તુ.

પાય રહિ પાય રહિ સંઘ જયકાર,
જિનભવન દોઇ દીપતાં બિંબ તિહાં દસ ચ્યાર સોહઇ;
ચઉવીસ બિંબ સુષચયનપુરિ ચંદવાડ જિન આઠ મોહઇ,
ચાલિ સરપડી નયરમાં એ સોરીપુર દસ ચ્યારિ;
જિનપ્રતિમા એકત્રીસ નમું સહજાદપુરહ મઝારિ. ૭

મઉગ્રામઇં મઉગ્રામઇં નમુ જિનબિંબ,
ષટ્ સંખ્યાયઇં સોભતાં પંચકોસ કોસંબિપલીઇ;
શ્રીજિનઘર દોય અતિભલાં બિંબ તેર ઘણુપુણ્ મિલીઇ,
પદ્મપ્રભ જિન પાદુકા એ કીજઇં તાસ પ્રણામ;
શાલિભદ્ર ધન્નાતણુઉ જુઉ સરોવર અભિરામ. ૮

॥ ઢાલ ॥

રાગ દેશાષ

કોસ અઢાર તિહાંથકી એ ફતેપુર નયર વિભાગ તઉ;
પ્રતિમા ત્રિણ્ પૂજા કરિ એ જઇઇં તીરથ પયાગ તઉ. ૯

ગંગા જમુના સરસતી એ દીઠઉ ત્રિવેણીસંગ તઉ;
પ્રથમજિણંદ સમોસર્યા એ અષયવડતલઇં રંગ તઉ. ૧૦

રાયકલ્યાણ મિથ્યામતી એ કીધઉ તેણુઇ અન્યાય તઉ;
જિનપગલાં ઊઠાડીયાં એ થાપા રુદ્ર તેણુ ઠાય તઉ. ૧૧

કોસ પઇંત્રીસ વાણારસી એ ગંગાતીર પવિત્ર તઉ;

પરતષિ અલકાપુરી જિસી એ દીસઈ જિહાં બહુ ચિત્ર તઉ. ૧૨

એણિ નયરિં હોય જિનવરૂ એ જનમ્યા પાસ સુપાસ તઉ;
તિણિં ઠામઇ હોઇ જિણહરૂ એ પુહવિં કરઇં પ્રકાસ તઉ. ૧૩

પ્રથમ ચતુર્મુખ ચર્ચીંઇ એ પગલા કરીઅ પ્રણામ તઉ;
સુરનર જસ સેવા કરઇ એ ભવિજણમન વિશ્રામ તઉ. ૧૪

મૂરતિ મોહનવેલડી એ બઇઠા પાસ જિણંદ તઉ;
કેસર ચંદન કુસુમસ્યું એ પૂજિઇ પરમાણંદ તઉ. ૧૫

જઈ સુપાસનઇ દેહરઇ એ પૂજી પ્રભુ જયકાર તઉ;
નયરમાંહિં તવ નિરષીઇ એ પ્રતિમા સંષ ન પાર તઉ. ૧૬

કેઈ દીસઇ રૂદ્રભવનમાં એ કેઈ થાપી તરૂછાહિ તઉ;
કેઈ દીસઇ વિપ્ર આંગણુઈ એ કેઇ માંડી મઠમાંહિ તઉ. ૧૭

ભાવઇસ્યઉ પૂજા કરી એ છાંડી રાગ નઇ રોસ તઉ;
વાણારસીનયરીથકી એ સિંહપુરી ત્રિણ કોસ તઉ. ૧૮

જનમભૂમિ શ્રેયાંસની એ દેષી અનોપમ ઠામ તઉ;
જિનમૂરતિ જિનપાદુકા એ પૂજી કરૂં પ્રણામ તઉ. ૧૯

ચંદ્રપ્રભ જિન અવતર્યા એ ચંદ્રપૂરી સુવિસાલ તઉ;
શ્રીચંદ્રપ્રભપાદુકા એ નિત નમીઇં ત્રિણુ કાલ તઉ. ૨૦

અસીયકોસ વલી તિહાંથકી એ પાડલિપુરિ વિષ્યાત તઉ;
સીલવંત નર તિહાં હૂઆ એ જેહના બહુ અવદાત તઉ. ૨૧

સીલકનકનઉ કસવટઉ એ શ્રીથૂલિભદ્ર મુનિરાય તઉ;
જેહનું નામ અચલ હુવું એ ચઉરાસી ચઉવીસીતાય તઉ. ૨૨

સેઠ સુદર્શન જગિ જયો એ સીલગુણે અભિરામ તઉ;
સૂલી સિંહાસણ થયું એ પૂજું પગલાં તેણિં ઠામ તઉ. ૨૩

ષમણાવસહી ભૂંહરઇ એ ષટ્ પ્રતિમા સુહકાર તઉ;
પૂજી પ્રણમી ભાવસું એ ઉર જિનભવનઇ ચ્યાર તઉ. ૨૪

પંચકોસ વૈકુંઠપુરી એ ગંગતટ ગાજઇં આજ તઉ;
મારગિ કૌતિક પેષીઇ એ વાનરકેરૂ રાજ તઉ. ૨૫
દસકોસ નયરી તુગિઆ એ સંપ્રતિ નામ વિહાર તઉ;
ત્રિણ્ જિનભવનઇં પૂજીઇ એ બિંબ પંચવીસ ઉદાર તઉ. ૨૬

## વસ્તુ.

નયર નવાદઉ નયર નવાદઉ કોસ ઇગ્યાર,
જિનપ્રતિમા જગિ મોહની અછઇ ચ્યાર વર પૂજ કીજીઇ,
નયરસીહોરઇં જાઇઇ કોસ ચ્યાર ભવલાહ લીજઇ;
મિલી રાયશિવરામનઇ એ લેઇ સાથઇં ઘટવાલ,
સમેતશિષરભણી ચાલીઇ એ આગલિ કોસ બયાલ. ૨૭

## ॥ ઢાલ ॥

રાગ સામેરી

આગલિ છઇ વિસમી વાટ રે ઘટવાલ કરઇં સુઘાટ;
સઘલોક સયલ સંચર્યા રે ડોલી પોઠ સુષાસન વરીઆ. ૨૮
પંથઇ બહુ અચરિજ દીસઇં રે મુઝ કહતાં હિઅડુ વિહસઇ;
સવે લોક લગોટીવાલા રે સિર નાગા કુરકઇ બાલા. ૨૯
રૂપહીણ નારી તન ષોલઇ રે અહંકાર ધરી મનિ બોલઇ;
દેષ્યો થાહિ અચ ભો ભારી રે સિરિ ઢાંકી આવતહઇ નારી. ૩૦
દવ દાધા દારૂ સમાણા રે ભિલ્લ દીસઇ કરિ ધણુ બાણા,
હલ્લીસ કરઇં મનિ હરસી રે કરિ લેઈ નચાવઇ ફરસી. ૩૧
કદલીવન મારગિ બહકઇ રે નાલીકેર પૂગતરૂ લહકઇં;
પુન્નાગ નાગ ગિરૂમાલઇં રે હંતાલહ તાલ તમાલ. ૩૨
વડ પીંપલ જંબૂરૂષ રે પેષત સમઇ તસુ ભૂષ;
કંકોલ કરંઝ સુકીર રે નારિંગહ ચારૂ જંબીર. ૩૩
પાડલ કેતકી સહકાર રે જાઇ જૂઈ ચંપક સાર;
કિંકિલ્લિહ બિલ્લ અપાર રે વિકસ્યાં વન ભાર અઢાર. ૩૪

ચિહું દિસિ પરિમલ પસરંતિ રે મધુકર લીના ગુંજંતિ;
સુક સારસ મોર કિંગાર રે કરઇ કોકિલ બહુ ટહૂકાર. ૩૫
પરવતનીઝરણાં બહૂ વાજઇ રે જાણે સંઘતણો જસ ગાજઇ;
વનછાયા ગુહિરી જાણુ રે નવિ લહકઇ કોઈ ઉગ્યો ભાણુ. ૩૬
કોલા કોલાહલ ધુરકઇં રે સુણી માનવ તે પણિ ડરપઇ;
દીસઇં મદમત્તા હસ્તી રે જેહની ગતિ સહજઇં સસ્તી. ૩૭
ચરતાં દીસઇં મૃગયૂથ રે મારગિ પણિ રૂઅડા સૂથ;
સાલિખેત્ર ભલા દોઇ પાસઇ રે દેષંતા દાલિદ્ર નાસઇ. ૩૮
ઇમ જોતાં કૌતિક વાટઇ રે ઊતરીઇ વિસમઇ ઘાટઇ;
સમેતાચલ દીઠો નયણે રે સ્તવીયો બહૂ અમૃતવયણે. ૩૯
નાલિકેર વધારી લીજઇં રે સંઘભગતિ વધાઈ દીજઇ;
હરષઇ કરી તનમન ભરીયઇં રે ગિરિતલહટી જઈ ઊતરીયઇં. ૪૦

## વસ્તુ.

પાલગંજઉ પાલગંજઉ નયર પ્રસિદ્ધ,
પૃથ્વીચંદ્ર નરનાયકો ન્યાયવંત નિજપરજા પાલઇં,
અરિજનનઇં રવિકરસમુ ભુવનમાંહિ જસુ ખ્યાતિ માન્હઇં,
વિનયકરી સંઘપતિ ભણઇ યાત્ર કરાવઉ દેવ,
અમ્હ મનિ અતિ અલજો ઘણો કરિવા તીરથ સેવ. ૪૧

## ઠવણી ઢાલ.

સંઘસાથઇં તવ નરપતિ આવઇ સમેતશિષરની યાત્રા કરાવઇ,
રંગઇં અપચ્છરા ગાવઇં;
પંચકોસ ગિરિ ચઢીયઇં પાલા નાહના મોટા અતિસુકુમાલા,
રાસ રમઇં વરમાલા. ૪૨
પ્રથમ ત્રિકોણીઅ કુંડઇં જઈયૈ અંગ પષાલી નિર્મલ થઈયૈં,
કુસુમકરંડ કરિ ગ્રહિયૈં;
કેશર ચંદન મૃગમદ ઘોલી અતિઘન ઘનસારસ્યું રોલી,
ભરીઇં કનકકચોલી. ૪૩

નરનારી મિલિઆ ગુણવંત કરિવા પૂજા નિરમલ ચિત,
તીરથ મહિમાવંત;
વીસ પાદુકા ભવનમઝારઇ અનુક્રમઇ પૂજ કરી ઉદાર,
કીજઇ નરભવ સાર. ૪૪
છઠ્ઠા પદ્મપ્રભજિનદેવ ત્રણસઇઅઠ્ઠ તવસીસિઉ હેવ,
મુગતિ વર્યા ઝત્તેવ;
શ્રીસુપાસ સમેતાચલ શૃંગઇં પંચસયા મુનિસિઉં મનિ ચંગઇ,
મુગતિ ગયા રંગઇં. ૪૫
છ સહસ મુનિવર સાથઇં સીધ વિમલજિનેસર શિવપદ લીધ,
સયલકરમ ષય કીધ;
સાતસહસ મુનિસ્યું પરિવરિયા અનંતનાથ સિવરમણી વરીયા,
ભવસાયર ઊતરીયા. ૪૬
અર્દ્ધસયાં મુનિવરસ્યુ જુત્તા ધર્મનાથ જિન મુગતિ પહૂત્તા,
તિત્થેસર જયવંતા;
શાંતિનાથ નવસયસિઉં જાણુ પંચસયાસ્યુ મલ્લિ વષાણુ,
સમેતશિષર નિરવાણુ. ૪૭
તેત્રીસમુનિવરસ્યું જિનપાસ મુગતિ પહૂતા લીલવિલાસ,
પૂરઇ ભવિઅણુ આસ,
અજિતાદિક જિણવર સુહકાર સહગ સહસ મુનિવર પરિવાર,
પામ્યા ભવનો પાર. ૪૮
એણિ ગિરિ વીસ તીર્થંકર સીધા વીસ ટુક જગિ હૂઆ પ્રસિધા,
પૂજી બહુફલ લીધા;
સમેતાચલ શત્રુંજય તોલઇ સીમંધર જિણવર ઇમ બોલઇં,
એહ વયણ નવિ ડોલઇ. ૪૯
સીધા સાધુ અનંતાકોડિ અષ્ટકર્મઘનસંકલ ત્રોડિ,
વંદૂ બે કરજોડિ;
સિદ્ધષેત્ર જિણુવર એ કહીઇ પૂજી પ્રણમી વાસઇ રહીઇ,
મુગતિતણા સુષ લહીયઇ. ૫૦

ત્રિભુવનમાંહિ તીરથરાજઇ દેવદુંદુહી દિનપ્રતિ વાજઇ,
મહિમા મહિઅલ ગાજઇ;
કીજઇં વલી તીરથ ઉપવાસ.તો નવિ અવતરીઇ ગ્રભવાસ,
કહિ મહિમા જિનપાસ. ૫૧
કીજઇં પૂજા દીજઇં દાન સમેતશિષરનું કીજઇં ધ્યાંન,
લહિઇ કેવલગ્યાન;
એહ ગિરિ દીઠઇ મનિ ઉલ્લાસ એહ ગિરિ ફરસઇ કર્મવિણાસ,
હોવઇ મુગતિનિવાસ. ૫૨

## વસ્તુ.

સમેતગિરિવર સમેતગિરિવર કરૂં વષાણ,
રસપૂરિ રસકુંપિકા વિવિધ વેલી ઊષધી સોહઇ,
અચરચછાંહ દ્રુમ દીપતો વજ્રષાણી ત્રિણભુવન મોહઇ;
સયલતીર્થમાંહિં રાજીઉ.એ સિધષેત્ર સુષધામ,
મહિમા પાર ન પામીયઇ વલિ વલિ કરૂં પ્રણામ. ૫૩

## ॥ ઢાલ ॥

આસાઊરી.

જાત્રાકરી ગિરિ ઊતર્યા ભરીયા.સુકૃતભંડારો રે,
દેશ મગધભણી ચાલીયા મનિ ધરિ હરષ અપાર રે. ૫૪
જયો જયો એહ ગિરિ રાજીઉ ભુવિ નંદઉ ચિરકાલો રે;
મનહ મનોરથ પૂરણો ।પ્રણમીજઇ ત્રિણકાલો રે. જયો૦ ૫૫
નયર રાજગૃહ આવીયા જે જગમાંહઇ વિખ્યાતો રે;
જિહાં મુનિસુવ્રત અવતર્યા પુસ્તકિ ચડી અછઇ વાતો રે. જયો૦ ૫૬
શ્રેણિકરાય ઇહાં હૂઉ મંત્રી અભયકુમારો રે;
જંબૂઅસ્વામિ પ્રમુષ નરા હૂઆ એહ નયરશૃંગારો રે. જયો૦ ૫૭
કુંડ ચઉદઇ ઊન્હઇ જલ ભર્યા કીજઇ નિર્મલ અંગો રે;
ચરચીઇ વૈભારગિરિ ચડી વીરજિણંદ મનિ રંગો રે. જયો૦ ૫૮

એકાદસ ગણુધરતણી પૂજી પાદુકા જેણિ રે;
પંચવીસ દેહરઇ પૂજા કરી ટાલિ દુરગતિ તેણિ રે. જયો૦ ૫૯
અણુસણુ લઇ આણુત્તરિ ગયા ધના સાલિભદ્ર મુનિરાય રે;
કાઉસગિયા દોઇ પાદુકા પૂજીજઇં તિણિ ઠાય રે. જયો૦ ૬૦
ચોર રોહણીયાતણી ગુફા અચિરજકારણિ દીઠ રે;
કાલંબરિદ્રુમ હેઠલઇં બાવન જિનાલય પૂઠ રે. જયો૦ ૬૧
વૈભારગિરિથકી ઊતરી ચઢિયઇ વિપુલગિરદ રે;
ષટ્ પરિમાણુઇં એ જિણુવરૂ પૂજ કરૂં જિનચંદ રે. જયો૦ ૬૨
ચોમુષ એક ઉદયગિરિ પંચ સોવનગિરિ જાણુ રે;
રયણુગિરિસિરિ ઊપરઇં દોય પ્રાસાદ વષાણુ રે. જયો૦ ૬૩
પંચ એ પર્વત ફરસીયા નિરખી વીર પોસાલ રે;
પાસઇ કૂપ ભૂષણુ ભર્યાં સાલિભદ્રતણુઉ નિરમાલ રે. જયો૦ ૬૪
નયરમાંહઇ ઋષભ જિણેસરૂ પૂજી કીજઇ પ્રણુામ રે;
નાલંદઇ પાડઇં આવીયા લોકપ્રસિદ્ધ વડગામ રે. જયો૦ ૬૫

## વસ્તુ.

વૈભારગિરિવર વૈભારગિરિવર ઊપરિ ઉદાર,
શ્રીજિનબિંબ સોહામણાં એકસો પંચાસ થુણીઇ,
નવ વિપુલગિરિ ઊપરઇં ઉદયગિરિસિરિ ચ્યારી ભણીઇં,
વીસ સોવનગિરિ ઊપરઇ રયણુગિરિસિરિ પંચ,
રિષભ જિણેસર પૂજીયઇ રાજગૃહી રોમચ. ૬૬

## ચઉપઈ.

નાલંદયઇ સવિ લોકપ્રસિદ્ધ વીરઇ ચઉદ ચઉમાસા કીધ;
મુગતિ પહૂતા સવે ગણુહાર સીધા સાધ અનેક ઉદાર. ૬૭
દીસઇ તેહતણુ અહિનાણુ પુહવઇ પ્રગટી યાત્રાષાણિ;
પ્રતિમા સતર સતર પ્રાસાદ એક એકસ્યું મંડઇ વાદ. ૬૮
પગલાં ગૌતમ સ્વામીતણાં પૂજીનઇં કીજઇ ભામણાં;
વીર જિણેસર વારાતણી પૂજી પ્રતિમા ભાવઇ ઘણી. ૬૯

નાલંદયનું બોલિ ઉચરી તિહાંથી જઇયઈ પાવાપુરી;
તેહતણો અતિ મહિમા ઘણુઉ પભણું ભાવઇ ભવિઅણુ સુણુઉ. ૭૦
સમેતશિષરથી જિમણુંઇ પાસ જંભીયગામ અછઇ બહૂવાસ;
રિજુવાલુકા નદીનઇ તીર કેવલ પામ્યઉ શ્રીમહાવીર. ૭૧
દેવઇ તવ સમવસરણુ કીધ બેસી ષિણુ એક દેસન દીધ;
કનકકમલ પરિ ઠવતઉ પાય પાવાપુરિ આવઇ જિણુરાય. ૭૨
ઇંદ્રભૂતિપ્રમુષ ઇગ્યાર યજ્ઞકર્મ કરઇ તેણીવાર;
સઇ ચોમાલીસ બ્રાહ્મણુ મિલ્યા મિથ્યામતિ મોહઈ ઝલહલ્યા; ૭૩
મનિ અભિમાન ધરી આવીયા નામ લેઈ જિન બોલાવીયા;
મનસંસય ટાલઈ જિનવરૂ દેઈ દિક્ષા થાપ્યા ગણુધરૂ. ૭૪
સંઘ ચતુર્વિધ થાપી તામ વિચરઇ દેસ નયર પુર ગ્રામ;
ભવિકજીવ પ્રતિબોધિ કરી અનુક્રમઇ આવઇ પાવાપુરિ. ૭૫
જીવિત વરસ બહુત્તરિ જાણુ પુણ્ય પાપફલ કહઇ સુજાણુ;
પ્રધાન અધ્યયન મનિ ભાવઇ ધીર મુગતિ પોહતા શ્રીમહાવીર. ૭૬
ગૌતમસ્વામી કેવલ વરઇ ચોસઠી ઈંદ્ર મહોચ્છવ કરઇ;
સંઘ ચતુર્વિધ હર્ષ અપાર જગમાં વર્ત્યો જયજયકાર. ૭૭
વીરજિણેસર ગણુધરવાદ પૂજી તિહાં પગલાં પ્રાસાદ;
મુગતિ પોહતા જિહાં જિન વલી પૂજીજઇ પગલાં મનિ રલિ. ૭૮
સરોવરમાંહિં સુદ્ધ વિહાર જાણે ભવિઅણુનો આધાર;
જિનપ્રતિમા પંચ પગલાં હેવ પૂજી પ્રણુમી કીજઇ સેવ. ૭૯
અનુક્રમે જઉણુપુરિ આવીયા જિન પૂજી ભાવન ભાવીયઇ;
દોઇ દેહેરઇ પ્રતિમા વિખ્યાત પૂજી ભાવઇ એકસો સાત; ૮૦

## વસ્તુ.

પંચ જિણુવર પંચ જિણુવર તણો અવતાર,
નયરી અયોધ્યા જાણીઇ અમરપુરીથી અધિક રાજઇ,
ઋષભ અજિત અભિનંદનો સુમતિનાથ જિન અનંત ગાજઇ;
પંચે જિણુવર પાદુકા એ કીજઇ તાસ ગુણુ ગાન,
પઢમ જિણેસર પૂજીઇ આણી નિરમલ ધ્યાન. ૮૧

॥ ઢાલ ॥

ધન્યાસી.

નયરી અયોધ્યા રાજીઓ પૂજી પઢમજિણંદો રે;
રામચંદ્ર પગલા નમુ મનિ ધરી પરમાણંદો રે. ૮૨
ધન એ તીરથ વંદીઇ સમેતસિષર ગિરિરાજ રે;
સંઘપતિ નિજમનિ હરષીઇ કીધાં અનોપમ કાજ રે. ધન૦ ૮૩
ધીજથાનકિ સીતાતણું અગનિષાઇ અસરાલ રે;
સીલપ્રભાવઇ જલ હૂઉ દીઠ તે કુંડ વિશાલ રે; ધન૦ ૮૪
રતનપુરી રલિઆમણી જિનમંદિર શુભ હોય રે.
ધર્મનાથ પદ પૂજીઇ જિન પ્રતિમા ત્રિણ જોય રે. ,ધન૦ ૮૫
કંપિલપુર વરમંડણો પૂજીઇ વિમલવિહાર રે;
વિમલપાદુકા વંદીયઇ કીજઇ વિમલ અવતાર રે. ધન૦ ૮૬
તીરથ જે શ્રવણે સુણ્યા દીઠા નયણે જેહ રે;
જે મારગિ ભોમિં રહ્યાં નમું કર જોડી તેહ રે. ધન૦ ૮૭
સકલસંઘ પરિવારસિઉં યાત્રા કીધ પ્રમાણ રે;
ઉચ્છવ કરિ ઘરિં આવીયા દિન દિન હોઇ કલ્યાણ રે. ધન૦ ૮૮

કલશ.

તપગચ્છનાયક સુભમતિદાયક સિરિવિજયસેનસુરિંદ,
તસ પટગયણિં વિભાસણ દિનકર સિરિવિજયદેવમુણિંદ;
વાચકસયલચૂડામણિ સોહઇ નિરમલ ન્યાનનિવાસ.
સિરિકલ્યાણવિજય ગુરૂચરણ પ્રસાદઇ હૂઓ મુઝ બુદ્ધિપ્રકાસ. ૮૯
સસિરસસુરપતિવચ્છર આતપ એકાદસિ બુધવારઇ;
સમેતાચલ મહાતીરથ કેરૂં સ્તવન રચ્યું મતિસારઇ. ૯૦
પઢઇ ગુણઇ જે શ્રવણે નિસુણઇ તીરથમહિમા ભાવઇ;
'જયવિજય' વિબુધ ઇમ જંપઇ સુષ અનત સો પાવઇ. ૯૧





॥ ॐ ॥

रत्नसिंहसूरिशिष्यविरचित

# गिरनारतीर्थमाला.

---

ગિરિવર સિરિ ગિરનારહ સામી નેમિનાથપય સીસ જિ નામી,
કામી તીરથમાલ;
વસ્તુપાલિ નિયબંધવ નામિહિં થાપીય પાસ તેજલપુરગામિહિં,
સરોવર લહરિ વિશાલ. ૧

પહિલૂં દીઠઉ જુ ગઢજૂનુ સફલ મનોરથ મઝ આજૂ તુ,
જૂનુ પુણ્ય પ્રકાસો;
ગઢ ગરૂઆડિ કહુ કેતી કહીઇ જોતાં એહની આદિ ન લહીઇ,
ધનપતિ લોક નિવાસ. ૨

ઉસવાલહ ધરણિગ થાપી વસહી વીરભુવણિ જસ વ્યાપી;
સચરાચરિ જયકારો,
શ્રીશ્રીમાલી સલષઇ લિખીઓ ચંદ્રિ નામ નિયભવ ઓલખીઓ;
રિપુ કેસરીઆ વિહારો. ૩

તે ઉદ્ધરીઅ સુથિર બઇસારી તેજલપુરનુ પાસ જુહારી,
સમરસિંહિ કીઉ કાજ;
સંઘવી ધૂંધલ દેહરઇ વંદુ રિસહજિણિંદ નમી ચિરનંદુ,
હિવ જોઉ ગિરિરાજ. ૪

સોવનરેષ નદી ચિહુ પહિલી પરવતિ ચડતાં આવઇ વહિલી,
દામોદર મનોહાર;
વઆપથિ ભવદેવ મહોસર કાલમેઘ ક્ષેતલ અલવેસર,
વસ્તુપાલ ઉદ્ધાર. ૫

રાણિગ સુત આંબઇ મંતીસરિ વાવિ પરવસ્યૂં પાજ નવલપરિ,
વિરચી અતિ સુવિશાલ;
ચડતાં દીસઇ ડાવઇં જિમણઇ વિવિધ બારવણુ હરષિઇ બિમણઇં,
ન ગણુઈ મનિ દુખજાલ. ૬

સાહ પૂનાની પહિલી પોલિઇં સંઘપતિસ્યૂં સવિ બાઇઠા ઉલિઇં,
લીધુ ક્ષણુ વિશ્રામ;
વસ્તિગ પોલિઇં પહુતા રંગિઇં રાસ ભસલ કુટા રસભ ગિઇં,
અંગિઇં અતિ અભિરામ. ૭

સંવત ઇગ્યાર ચુરાસી વરસિઇં સિદ્ધરાય જયસિંહ આદેસિઇં,
અભિનવું અંગિ ઉલ્હાસો;
ધન ધન સાજણુ મંત્રિમુકુટમણિ પૃથવીજય પ્રાસાદ રચીઉ જિણિ,
ગરૂઅડિ કરિ કિવલાસો. ૮

ત્રિણ્ણુ પ્રદક્ષિણા દેઈ જગિઇં નેમિનાથ દીઠા મન રંગિઇં,
હીઅડઇં અતિ ઊમાહો;
સુરતર કામધેનુ ચિંતામણિ કામકુંભસવિ હૂતા તાં મણિ,
જાં નવિ નરિષિઉ નાહો. ૯

ન્હવણુ વિલેવણુ પૂજ રચીનઇ જગગુરૂ ભમતી જિણુ ચરચીનઇ,
ભરિઉ સુકૃત ભંડારો;
ઉત્તર દક્ષિણુ પૂરવ પશ્ચિમ નવ નવ ચુકીજે જિણુ ઉત્તમ,
પાઊ મંડપ સારો. ૧૦

બહુતરે દેહરી બહુ બિંબાવલિ ષંતિ ન પૂજઇં પુજઈ વલિ વલિ,
તીરથ સવિ અવતારો;

ગઈ ચુવીસી મૂરતિ અભિનવ પાંપામઢિ પૂજતાં સફલ ભવ,
લાભઇ પુણ્ય ન પારો. ૧૧
વસ્તુપાલિ મંતીસરિ સેતુજ ઊજિલિ આણિઉ ભવુદહિ સેતુજ,
નિરૂવમ રિસહજિણિંદો;
ડાવઇ શ્રીસંમેતસિહગિરિ જિમણઇ અષ્ટાપદ નવલીપરિ,
વીસ ચુવીસ જિણિંદો. ૧૨

યક્ષરાજ કવડિલ તિહિં પૂઠિઈ માતા મરૂદેવા ગજપૂઠિઈં,
ચંદ્રપ્રભ પ્રણમેસો;
સંઘાહિવ ગોઈઆ અવતારી જીરાઉલિપતિ પાસ જુહારી,
દાદુપાસ નમેસો. ૧૩
પુરૂષરયણ વ્યવશાણઈ કીધુ સઘાહિવ ભૂંભવિં જસ લિદ્ધઉ,
બાવન જિણહર સારો;
ઈંદ્રનીલ તિલકપ્રાસાદો હેમબલાણાસિઊ અનુવાદો,
સાદર કરઇ અપારો. ૧૪

સામી વિમલનાથ તિહિં ગાજઇ નિરૂમલ સોવનમય તનુ છાજઇ,
રાજઇ મહિમનિધાન;
ચિંતામણિ શ્રીપાસજિણેસર સુરતરૂ અજિતનાથ તિત્થેસર,
બિહુપરિ સોવન વાન. ૧૫
પીતલમય જિનપ્રતિમા બહુવિધ સમવસરણિ શ્રીવીરચતુર્વિધ,
પૂજુ પુણ્યનિધાન,
પનરનવોત્તર ફાગુણુ માસિઈ સાગી બઇઠા અતિ ઉલ્હાસિઈં,
વંદુ જાં સસિ ભાણુ. ૧૬
કલ્યાણુ ત્રય ત્રિહુ ભૂમિઠિય કવિ કાસગિ કવિ પ્રતિમા સઠિય,
નેમિ નમેસિ સુરંગો;
વસ્તુપાલ મંતીસર કીરતિ પ્રકટીઅ સમરસિંહિ જિહાં ઈરિતિ,
બાવન જિણહર તુંગો. ૧૭

થાપી શ્રીતિલકપ્રાસાદિહિં સાહ નરપાલિં પુણ્યપ્રસાદિહિં,
સોવનમય શ્રીવીરો;
અષ્ટાપદ સમેતસિહરસ્યૂ ડાવઇ જિમણુઇ બિહુ જિણહરસ્યૂં,
રચના અતિગભીરો. ૧૮

એકમના મ-કોતારી વસહી સતિ નમિ સવઇ સારી,
બહુતરિ દેહરી દેવ;
ઇદ્ર મ ડપ ગજપદ વાસિઠરિષિ નાગ મોર ઝિરિ કુ મ સુણી સખિ,
જિહાં જિન તિહાં કરૂ સેવ. ૧૯

ઉસવાલ સાલિગ મેલા ગરિ ધરમનાથ થાપીય વર જિણહરિ,
પણમિસુ સુભપરિણામ,
રામસિહ વ્યવ ડુંગર દેહરી જિણપય પૂજિઇં દુગ્ગય બેહરી,
રાજમતી બિહુ ઠામિ. ૨૦

આગઇ જિહાં કચણહ વિહારો સંપઇ તિહાં ગગા અવતારો,
નિરખી નિરમલ કુંડ;
પાજે પગિ પગિ દાન સુદેતાં સાહ ચીતરનૂ નામ જિ લેતાં,
રહનેમિ નમિ ઉતરંડ. ૨૧

ઊજયતગિરિ સિહરિ નિવટ્ટી સાહ સામલિ પ્રાસાદિ પરટ્ટી,
દિટ્ટી અબિકિ માત,
સિંહાસનિ સુત સુભકર વિભકર અબ લુબિ કર સેવક સુખકર,
જિનશાસનિ વિખ્ખાત. ૨૨

અવલોકુ અવલોકન નામિ સંષપજૂન સિહરિ ત્રિહુ ઠામિ,
નેમિસર પણમેવિ;
સિદ્ધવણાયગ ટૂક જિ પામી સહિસા લાષાવનિ વિશ્રામી,
સામી નિમિ નમેવિ. ૨૩

ગાંધી વઇચઈ વિરચી જિણહર ચંદ્રગુફા જે પ્રતિમા મણહર,
સહસબિદુ જે કિવિ;

ઇંદ્રિ રચી સોવનપ્રાસાદિહિં માતા અંબિકિ દેવપ્રસાદિહિં,
જગગુરૂ તે વિનમેવિ. ૨૪

આજ કૃતારથ મનુજ જનમ મઝ નિરમલ કુલ ભવ વિભવ સફ્લ મઝ,
તુઝ દરસણિ જગનાહ;
યાદવકુલિ કુમલાઅવયંસ ત્રિભુવનજન માનસસરહંસ,
દીસઇ અતિ ઉત્સાહો. ૨૫

દેવ સદૈવત જુ તમ્હ સેવા તાસ પસાઇં પુણ્ય કરેવા,
હોયો બુદ્ધિ પ્રકાસ;
રયણુસિંહસૂરિસીસ જિ જ પઇ સિવસુખ માગૂ સુંદર સપઇ,
સપઇ સિદ્ધિ વિલાસ. ૨૬

ઇય રેવઇમ ડણુ અલિયવિહ ડણુ નેમિનાથ ગુણુ જો થુણુઇ એ,
તસ તીરથમાલા પુણ્યવિશાલા ભાવસહિત અનુદિન ભણુઇ એ;
તિહૂયણુજણુવલ્લહ ભવસયદુલ્લહ નિરૂવમગુણુ રયણે કલિય,
સો નિજ્જિયરિઉમલ સાસય સુહફ્લ પામઇ સિવકમલા લલિય. ૨૭





॥ अर्हम् ॥

पं०—देवचन्द्रविरचित

# शत्रुंजयतीर्थ–परिपाटी.

सकल सभा रंजन कला दिओ सरसति वरदानो जी;
श्रीविमलाचल स्तवनभणु पामी श्रीगुरु मानो जी. १

आवो शेत्रुंजयइं चढीय नवाणु वारो जी;
मनमां उलट अतिघणो हइडे हर्ष अपारो जी. आ० २

उमाहो मनमाहि घणो करस्यु चैत्रप्रवाड्यो जी;
श्रीशेत्रुंजय भावसु लागी मनहरु हारो जी. आ० ३

संवत सोल पंचाणुये ईडर रही चोमासो जी;
यात्रा करवा संचर्या शुभ दिवस शुभ मासो जी. आ० ४

प्रथम प्रयाणे पांगर्या प्रीचोट गाम मझारो जी;
साह सहजूने देहरइं वीरजिणंद जुहारो जी. आ० ५

तिहांथी वलासणे जई पाटली प्रतिमा वांदो जी;
पोहुता शेत्रुंजय तलहटी आनंदपुर आनंदो जी. आ० ६

ए भरतइं वास्यु भलुइं पुण्यतणु अहीठांणो जी;
श्रावक समकितधर तिहां वसइं नवइं तत्वना जांणो जी. आ० ७

आदि पास माहवीरना त्रिणु प्रासाद उत्तंगो जी;
वडनगरमाहिं वादतां उपनो अधिको रंगो जी. आ० ८

વીસલનગરેં જુહારીઈં એ જિન ત્રિણ્ પ્રાસાદો જી;
માહોમાહિં તે કરઈં એક એકસ્યું વાદો જી. આ૦ ૯

ગામ સિવાલે એક જિનાલય વંદુ દો કર જોડ્યો જી;
મહિસાણે નવ દેહરાં પૂજી પાપ વિછોડ્યો જી. આ૦ ૧૦

મારગિં જે જે જિનહરૂં તે તે કરૂ પરિણામો જી;
અનુક્રમિ ઉસમાપુર નમું શાંતિનાથ ગુણધામો જી. આ૦ ૧૧

॥ ઢાલ ૧ ॥

અહમદાવાદ નગર સુવિચાર શ્રાવક સુકૃત ભરઇ ભંડાર;
પૂજેં શ્રીજિન સાર તુ; જયો જયો પૂજેં શ્રીજિન સાર. ૧

ગઢમઢ મંદિર પોલિ ઉત્તંગ નગર દેષતા હુઇ મનરંગ;
સાભ્રમતી વહેં ચંગ તુ. જ૦ ૨

મોટો માણિકચોક ચોસાલ ચોહટઇં હાટ ઓલ સુવિશાલ;
વાડી વનહ રસાલ તુ. જ૦ ૩

લોક વસઇં જિહા વર્ણ અઢાર વ્યવહારીયાતણો નહી પાર;
વિવિધ વસ્તુ વ્યાપાર તુ. જ૦ ૪

માન મોહત શુભ ભોજન ભગતિ આભરણાદિક પહિરણ યુગતિ;
કરિ નિત્ય સાહમીની ભગતિ તુ.જ૦ ૫

દેહરાં દીઠેં પરિમાનંદ મહાવીર પમુહ જિનચંદ;
વંદુ સુખનો કંદ તુ. જ૦ ૬

અવર તીરથ જે છે અનેક તેહનો પાર ન પામુ છેક;
વંદો ધરિય વિવેક તુ. જ૦ ૭

બીબીપુરિ ચિંતામણિ પાસિ વિજયચિંતામણિ પુરિ આસ;
ભાભો અસાઉલ વાસ તુ. જ૦ ૮

ચોવીસ વટા ચોવીસઇ સાર અહમદપુર જિન કરૂ જુહાર;
રાજાપુરાદિ મઝારિ તુ. જ૦ ૯

રાજનગર પ્રીયમેલક ઠામ ત્રિભુવનમાહિં જેહની મામ
કીજે વછિત કામ તુ. જ૦ ૧૦

સ ઘવી આગરાનો સંઘ લાવ્યો હરષ ધરીને તેહ વધાવ્યો;
ભરતની ઓપમ આવ્યો તુ. જ૦ ૧૧

ગામ ગામના સંઘ ઉદાર પાલખી સેજવાલાં અસવાર,
મનુષ્યતણો નહી પાર તુ. જ૦ ૧૨

આસ ફલી સઘલી મનકેરી નિસુણી કાન પ્રયાણ નફેરી;
સંઘ ચાલ્યો ઉદેરી તુ. જ૦ ૧૩

ગામ નયર પુર પાટણ જેહ મારગિ પ્રતિમા આવેં તેહ;
પ્રણમુ ધરીય સનેહ તુ. જ૦ ૧૪

કાઠી ચોર ચરડના થાટ ઉલ્લંઘ્યા વિસમા વાટ ઘાટ;
દીઠો ગિરિ આઘાટ તુ. જ૦ ૧૫

॥ ઢાલ ૨ ॥

હવેં સ ખેપઇ ચૈત્રપરવાડિ કહું શેતુજઈ કેરી;
એ ગિરિ ફરસ્યો ભાવસ્યું ટાલે ભવફેરી. ૧

પાલીતાણઇ તલહટીય આવ્યા ઉમાહિ;
લલીતસરોવર સજલ ભર્યૂં દીઠુ અવગાહી. ૨

નગરીમાહિ કુમરવિહારિ જિનપાસ નમીજઈ;
લલિતપાલિ પ્રભુ વીર વદી ભવપાર લહીજઇ. ૩

ત્રણિ કોસ છે વિષમી પાજ ચઢીઇ ધસમસતા;
ચોકી પરવતિં કુ ડ ઠામિ વિસામે વસતા. ૪

ધાઈઇ ચઢતાં સરઇ કાજ અનઇ હઇડુ હીસઈ;
કોતિક દીસઇ કોડિપરિ રોમરાઈ વિકસઈ. ૫

અનુક્રમિં ગઢની પ્રથમપોલિ પોહતા શુભ ભાવઇ;
શ્રાવક લોક હરષઇ કરી મોતીએ વધાવેં. ૬

## ॥ ઢાલ ૩ ॥

આજ સફલ દિન મુઝ થયો એ કીધો પોલિ પ્રવેશ કિ;
ગજ બેઠી દીઠી ભલી એ માડી રિસહજિનેસ કિ. આ૦ ૧

શાતિનાથ જિન સોલમો એ ભેટ્યો ડાવઇ અગિ કિ;
ચોમુખ નમી પાંડવ પંચ એ પ્રણમુ મનનઇં રંગિ કિ. આ૦ ૨

મોટી મૂરતિ અતિભલી એ અદભુદ આદિજિનંદ કિ;
જિમણેં આંગઇં જુહારતાં એ ઉપજિં મન આનંદ કિ. આ૦ ૩

કવડયક્ષ પરતખ્ય થયો એ બોલાવ્યો દિઇ બોલ કિ;
વિઘન નિવારિં સંઘતણું એ બેઠો થઈ અડોલ કિ. આ૦ ૪

વલી વાઘણ જોઇ કરી એ છીંપાવસહી વંદ કિ;
મોલ્હાવસહી ટોટરા વિહાર એ પૂજી પાપ નિકંદ કિ. આ૦ ૫

ત્રિહુરૂપેં ઋષભ નમું એ સરગારોહિણી નાંમ કિ,
ચોરી રાજીમતીતણી એ દીઠી અતિ અભિરામ કિ. આ૦ ૬

પોલિ મઝારિ જિમણા જઇઇ એ થભણપાસ જુહાર કિ;
વસ્તક થાપ્યો નેમજિન એ અવતાર્યો ગિરનારિ કિ. આ૦ ૭

જયમલ્લજી જિમણેં ગમે એ થાપ્યો નવોય પ્રસાદ કિ;
શ્રીવિજયદેવસૂરિ વયણથી એ લીધો જગ જસવાદ કિ. આ૦ ૮

સાહ તેજપાલ સિરોહીઉ એ પુણ્યવંત જગ હોઇ કિ;
દેહરૂં એક મંડાવીઉ એ કીરતિ કહેં સહુ કોઇ કિ. આ૦ ૯

ખરતરવસહી નમી કરી એ ઘોડા ચોકી ગોખ કિ;
રોમંચીનિં દેષતાં એ મનમાં ઉપજિ હરખ કિ. આ૦ ૧૦

તિલકા તોરણ જોઇઇ એ ચઢતા સીહ દુવારિ કિ;
પાવડીઆરે ચઢી કરી એ પોહતા ભુવનમઝારિ કિ. આ૦ ૧૧

ડાવઇં પાસઇં વંદી એ સામલા પ્રમુહ વિહાર કિ;
દેહરા પાખલિં દીજીઇં એ ત્રિણ પ્રદક્ષણા સાર કિ. આ૦ ૧૨

ઠામિ ઠામિ પ્રતિમા ઘણી એ દેહરાંમાહિ જુહાર કિ;
રાયણિરૂપ દેષી કરી એ મન ઠર્યું માહરૂ કિ. આ૦ ૧૩

રાયણતલિં પ્રભુ પાદુકા એ ફૂલફૂલે પૂજિંત કિ;
મુગતાફલે વધાવીઈ એ ઇહાં સિદ્ધ હૂયા અનંત કિ. આ૦ ૧૪

આગલિં કલિકુંડપાસજી એ વંદુ શ્રીવર્દ્ધમાન કિ,
મૂલ ગભારિં ઋષભજી એ પ્રણમી માગું માન કિ. આ૦ ૧૫

અનુક્રમિં ઉપરિ ભૂમિકા એ પ્રતિમા નામુ સીસ કિ;
નાહની મોટી સવિ મિલી એ સાત સહસ એકવીસ કિ. આ૦ ૧૬

દેહરી સઘલી સંખ્યા સુણો એ મતિ સારૂ મેં કીદ્ધ કિ;
લઘવી પોઢી ત્રિણસો એ ઉપરિ પંચવીસ લીધ કિ. આ૦ ૧૭

પગ પગ પ્રતિમા જિનતણી એ પામઇં કોઈ નહી પાર કિ;
ભોલપણઇં મુઝ વીસરી એ તે સવિ કરૂં જુહાર કિ. આ૦ ૧૮

ઋષભદેવ સાહમા રહ્યા એ પુંડરીક ગણધર જેહ કિ;
ચોરાસીમાહિં મુલગા એ ત્રિવિધિ પ્રણમું તેહ કિ. આ૦ ૧૯

સુરજકુંડ આગલિ થઈ એ પોહતા ઉલષા ઝોલ કિ;
આગલિ ચેલણ તલાવડી એ સહુ કો કરઇં અઘોલ કિ. આ૦ ૨૦

તિહાંથી સિદ્ધવડ ઉત્તરી એ ફરસ્યું તીર્થ ઠામ કિ;
સિદ્ધ અનંત વડતલિં હુયા એ તિણે એ સિદ્ધવડ નામ કિ. આ૦ ૨૧

શત શાષાઇ વિસ્તર્યો એ વડવાહી નહી પાર કિ;
અષઇંવડ દીઠાથકી એ પુણ્ય ભર્યો ભંડાર કિ. આ૦ ૨૨

સિદ્ધવડ વધાવી કરી એ વલી ચઢ્યા આદિપુર પાજ કિ;
દેહરા દીઠાં દુરથકી એ જાણુ પાંમ્યું રાજ કિ. આ૦ ૨૩

ઇમ પ્રદક્ષણા દેઈ કરી એ ભેટ્યો આદિજિનંદ કિ;
લોટેંગણે પાએ નમુ એ મુઝમનિં હુઓ આનંદ કિ. આ૦ ૨૪

ભેટો આદિજિણેસરૂં એ ઉદયાચલ જિમ સૂર કિ;
વાર વાર પ્રણમું સહી એ દિન દિન અધિકો નૂર કિ. આ૦ ૨૫

## ॥ ઢાલ ૪ ॥

એ ગિરિ ગુણ ભરપૂર પાપ જાઇં સવિ ચૂર;
દીઠેં દુષ ટલઇં એ નવનિદ્ધિ ઋદ્ધિ મિલઇં એ. ૧

જન્મ સફલ થયો આજ સીદ્ધાં માહરા કાજ;
નાભિરાય કુલતિલો એ મરૂદેવીસુત મિલ્યો એ. ૨

મહાપાપી નર જેહ પાતક છૂટાં તેહ;
એણુગિર ભાવસ્યૂં એ જેહનુ મન વસ્યુ એ. ૩

કીધી હત્યા સાત બીજી બહુ જીવઘાત;
તે નર ઉધર્યાં એ સિદ્ધવધૂ વર્યાં એ. ૪

મુઝમનિ એ વિશ્વાસ એ ગિર પૂરિં આસ;
સકલ તીરથ ધણી એ જિનવાણી ભણી એ. ૫

ઇંમ જાણી જંજાલ મુકી બીજા આલ;
ભેટવા આવીયો એ વિમલગિર પાવીયો એ. ૬

ભલઇં દીઠો ભગવંત હૂઓ લાભ અનંત,
મન મોહી રહુ એ હીયડુ ગહગહ્યુ એ. ૭

ધન એ વરસ ઉદાર ધન માસ વડો સાર;
ધન પષિ જાંણીઇં એ દિવસ વષાંણીઇં એ. ૮

સોલ પંચાણુઓ સાર માહવદિ ચૌદસિ ગુરૂવાર;
ભેટ્યો જગધણી એ આસ્યા મનિ ઘણી એ. ૯

પુણ્ય ફલ્યુ મુઝ આજ તુ મલીઓ જિનરાજ;
દેવ દયા કરો એ તુ સાહિબ ષરો એ. ૧૦

હુ સેવક તુઝ દાસ આવ્યો તાહરિં પાસ;
સરણિં રાષીઇં એ છેહ ન દાષીઇં એ. ૧૧

તું સાહિબ સમરથ ધણીપણિં ધરિ હત્થ;
જિમ હુ વીનવું એ બાલક પરિ લવું એ. ૧૨

તારિ તારિ જગબાપ સાભલિં માહરાં પાપ;
કરજોડી કહું એ તુઝ આણું વહું એ, આલોયણ કહું એ. ૧૩

છોડિ છોડિ મુઝ કર્મ તું જાણે સહું મર્મ;
કહતાં લાજીઇ એ ભવ ભય ભાજીઇં એ. ૧૪

ન લહુ ભવનો પાર જીવની આદિ લગાર;
સુહુમનિગોદમાં એ જનમ મરણ ષમ્યાં એ. ૧૫

સાઢાસતર ભવ વાસ એકણિ સાસોસ્વાસ;
એણિપરિ લાગલગા એ કરતા ઉભગા એ. ૧૬

બિસેં છપન્ન તિણેં ભવિ આવિલીકા કહેં કવિ;
એક આવિલીતણા એ અસંખ્યાતસમેં તે ભણ્યા એ. ૧૭

સમય સમય પ્રતિં જીવ બાધઇં બોદિ સદૈવ;
કર્મ ઘણા કરઇ એ ધર્મ ન આચરિં એ. ૧૮

તિહાંથી બાદર થાઇં અકામનિજરા પસાઇં;
ત્રસપણું આચરિં એ બિતિચોરિંદ્રી ભવ ફરિ એ. ૧૯

સન્નિ અસન્નિ અનંત પચેદ્રી તીર્યંચ જત;
ક્ષણનારકિ પણિં એ દેવલોક અવતરિં એ. ૨૦

અનુક્રમિં માણુસ જન્મ પાંમ્યો શ્રીજિનધર્મ,
વિમલગિરિ આવીયો એ તુ પ્રભુ પાવીયો એ. ૨૧

॥ ઢાલ ૫ ॥

આજ સષી મઇં નયણે નિરષ્યો વિમલાચલ ડુંગરીયો રે;
જાંણું ચિંતામણિ મઇં પામ્યુ ભવસાયર હું તરીયો રે. આ૦ ૧

કામધેનું મુઝ આંગણિ આવી કલ્પવૃક્ષ ઘરિ ફલીયો રે;
યુગલાધર્મ નિવારણ સ્વામી ઋષભદેવ જો મુઝ મલીયો રે. આ૦ ૨

ષટ ષંડ ચૌદરયણ નેં નવનિધ ચક્રવર્ત્તિ પદ પાંમ્યુ રે;
જો શેત્રુજો ડુંગર ફરસી ઋષભદેવ સિર નામ્યું રે. આ૦ ૩

બારઇ દેવલોક મેં લાધા ગ્રૈવેક નવ ભોગ રે;
સરવારથસિદ્ધિના સુખ વિલસ્યાં જો શેત્રુંજય સંયોગ રે. આ૦ ૪

મુગતિ મલી મુઝનિં મટકાલી જેહનો અત્રીહડ રંગ રે;
ભાગ્ય જોગ્યેં જો ગિર પાંમ્યો તો હું થયો અભંગ રે. આ૦ ૫

દશ દૃષ્ટાંતે દોહિલો લાધો માણુસનો ભવ શુદ્ધ રે;
શ્રાવકકુલ શેત્રુંજે યાત્રા જિમ સાકર જિમ દુધ રે. આ૦ ૬

સિદ્ધ અનંત એણિં વિમલાચલે કાકરિ કાકરિ કહીઇ રે;
તીણેં સિદ્ધાચલ નામ પ્રસિધુ એહનેં ધ્યાને રહીયેં રે. આ૦ ૭

નેમવિના ત્રેવીસ તીર્થંકર એણગિરિં કીધી યાત્ર રે;
પૂરવ નવાણુ વાર આદિસર સમોસર્યા વરગાત્ર રે. આ૦ ૮

અમૃતકુંડ અનેક ઇણિ ગિરે વિવિધ ઓષધી ઠામ રે;
વિવધરત્નતણો એ આગર તિણિં રત્નાકર નામ રે. આ૦ ૯

ચૈત્રીપૂનિમ ઋષભદેવના ગણધર પુંડરીક નામ રે;
પંચકોડિસ્યું એણિ ગિરિ સિદ્ધા તીણે પુંડરગિર નામ રે. આ૦ ૧૦

અસી જોયણ પહિલે આરે બીજે સિતર માન રે;
ત્રીજે સાઠિ પંચાસ વલી ચોથેં પાંચમે બાર પ્રધાન રે. આ૦ ૧૧

છટ્ઠે આરે સાત હાથ એ પોહલો પ્રભુ પ્રકાસે રે;
મુગતિ બારણું એ વિમલાચલ સયલ તીર્થંકર સાસે રે. આ૦ ૧૨

અજિત ધર્મ નેં શાંતિનાથ જિન ચોમાસુ ઇહાં કીદ્ધ રે;
ભાવ ધરી ભગતિ જે ભેટી તેહનાં વાંછિત સિદ્ધ રે. આ૦ ૧૩

જે નર નારી નિજ ઘરિ બેંઠાં ધ્યાન ધરેં આદિનાથ રે;
સહસ પલ્યોપમ કરમ તે ષપવેં ઇંમ જંપિં જગનાથ રે. આ૦ ૧૪

અભિગ્રહ લીધ કર્મ ષેપવિ લાષ પલ્યોપમ બાધુ રે;
શેત્રુંજે પંથે ચાલ્યો ધામી એક સાગર કરમ દાધુ રે. આ૦ ૧૫

ઋષભદેવ દરસણ જબ દીઠું સહુસગણુ કર્મ જાય રે;

પૂજા કરતાં મુગતિ જાવા સામસીતે થાઇ રે. આ૦ ૧૬
નાટક ગીત ગાન નેં વાજિત્ર કરતાં ફલ અનંત રે;
રાસ ભાસ પ્રભુજીનેં સ્તવતાં પંચમગતિ પામંત રે. આ૦ ૧૭
નેમતણી વાંણી ઇમ નિસુણી નદીષેણ અહીં આવ્યા રે;
અજિતશાંતિ પ્રસાદ વચિ રહી અજીસ તો કરી ફાવ્યા રે. આ૦ ૧૮

॥ ઢાલ ૬ ॥

એ ગિરિનાંમે ધરિ નિર્વનિધ એ ગિરિ નાંમેં વાંછિત સિદ્ધ;
એ ગિરિ નાંમથકી વર બુદ્ધિ એ ગિરિ નામ જપો મન શુદ્ધિ. ૧
એ ગિરિનામિ સુણો નિસદીસ એ ગિર નાંમ જપો એકવીસ;
વાચક ભાનુચંદ ગુરૂ સીસ દેવચંદ મનિં એ જિગીસ. ૨
શેત્રુંજો સિદ્ધાચલ નમો વિમલાચલ મોરે મનિ રમો,
સિદ્ધસિષર નેં તીરથરાજ સિદ્ધષેત્ર ને નગાધિરાજ. ૩
અષ્ટોત્તરશત કુટ મનિ ધરો સહસ્રકમલની સેવા કરો;
કવડનિવાસ વલી તાલજધજો ભગીરથ તીર્થ ભાવે ભજો. ૪
બાહુબલી મરૂદેવી ગિરિંદ મુગતિનિલય દીઠેં આનંદ;
સહસપત્ર શતપત્ર કદંબ વારઇં પાપતણા નિકુરંબ. ૫
ઢંકો લોહીવો રમણીક પુંડરીક મંગલ તરૂણીક,
વિદ્યાપાહુડ ગ્રંથઇ લહ્યાં વિદ્યાધર સુર નર મુનિ કહ્યાં. ૬
એ ગિરિ મહિમા જાણી ઘણો એકવીસ નામ સદા સહુ ભણો;
ભવિજિન ભાવે ભેટે જેહ દુરગતિ નીચ નિવારે તેહ. ૭

॥ ઢાલ ૭ ॥

આસ ફલી મુઝ મનતણી એ માલતડે, ભેટ્યો તુ જિનરાય,
ભાગી ભાવઠ ભવતણી એ મા૦ લાધો મુગતિ ઉપાય. સુણિ સુંદરી.લા૦ ૧
વંદન માહરી માનયો એ મા૦ સેવક કરયો સાર;
કરજોડી આગલિ રહ્યો એ મા૦ અરજ કરૂં વારોવાર. સુ૦ ૨
હું અપરાધી છું સહી એ મા૦ હું છું ગુનહગાર;
માય બાપ ગિરૂયા હોઇ એ મા૦ છોરૂની કરઇ સાર. સુ૦ ૩

ઘણું કાંઈ માંગુ નહી એ મા૦ કરો મુઝ એકજ કાજ;
મયાકરીનેં આલયો એ મા૦ મુઝને મુગતિનું રાજ. સુ૦ ૪
યાત્રા મનોરથ મુઝ ફલ્યો એ મા૦ પૂરવ પુણ્ય પ્રમાણ;
બંધવ વિવેકચંદ બુધવરૂ એ મા૦ બારિં શિષ્ય સાથેં જાંણ. સુ૦ ૫
શ્રીવિજયદેવસૂરિગછતણા એ મા૦ મુનિવર બિસિં વષાણિ;
બીજા નવસે દર્શની મિલ્યા એ મા૦ અવરને રાંણો રાણિ. સુ૦ ૬
સેવકની પોહુતી રલી એ મા૦ ઋષભનેં કીદ્ધ પ્રણામ;
પાછો પોહુતો સંઘ વલી એ મા૦ પાલીતાણિઈ ગામ. સુ૦ ૭
સમુદ્ર તિહાંથી ઢૂકડો એ મા૦ આવે વ્યાપારી લોક;
વસ્તુ કીયાણા નવ નવાં એ મા૦ આલી લ્યે નાણું રોક. સુ૦ ૮
પાલીતાણાથી ચાલીયા એ મા૦ કરતા પંથ પ્રયાણ;
કુશલે રાજનગર ગયા એ મા૦ કીધાં કોડિ કલ્યાણ. સુ૦ ૯
ભણેં ગણેં નેં સાંભલેં એ મા૦ એહ તવન જે જાંણ;
ઘરિ બેઠાં યાત્રાતણો એ મા૦ ફલ પાંમઇ સુવિહાણ. સુ૦ ૧૦
શ્રીતપગછપતિ ગુણનિલો એ મા૦ શ્રીવિજયદેવસૂરિંદ;
જાણે જિગિ ઉદયો સહી એ મા૦ મૂરતિવતો ચંદ. સુ૦ ૧૧
સાહ થિરા નંદનવરૂ એ મા૦ મોહનવલ્લી કંદ,
જે સેવઇં ભાવઇં કરી એ મા૦ તસ ઘરિ નિત્ય આણંદ. સુ૦ ૧૨
શ્રીવિજયદેવસૂરિ પાટિં જયો એ મા૦ શ્રીવિજયસિંહસૂરિરાય,
જેહનેં પ્રણમેં નિત્ય પ્રતિ એ મા૦ સુરનર ભુપતિ પાય. સુ૦ ૧૩
સીસ વાચક ભાનુચંદનો એ મા૦ માગઇં દેવચંદ દેવ,
વલી વલી મુઝને આલયો એ મા૦ શેત્રુંજય કેરી સેવ. સુ૦ ૧૪

## કલસ.

ગુરૂ શ્રીહીરવિજયસૂરિ પસાયેં શ્રીભાનુચંદ ઉવઝાયા,
કાસમીર અકબરસા પાસઇં શેત્રુંજય દાણ સુરાયા;
તાસ સીસ દેવચંદ કહેં એ ગિર ગિરનો રાયા,
ભેટયો ભાવ ધરી એ તીરથ મનવંછિત સખદાયા.
આજ મનવાંછિત સુખ પાયા. ૧૫

સંવત્ ૧૭૬૯ વર્ષે પં૦ દાનચંદ્રેણ લિષતં પત્તનનગરે.



॥ ॐ ॥

पं०—मेघविरचित

# तीर्थमाला.



સેત્તુંજ સામી રિસહજિણંદ પાપતણાં ઉમ્મૂલઇ કંદ;
પૂજ્યા સિવસુખ્ખ સંપત્તિ દિયઇ તૂઠઉ આપણુ કન્હઇ પ્રભુ લિઇ. ૧

જગચિંતામણિ ત્રિભૂવનધણી પૂજ કરિસુ રિસહેસરતણી;
નામિ તુહ્મારઇ મન ઊલટઇ પાપ પડલ સહુ પગિ ડાબટઇ. ૨

સુરઠદેસ મંડણુ ગિરિનાર તસુ સિરિ સામી નેમિકુમાર;
તજી રાજ રાજિમતી નારિ નેમિનાથ બાલબ્રહ્મચારિ. ૩

તીરથ અષ્ટાપદ મંડાણિ કંચણ મણિવર બિંબ વખાણ:
માનિ પ્રમાણિ ચઉવીસ જિણંદ તીરથ થાપિઉં ભરત નિરંદ. ૪

ભરૂઅછ નયર ભલઉં સાંભલી મુનિસુવ્રત પૂજ મનિરૂલી:
જાતી સમલિકુંયરિ રાયતણી સમલીથકી આટકીયઇ હુણી. ૫

મુનિવર સુમુખિ સુણિ નવકાર તતખિણિ પામિઉં મોખ દુઆર;
રાજ રિદ્ધિ સુખ લાધા ઘણાં એ ફલ સુણિ નવકારઇતણાં. ૬

સોપારઇ શ્રીજીવતસામિ સંકટ ભાજઇ જેહનઇ નામિ;
કુંકુંણુ કલહથ નઇ મલબાર સોપારઇ શ્રીનાભિ મલ્હાર. ૭

ખંભનયર તીરથ હિ ભણઉં સકલ સામિશ્રી છઇ થંભણઉં;
ધણુદત્તતણાં પરહુણ જે હુંતા સમુદ્રમાહિ રાખિયાં બૂડતાં. ૮

ધણુદત્ત સાહુ સપનંતર લહઇ સાસણુતણી દેવિ ઇમ કહઇ;
ત્રેવીસમઉ દેવ મનિ ધરે કુસલ ખેમિ પરહુણુ જાઇ ઘરે. ૯

મગલોર હું તઉ સાંચરિઉં ખંભનયર સોપારઇ ફિરિયાં;
પૂજ્યા સકલ સામિથંભણા અજી મનોરથ છઇ મનિ ઘણા. ૧૦

જાણુઉં સુરઠદેસિ જાઇઇ ઘોઘે પાસદેવ ધ્યાઇઇ;
ચંદ્રપ્રભ પાટણ્િ દેવકઇ કરઉ સાર સામી સેવકઇ. ૧૧

વીરમગામિ નયર પાટરી ઝાલાવાડિજ પૂજા કરી;
ધંધૂકઇ ધવલકઇ મઝારિ હુરષઇં પૂજ માડઇ નરનારિ. ૧૨

નરસમુદ્ર પાટણુ વર નમઉં નગરમાહિ સવિહું મૂલિગં;
પંચાસરઉ પાસ તિહાં ભલુ આસસેણુરાય તિહિ કુલિતિલઉ. ૧૩

કરઉ પ્રસાદ સામિણ્િ સરસતી નયરમાહિ ધુરિ કરણાવતી;
વિનય વિવેક દેસ દંડાહિ કરિસુ પૂજ્ય મહિસાણામાહિ. ૧૪

વીસલનયર ધર્મ અહિઠાણુ પાસભવણ્િ નિતુ કરઉં મંડાણુ;
વીતરાગ ચલણે લાગી સામી કન્હા મુગુતિ માગીઇ. ૧૫

વડઉં નયર સેતુજ તલહટી કાલિ ભાવિ પરગત ગિઉ ગલી;
રિષભદેવ સામીનઉં ઠાણુ વડઊં નયર આણંદપુરૂ માણ્િ. ૧૬

સીધપુરે વહલી વડગામ ધાણુદઇ જિનવર કરઉં પ્રણામ;
હાથીદરે ગામિ હિગાલિ જિણુપૂજ માડિઇં ત્રિકાલ. ૧૭

આદિનગર પાલ્હણુપુરૂ વલી પાસ જિણિંદ પુજઉ મનિ રૂલી;
પાલ્હણુ આંગિ રોગ સવિ ગમિઆ પારસનાથઇ હેલાં નીગમ્યા. ૧૮

ચઉરાસી સીકરિધરસાહ પાસ ભુવણ્િ નિતુ કરઇ ઉચ્છાહ;
સોલ કોસીસા સોનાતણાં બીજા જિણહ ભુયણ્િ અતિ ઘણાં. ૧૯

સીતાપુરિ અનઇ સુરતરઇ માલવણ્િમાહિ પૂજા કરઇ;
ધાણુધારમાહિ તીરથ અનેક કરિસુ પૂજ નિતુ નવી વિવેક. ૨૦

ઈડરગઢિ રિસહેસર ભલઉ નાભિરાય મરૂદેવી કુલિ તિલઉ;

ગ્યાસી પૂરવ લક્ષ કિઉં રાજ સંજમ લેઈ પ્રભુ કિઉં કાજ. ૨૧
તારણગઢિ શ્રીઅજિત જિણિંદ હરષિઇં થાપ્યા કુમરનરિંદ;
ચઊદસય ચુમાલ જિણભૂયણિ અવર રાય તું જામલિ કવણ. ૨૨

પાંસીને છઇ પાંચ પ્રસાદ સુરગિરિસિઉં તે માડઇ વાદ;
ચંદણ કુસુમિ ધૂપ ધરિ ધરઉ જિણવરતણી પૂજ નિતુ કરઉ. ૨૩
તીરથ આરાસણ મંડાણિ જિહા રૂપા સોનાની ખાણિ;
સાત ધાત કહીઇ જૂજઇઅઈ ત્રાંબા તરૂઆની છઇ કુઈ. ૨૪

સરલ તરલ વનસપતી ઘણી આદિ નેમિ લોડણ તિહિ ધણી;
સંતિ વીર પૂજઉ નિતુ ભાવિ વિઘન સવે ટાલઇ અંબાવિ. ૨૫
નગર ચડાઉલિના ગુણ ઘણા ભવણ અઢારઇ છઇ જિણતણા;
ચઉરાસી ચહુટે હિવ ફિરઉં ઠામિ ઠામિ દીસઇં ભૂહરિઉં. ૨૬

મૂલનાયક શ્રીનાભિ મલ્હારિ જિણ દીઠઇ મનિ હર્ષ અપાર;
કરઇ પૂજ શ્રાવક મનિ હસી નગર ચડાઉલિ લંકા જિસી. ૨૭
આઉલિ તડિતોલી પ્રાસાદ એ બિહુ થાનકિ દેવ યુગાદિ;
ત્રિસલાદેવિ ઊયરિ ધરિ ધીર મુંડથલઇ પૂજઉં મહાવીર. ૨૮
ઊંબરણી લઘુ બાણારસી તેહની વાત કહઉં હિવ કિસી,
ઊંબરણી અરબદ તલહટી પ્રાસાદ કરાવિઉં સંઘિઇ હટી. ૨૯

ઘર દેવાલે છઇં બિંબ ઘણા લિઉં નામ સવિહું તેતલા;
કારઉલી શ્રીસંતિજિણંદ આંમથલઇ આદીસર વંદિ. ૩૦

કાસદ્રે અરબદ તલહટી આદિ નેમિ પૂજઉં પાય લટી;
ઓલ(ઉંડ)દેલાણઉં છઇ બે ગામ ચંદ્રપ્રભ સામિ લિઉં તસ નામ. ૩૧
ડીડલઉદ્રિ સંતીસર નમઉ ત્રીસોલી જિણ ત્રેવીસમઉ;
ભારિજઇ શ્રીદેવયુગાદિ તડથલી મહાવીર પ્રસાદ. ૩૨
ભીમાણઇ શ્રીસુવ્રત નમઉ તીર્થંકરમાહે વીસમઉ;

## ભાષા.

પ્રથમ તીર્થંકર શ્રીયુગાદિ ચલણે સિરિ નામીઅ;
તુમ્હ સાથિ અમ્હ સુગતિ આપિ સેવક કહઇ સામી. 33

નાભિરાયકુલ મંડણુઉ અર્બુદ અવતાર;
વિમલ મંત્રીસર થાપિઅં નિરમાલડીએ દીઠઇ હરષ અપાર. 3૪

સૂતઉ જાગિઉ વિમલસાહ નિસિ હુઉ વિહાણું,
મઇ દેઉલિ દીધી ધજા કુંજર સાહિઉ કાનિ;
ગુરૂ આગલિ સપન કહઇ નિરમાલડીએ બઇઠઉ વિમલપ્રધાન. 3૫

તઇં ડંડી સવિગમ દેસ ભૂપતિન ભૂપાલ,
તઇં દુહવ્યા ત્રજિંચ ઢોર અસ્ત્રી અનઇ બાલ;
આલોઅણ આપઉં કિસી ન લહુ સંખ ન પાર,
શ્રીઅરબદગિરિ ઊપરિઇ નિરમાલડીએ થાપે તું જઇન વિહાર. 3૬
ગુરૂ ઉપદેસિઇ વિમલસાહ મનિ કરઇ વિચાર,
અભંગ તીરથ અરબદ ભલઉ વેચિસૂ ભંડાર;
ઋષભદેવ મનમાહિ ધરઉ મન સમરઉ અંબાવિ,
શ્રાવકનઇ દ્રવ્ય સંપડિઉ નિરમાલડીએ વેચઇનઇ સરલ ભાવિ. 3૭
ડંડનાયક શ્રીવિમલસાહ તીર્થ થિર થાપિઅ,
ભરડા કહ્યા લેઇ ભૂઇ ગર્થ તેહનઇ ઘણુઉ આપી;
અંબાઈ આવી ઇમ કહિઅં માડે અડપ્પ અપાર,
થાનક શ્રીમાતાતણઇ નિરમાલડીએ થાપે જૈન વિહાર. 3૮
પિહલા તેડાવ્યા સૂત્રધાર મુહુરત લિઉ મ લાઉ વાર,
રાંગ ખણાવઉ દેઉલતણી મૂં મનિ ઉકંઠા છઇ ઘણી. 3૯
સૂત્રધાર જોઇ એક માહ દ્રવ્ય કેતે તુ વેચિસિઇ સાહ;
રાંગ ખણાવઉ દેઉલતણી બદરેસિઉં કરિજ્યો પૂરણી. ૪૦
કે સોના કે રૂપાતણા વિમલિ નખાંવિઆ આણી ઘણા,
સૂત્રધાર જોઇ કસવટી વિમલસાહએ ગાઢઉ હઠી. ૪૧

તિલક વધાવઉ વિમલસાહ જિણસાસણિ જિણિ કીધ ઉત્સાહ;
તીરથની કીધી થાપના નાઠા સુભટ સવે પાપના. ૪૨

ઠવણિ.

દિગવિજઇ કરી શ્રીવિમલ ઘરિ આવિઆ,
ગુરૂતણે વચને પ્રસાદ મ ડાવિયા;
મોકલિયા જણ ઘણા આણિ આરાસણે;
રૂપમઇ થાંભ તુમ્હે કાઢિજો તિહાં ખણી;
પાટ થંભાસિરાં ઘાટ દેઉલતણાં,
આણિ તીરઇ રહિઅ ઘડઉ અતિઘણાં;
જોતરિયા રહકલ વૃષભ કૂલિરિ ચરઇં,
દેવિ અંબાઈ વિનઇ સદા નેવજ કરઇ. ૪૩
વાટ રહકલતીણી ગામ વાસિયાં ઘણાં,
પૂરવી ચિતવિઉં સાર સવિહં તણઉં;
નયર ચંદ્રાવતી ઘાટ આવિઉ ઘડિઉ,
પાજ આરાસણતણી વેગિ ઊપરિ ચડિઉ;
પૂરિયાં ભિડલાં પીઠ બાંધ્યાં ઘણાં,
નીપનઉ ગભારઉ શ્રીવિમલવિસહીતણઉ. ૪૪

ઠવણિ.

ક્ષેત્રપાલ મનિ કસમસ કરઇ મો આગલિ કુણ દેઉલ કરઇ,
ઘણા દીહ દાખિન સાસહિઉ અંબાઈ જઈ આગલિ કહિઉ,
અંબાઈ કહિઉં ખેતાવીર જિણ જીતા છઇ રાય હમીર,
દેવિ અંબાઈ વિવસઇ ખવે એહસિઉં પ્રાણ મ માંડે ભવે. ૪૫
બાંભણિઉ રાય અરબુદિ લીઉ રૂવનયર પૂરવદિસિ લીઉ;
જીણિ જીતા બારઇ સુરતાણ કોઇ ન માંડઇ એહસિઉં પ્રાણ. ૪૬
એ વર આલઇ દેવિ અંબાવિ એ બલિબાકલ દેસિઇં ભાવિ;
વિનઉ કરીનઇ નેવજ માગિ એહ વિણાયગ ઇહઇ લાગિ. ૪૭
મ કરિ રોસ જૂઠઉ વાણિઉ દુસટકાલ એહનઉ પ્રાણિઉ;
અવર કોઈ બીજઉ જાણિસિઇ તઉ પગિ સાહીનઇ તાણિસિઇ. ૪૮

એતલ વીર મ હુઉ આકુલા તમ્હનાં દિવશવિસ બાકુલા;
તિલવટિ તેલ રધાવ્યા ચિણા એતલનઇ દેવરાવ્યા ઘણા. ૪૯
વિમલિ મનાવિઉ વાલી નાગ ટાલિઉ ભૂતપ્રેતનઉ લાગ;
દીહ બિ ચ્યારઇ ઇંડિઉ ઘડિઉં તતખિણિ દેઉલ ઊપરિ ચઢિઉં. ૫૦
મનમાહિ હરષઉ વિમલ અપાર દાદઉ પ્રગટ હુઉ મઢમાહિ;
અબાઈ આવી ઇંમ કહિઉં બિંબહુતઉ તે થાનક ખણિઉં. ૫૧
મનમાહિ હરષિઉ વિમલડસાહ તતખિણિ તેડાવ્યા સૂત્રધાર;
ઘડઉ ઘાટ દેઉલતણઉ મુહમાગિ ગરથ લિઉ ઘણઉં. ૫૨
ઘડઉ ઘાટ માંડઉ કોરણી એકએક પાહિઇં અતિ ભલી;
હસ્રત મુખ થાંભે પૂતલી કુતિગ કરઇ રૂપ તે વલી. ૫૩
અરબદગિરિ તીરથ કિવિલાસ જિણિ થાનકિ જણુજણુ પૂજઇ આસ;
ગુફામાહિ દાદઉ ધુરિ ઠવિઉ વિમલમંત્ર સપનઇ આવિઉ. ૫૪
કરઉ પ્રસાદ ટાલઉ સવિ અલી વિમલ મંત્રીસર પૂગી રૂલી;
નેમિભુવણુ જિસિઉ રૂલિઆમણુઉં વસ્તુપાલ વિત વેચઉં ઘણુઉં. ૫૫
આરાસણ અણિઉ પાષાણુ નેમિભુવણુ જિસિઉં ઇંદવિમાણુ;
પીતલ ઉર સિરિ રિસહજિણુંદ જિણિ દીઠઇ મનિ હુઇ આણુંદ. ૫૬
જાઇવેલ સેત્રત્રાં લીયાં પૂજા હુયા પાપ સવે ગયાં;
જિમણુઇ પાસઇ છઇ દેહરા તે મંડાવ્યા ખમણાતણા. ૫૭
તીણુઇ બિબ બાઇસારિયા ઘણાં તે કહીઇ સવિ ખમણાતણાં,

### વસ્તુ.

તીરથ થાપિઅ તીરથ થાપિઅ અભંગ ઇણિ ઠામિ,
શ્રીઅર્બદગિરિ ઊપરિઇં વિમલમંત્રિ આઘાટ રોપીઅ,
બાર પાજ વહતી કરી આવઇ સંઘ અપાર;
અબાઇ સાનિધિ કરઇ આવિઉ ગઢિ ગિરિનારિ. ૫૮
ઘણી વાત અરબદની ભલી અગ્ઇ જાસિઉં હિવ જીરાઉલી;
પ્રગટ પાસ કરઉ અતિ ભલઉ સકલસામિ શ્રીજીરાઉલઉ. ૫૯

સદા સઘ આવઈં અતિ ઘણા પ્રત્યા પૂરઈં સવિહુ તણા;
ભાજઈં ભીડ રોગ સવિ ગમઇ જીરાઉલઉ પાસ ઇણિ સમઇ. ૬૦

મડાહુડી સાહિ વડગામ સાચરઉ શ્રીવીર પ્રણામ;
કાકરિ થિરાઉદ્રિ જિણ ચઉવીસ રતનપુરિ પૂરઇ નિસિદીસ. ૬૧

જાઉ ભટાણે વીજૂએ પ્રાસાદે પૂજઉં જૂજૂએ,
સીરોહડી સકલ શ્રીપાસ મનહુતણી જિણિ પૂજઇ આસ ૬૨

સિરિ રિદરિ વેલાંગરી વિચારિ ખુરહુાડઇ પૂજઇ ત્રિણિકાલ;
અરબદ ગોઢિ આદિ અહિચરે કરિસુ પૂજ જિણવર ટોકરે. ૬૩

શ્રીજાલઉરિ નયરિ ભીનવાલિ એક વિપ્ર બહુ નદ વિચાલિ;
નિઊ સહસ વાણિગના ઘણાં પચિતાલીસ સહસ વિપ્રાંતણાં. ૬૪

સાલાં તાલાં નઇ દેહુરાં પ્રાસાદે જિણ પૂજા કરાં;
મુનિવર સહસ એક પોસાલ આદિનગર એહવઉ ભીનમાલ. ૬૫

ઉડૂંલાસ નઇ કોરટઉ રાણિગગામમાહિ તિલહુટઉં;
કાલધરી ગામ ગોહિલી દિઇ મુગતિ સામી સોહિલી. ૬૬

આદિનાથ અવદાત અનેક સીરોહી નિતુ નવી વિવેકિ;
લોટાણુઇ નાણુઇ નાદીઇ નીનોડઇ જિણવર જે વાદીઇ ૬૭

કોડીદરઇ સતિ લિઉ નામ અજાહુરી ગઢિ વીરપૂર ગામિ,
ઝાઝઉલી સિરિ સતિ જિણદ પાપતણા ઉમ્મૂલઇ કદ. ૬૮

પીડરવાડઇ સિરિવર્દ્ધમાન સકલસામિ ઇક બાભણવાડ,
એકલમલ્લ કાહુનઇ પાનહીપાડિ........................ ૬૯

વગડામાહિ લિઇ ભોગ ખણુવચન સવિ ટાલઇ રોગ,
વીરવાડઇ ઇક ધમ્મર્ વિચારૂ નાણુઇ ત્રિસલાદેવ મલ્હાર. ૭૦

જાઉં સીવેરઇ સીંધલઇ માલ્હુણસૂમાહિ પૂજા ભલઇ;
જાઇ વેલ ચંપક રૂલીયડી પાદ્રાડઇ પૂજઉં મઊઅડી. ૭૧

સકલ સામિ સાંનિધિ કરઇ આવ્યા લોક સરણિ ઊગરઇ;

વીસલપુરિ વાલ્હી ઊદરિ બાલીસઈમાહિ પૂજા ફિરી. ૭૨

તીરથતણુઉ ન જાણુઉં પાર જાબોરઇ જિણુ કરઉ જુહાર;
બહેડઉં હાથુડી ગામ સિણુવાડી જિણુ કરઉં પ્રણામ. ૭૩

મૂડાડઇ માદડી સનાથ વરકાણુઇ સિરિ પારસનાથ;
જાઉં હેવઈ દેસ સાતસઇ નાડોલાયા મન ઉલ્લસઇ. ૭૪

જિણુહ પૂજ તિહા દિન વિહાણુ આસલકોટમાહિ મ ડાણુ;
તીરથ સંખ્યા કરઉં મેવાડિ તે પુણુ નહી અમ્હારઇ પાડિ. ૭૫

દેઉલવાડઉં નાગદ્રાહા ચીત્રોડ આહડ કરહેડઉ વધણોર;
જાઉર મજ્જયઉર સાદડી જિનવર નામ ન મૂકુઉં ઘડી. ૭૬

અજીઅ તીરથ ઘણાં છઇ ભલાં મઇં દીઠા કહિયા તેતલાં,
કઇલવાડઇ કરહેડઉ પાસ મનહતણી જિણુ પૂરઇ આસ. ૭૭

કુંભલમેરૂ રિસહેસર દેવ અરબ્બદથિકા આવિયા હેવ;
અરબદ સિખિરથિકા ઊતરી વલાશ્રૃંગિ રહિયા ઘર કરી. ૭૮

કુંભકર્ણ સપનંતર દિયઉં તઉ વિંધ્યાચલ ગિરિ આવિઉં,
દુર્ગકોટ રાય દિઉં નામ કુંભમેરૂગિરિ વિસમઉં ઠામ. ૭૯

વર્ણ છત્રીસ નહી કામણા આણ્યા લોક ચિહુ દિસિતણા;
કરઇ ભગતિ રિસહેસરતણી વિઘન સવે જાઇ તિહિ ટલી. ૮૦

વિવહારીયાતણી ગજઘટા સાત સહસ કીધા એખટા;
ઘણા બોલ બોલિયા ગુણવંત નાગોરઉ આણિઉ હણુમંત. ૮૧

સોઝતિથિકઉ વિણાયગ લીઉ કઇલવાડી પોલિઇ માંડીઉ;
નાગોરઉ આણિઉં હણુમંત રાણુપુરી પોલિઇ માંડીઉ. ૮૨

સોઝતિ સામી અનઇ ફલવર્દ્ધ પાસ જિણેસર આલઇ બુદ્ધિ;
માય બાપ ઠાકુર તિહા ધણી પાછા વલિઆ રાણુપુરભણી. ૮૩

નગર રાણુપુરિ સાત પ્રાસાદ એક એકસિઉં માંડઇ વાદ;
ધજા દંડ દીસઇ ગિરિવલઇ ઈસિઉ તીરથ નથી સૂરિજ તલઇ. ૮૪

પાઉ રોપિઉ પુરસ સાત તેહતણુઉ થડાબધિ દ્રવ્ય લાગઉ ઘણુઉ;
બાર સાખ તોરણિ પૂતલી ઘણુઉ દ્રવ્ય લાગઉ તિહિ વલી. ૮૫

ધન જીવીઉં ઘરણિગ તુમ્હતણુઉં વિત વેચિઉં ચઉમુખિ આપણુઉં;
વલાશ્રૃંગિ રોપીઆ ઘાટ પુણ્યતણી કીધી વહુતી વાટ. ૮૬

પાંચ તીરથ તિહાં પાંચ પ્રાકાર પાવા પ્રગટ નઇ વૈભાર,
ચ પા મથુરા રાજગિહી તે થાનકિ જે દીસઇ સહી. ૮૭

એકસઉ તીરથ વિસોતર નામ ઈ ણિઇં ભણિઇ હુઇ સવિહું પ્રણામ;
શ્રાવક મુગતિથિકઉ અલજયા એહ તવન ભણિજ્યો હો ભયા. ૮૮

'**મેહેઉ**' કહઇ મુગતિનઉં ઠામ સદા લિઉં તીર્થંકર નામ;
તીરથમાલા ભણુઉ સાંભલઉ જાઈ પાપઘટ હુઇ નિરમલઉ. ૮૯

શ્રીસોમસુંદરસુરિ ॥ શ્રીરત્નશેષરસૂરિ ॥ શ્રીલક્ષ્મીસાગરસૂરિ ॥ પ૦ ॥
સ વેગજયગણિ ॥ પ૦ ધર્મસુંદરગણિ । સુમતિજયગણિ ।
લિખિત પ૦ હાસાસુત મના પઠનાર્થં શુભં ભવતુ ॥





ॐ

पं०—महिमाविरचित

# चैत्यपरिपाटी.

---

**ઢાલ.**

ગિરથી નદીઆં ઉતરિ રે લો, એ દેસી.

શ્રીવાગેશ્વરી વીનવું રે લો કહિસું જિનગુણગ્રામ રે; સાહેલી.
રથ મોટાં માનીઇ રે લો જોયાં ઠાંમોઠામિ રે. સા૦ ૧

પ્રણમુ હૂં પરમેસરૂ રે લો રાજનગરથી માંડિ રે; સા૦
સંખ્યા કહું જિનબિંબની રે લો અંગથી આલસ છાડિ રે. સા૦ પ્ર૦ ૨

પ્રતિમા સપ્રતિશયની રે લો શ્રીસરષેજ મઝારિ રે; સા૦
સાણંદગાંમિ શાંતિજી રે લો જિનવર અતિમનોહારિ રે. સા૦ પ્ર૦ ૩

પ્રતિમા ષુરંજગામિની રે લો દીઠી નયણે દોય રે; સા૦
હરખ્યા વીરમગાંમિથી રે લો બિંબ સતાવન જોય રે. સા૦ પ્ર૦ ૪

માંડલમાંહિ મૂલગાં રે લો સતાવીસ જિનરૂપ રે; સા૦
પંચાસરમાં પાસજી રે લો શ્રીસષેસર ભૂપ રે. સા૦ પ્ર૦ ૫

પૂરવ દેહરિ જાણીઇ રે લો એકસો બિતાલીસ રે; સા૦
ગામ સમીઇં વષાંણીઇ રે લો પ્રતિમા દોઇ જગીસ રે. સા૦ પ્ર૦ ૬

રાધનપુર રલીઆંમણું રે લો જિનહર છિ સુખકંદ રે; સા૦
પ્રતિમા તિહાંકણિ ચ્યારસિં રે લો વંદ્યા તિહાં જિનંદ રે. સા૦ પ્ર૦ ૭

સોઈ ગાંમનિ દેહરિ રે લો ત્રણિસિ સડતાલીસ બિંબ રે; સા૦
પારકરિમાં પ્રતિમા વલી રે લો વેદ સંખ્યા અચંભ રે. સા૦ પ્ર૦ ૮

ધવલ ધીંગ ગોડી ધણી રે લો પાસિં ચઉવીસ દેવ રે; સા૦
ભાદુરમાંહિં જિનબિંબની રે લો સંખ્યા ત્રીસ છિ હેવ રે. સા૦ પ્ર૦ ૯

થિરપુર મંડન વીરજી રે લો જિનહર છિ તિહાં પંચ રે; સા૦
ઘરિ દેહરાસર છિ ભલાં રે લો પ્રતિમા સહિસનુ સંચ રે. સા૦ પ્ર૦ ૧૦

સત્યપુરિં જિનવીરજી રે લો એકસુ અહિસી માંન રે; સા૦
પ્રતિમા પાંચિ દેહરિ રે લો કહિ મહિમા પ્રમાણુ રે. સા૦ પ્ર૦ ૧૧

## ઢાલ.

સહિર ભલો પણિ સાંકડુ રે, એ દેસી

ભીનમાલનિ છ દેહરિ રે છસિ નિ પચતાલ રે; ચતુરનર,
મોદિરામાંહિ જાંણજ્યો રે લાલ પ્રતિમા ચ્યાર વિશાલ રે. ચ૦ પ્ર૦ ૧

જાલુરગઢમાં સુંદરૂં રે દેહરાં છિ ઊતંગ રે; ચ૦
સહિસ દોઇ એકતાલસ્યુ રે લાલ પ્રતિમાસ્યુ મુઝ રંગ રે ચ૦ પ્ર૦ ૨

સોવિનગિરમાં સાહિબા રે ઊપરિ ત્રણ્ય પ્રસાદ રે; ચ૦
પંચ્યાસી પ્રતિમા કહૂં રે લાલ ભમરાંણીઇં ઉલ્હાદ રે. ચ૦ પ્ર૦ ૩

ચ્યાર મજિલ છગામમાં રે ધુણાલિ સુષકાર રે; ચ૦
ચુરાસી પ્રતિમા કહૂ રે લાલ છવીસ પુનાસિ સાર રે. ચ૦ પ્ર૦ ૪

જોધપુરઇં પ્રાસાદમાં રે સાતિ દેહરિ તેમ રે; ચ૦
પાંચસિ સાત્રીસ બિંબનિ રે લાલ પુજુ આણી પ્રેમ રે. ચ૦ પ્ર૦ ૫

મંડોરગાંમનિ ડુંગરિં રે મોટા ત્રિણિ પ્રાસાદ રે; ચ૦
એકાવન પ્રતિમા ભલી રે લાલ ગંગાણીસ્યું વાદ રે. ચ૦ પ્ર૦ ૬

બિંબ નેઊ બિ દેહુરિ રે બિઘાણિ ચોવીસ રે; ચ૦
કાપ્રેડિ બેહું મંદિરિં રે લાલ પંચ્યોત્તરિ જગદીસ રે. ચ૦ પ્ર૦ ૭

પીપ્રાડિ ઉગણુસટ્ઠિની રે લાલ પ્રતિમા મંદિર જોઇ રે; ચ૦
બોરાણિ દસ એકની રે લાલ કઠનારિં રસ હોઇ રે. ચ૦ પ્ર૦ ૮

ફલવદિ શ્રીજિનપાસજી રે પ્રતિમા સડતાલીસ રે; ચ૦
મેડતામાંહિ મોહિની રે લાલ ઇગ્યાર નિ તેરઇં ઇશ રે. ચ૦ પ્ર૦ ૯

સહિસ એક શત એકનિં રે ઉગણુચ્યાલીસ તેમ રે; ચ૦
આણંદપુર બિ દેહરિ રે લાલ એકસો સાત્રીસ એમ રે. ચ૦ પ્ર૦૧૦

## ઢાલ રસીયાની.

જિતારણિ હો મંદિર બેહુની બિંશત ત્રાંણુ રે સંત; સષીરી૦
આણુવાગાંમિં રે આદિ જિનવરૂ દેવલી દોઇ ગુણુવંત રે. સ૦ ૧

હું નિત પ્રણુમું શ્રીપરમેસરૂ કાલુપિ પ્રતિમા રે ચ્યાર; સ૦
સોઝિતમાંહિ સાતિ જિનહરે એકસો ત્રેવીસ જુહારિ. સ૦ હું૦ ૨

દૂધવડમાંહિ ચ્યારિ મનોહરૂ વીઠેડિ નવ અપાર; સ૦
બાંતિ છત્રીસ ત્રણિ પાંચોટીઇં નીપુરિં રસ ગુણુકાર. સ૦ હું૦ ૩

નાંડોલિ નવ મંદિર મૂલગાં છસઇં છન્નૂ ગુણુવંત; સ૦
ઘણોરઇ છત્રીસ પ્રતિમા વંદીઇ કુભલમેરેં રે કંત. સ૦ હું૦ ૪

છત્રીસ જિનની મૂરતિ પેષીઇં સાદડીમાંહિ શ્રીવંત; સ૦
નવસિં છત્રીસ પ્રતિમા દેષીઇં દેહરિ શ્રીભગવંત. સ૦ હું૦ ૫

રાંણુપુરિં દેહરાં પાંચિ પ્રભુતણાં સહસબિચ્યારસિ માંનિ; સ૦
ત્રિહિપન અધિકી પ્રતિમા પૂજીઇં માદલિ ત્રણિ ગુણુષાંણિ. સ૦ હું૦ ૬

નીદંડી ગાંમિ ત્રિણિ મૂરતિ વલી શ્રીવરકાણે રે ભાવિ; સ૦
પ્રતિમા પાંચસિ પૂજી પ્રેમસું પચાવન્ન બિંઝેવાવિ. સ૦ હું૦ ૭

ષીમેલિ પાંત્રીસ પ્રતિમા રૂઅડી પુરાડિ પંચવીસ; સ૦
જાષોરિં ચૌદિ જિન દિનકરૂ પાલિં ચૌદિ રે જગીસ. સ૦ હું૦ ૮

પોસાલી ત્રિણિ ઇટવાલિ દસ ભલી વાઘતલાઇ રે દેષિ; સ૦
વાઘપૂરમાં વીસ મૂરતિ લહી કોલરગામિ રે પેષિ. સ૦ હું૦ ૯

પ્રતિમા અઠાવીસ તે પ્રણમીઇં શિવપુરનગરિં રે નિવાસ; સ૦
મંદિર ઇગ્યારિ સહિસઆરસું એકોત્તરિ સુવિલાસ. સ૦ હું૦ ૧૦

## ઢાળ.

સીતા તો રૂપિં રૂડી, એ દેસી.

નાંકોડિ પ્રતિમા આઠિ ધાણિ મહાવીર સીતરિ ઘાટિં હો; મૂરતિ અતિ રૂડી.
ફિરગાંમિ દેહરાં બિ સોહિ દેહરાસરિ મનડુ મોહિ હો. મૂ૦ ૧
માંડલઇ ત્રિણિ પ્રતિમા દીસિ નાંદ્રોડિ હીયડું હીસિ હો. મૂ૦ ૨
નીતોડિ પાત્રીસ દીઠી કાચોલી ચ્યારિ મીઠી હો. મૂ૦ ૩
સાગવાડિ રૂપ અઢાર અચલગઢમાંહિ વિહાર હો. મૂ૦ ૪
ત્રિણિ દેહરિ ત્રિણિસિં પચાસ આબુસિષરિ પાચ ઉલ્હાસ હો. મૂ૦૫
ચૌદસિ છ પ્રતિમા જાણુ કાંસિદ્રિ દેવ વષાણું હો. મૂ૦ ૬
પ્રતિમા દસ મોહનગારી આમથલિ છત્રીસ સારી હો. મૂ૦ ૭
એકસો પચતાલીસ કહીઇં મુંગથલિ પ્રતિમા લહીઇ હો. મૂ૦ ૮
રોહમાંહિ અડતાલીસ ત્રણ્ય દેહરિ શ્રીજગદીસ હો. મૂ૦ ૯
સીડોત્તરિ દેહરાં બિ માનું બિંસિ અઢારબિંબ પ્રમાણું હો. મૂ૦ ૧૦
સરોત્તરિ દેહરાં બિ મોહી આઠ મૂરતિ નયણે જોઇ હો. મૂ૦ ૧૧
શ્રીનહિમા કહિ સુષવાસી ઢાલ ચોથી લીલવિલાસી હો. મૂ૦ ૧૨

## ઢાલ.

સુમતિ સદા દિલમા ધરૂ, એ દેસી

ગોલા ગામનિ દેહરિ પ્રતિમા છત્રીસ સાર; સષી રે
વડગાંમિ દસ પૂજીઇ મગરવાડિ બાર. સ૦ ૧

તીરથિ મનડુ મોહીઉં ભેટ્યા શ્રીજિનપાય; સ૦
આબુ ગોડી ફલવદિં પાતિક દૂરિં જાઇ. સ૦ તી૦ ૨

એકસોનેઊ સિદ્ધપુરિં દેહરાં ત્રિણ્ય અપાર, સ૦
ઉંઝાવિ દસ દેવની ઊનાવિ સુખકાર. સ૦ તી૦ ૩

એકસો નેઊ વંદીઇ મિસાણી વલી ચેહ, સ૦
એકસો બાર તે ભાવસુ સાતિ દેહરિ તેહ. સ૦ તી૦ ૪

કલોલિ ગાંમિ બઇ મંદિરૂ બેહૂ મિલીનિ જોઇ, સ૦
પંચદસ પ્રતિમા સુંદરૂ એ બિંબ સખ્યા હોય. સ૦ તી૦ ૫

સહિસ ઉગણીસ નિ ઊપરિં બાવન છિ ગુણવંત, સ૦
સંવત એકવીસ ભેટીયા ભયભંજન ભગવંત. સ૦ તી૦ ૬

સાહ સૂરચંદના સંઘમાં લોક ઘણા દાતાર, સ૦
સૂરધીર ગ્યાંની ભલા કરતા પરઊપગાર. સ૦ તી૦ ૭

ભવિજનના આદર થકી સદ્દહિણા દિલમાંહિ, સ૦
આગમગચ્છપતિ ગુણનિલુ શ્રીમહિમા ગુણગાય. સ૦ તી૦ ૮

ભણિ ગુણિ જે સાંભલિ સીઝિ વંછિતકાજ, સ૦
યાતર સફલી તેહની પ્રણમિ શ્રીજિનરાજ. સ૦ તી૦ ૯

વિજઈ શ્રીજિનરાજની કીરતિ દેસ મઝારિ. સ૦
સૂરધીર ગ્યાંની ભલા વાંણી અમૃતધાર. સ૦ તી૦ ૧૦

બાવીસિ શ્રાવણ પખિ ત્રીજ ભલી ગુરૂવાર, સ૦
ગોડીમંડણ ધ્યાંનથી રિદ્ધિ વૃદ્ધિ ભંડાર. સ૦ તી૦
શ્રી સંઘનિ જયકાર. સ૦ તી૦ ૧૧





ૐ

कटुकमतीयलाधासाहविरचित

# सूरत चैत्यपरिपाटी.

પ્રણમી પાસ જિણંદના ચરણકમલ ચિત લાય;
રચના ચૈત્યપ્રવાડની રચસુ સુગુરૂ પસાય. ૧

સુરતબંદીરમે અછે જિહાં જિહાં જિનવિહાર;
નામ ઠામ કહી દાષવું તે સુણજ્યો નરનારિ. ૨

## ઢાલ પ્રથમ.

ચતુર સનેહી મોહના, એ દેશી.

સુરતનગર સોહામણું સોહમણા જિનપ્રાસાદો રે;
ગોપીપુરામાહે નિરષતા ઉપનો અધિક આલ્હાદો રે. ૧

શ્રીજિનબંબ જોહારીયે ધારીયે જિનમુખ ચંદો રે,
તારીયે આતમ આપણો વારીયે ભવદુખફંદો રે. શ્રીજિન૦ ૨

પ્રથમ નમુ આદિનાથને દેહરે ચૈત્ય ઉદારો રે;
બિંબ ચૌદ આરસમે ધાતુમય ચિત ધારો રે. શ્રીજિન૦ ૩

એકલમલ પંચતીરથી પાટલી નેં પટ જાણું રે;
સર્વ થઇ શત દોય ને બોહોત્તર અધિક વષાણું રે. શ્રીજિન૦ ૪

બીજે શ્રીશાંતિનાથને દેહરે શ્રીજગદીસો રે;
દ્વાદસબિંબ પાષાણમેં પંચતીરથી ત્રીસો રે. શ્રીજિન૦ ૫
એકલમલ પટ પાટલી એકતાલીસ વિરાજે રે;
ન્યાસી બિંબ સર્વે થઇ જિનમંદીરમાંહે છાજે રે. શ્રીજિન૦ ૬
ત્રીજે શ્રીધર્મનાથને દેહરામાંહે સુણો સંતો રે;
સુરજમંડણ પાસજી ભૂયરામાંહે ભગવંતો રે. શ્રીજિન૦ ૭
ચોવીસ બિંબ પાષાણમેં સાત રતનમેં દીપે રે;
એકસો સીતેર ધાતુમેં નિરખતા નયન ન છીપે રે. શ્રીજિન૦ ૮
ચોથે સંભવનાથને પ્રાસાદે પ્રભુ ભેટ્યા રે;
એકવીસ બિબ પાષાણમેં પૂજતાં પાતક મેટ્યા રે. શ્રીજિન૦ ૯
ચોવીસવટા પચતીરથી એકલમલ પટ જાણો રે;
એકસો ઇકોતેર ધાતુમેં સર્વ સખ્યાયે પ્રમાણો રે. શ્રીજિન૦ ૧૦
પાંચમે શ્રીમહાવીરજી ભૂવનબિબ અતિ સોહે રે;
પાંચ પ્રભૂ પાષાણમે નિરખતા ભવિમન મોહે રે. શ્રીજિન૦ ૧૧
એકલમલ પચતીરથી પાટલીયે પ્રભુ ધારો રે;
એકતાલીસ સર્વે થઇ ધાતુમય સુવિચારો રે. શ્રીજિન૦ ૧૨
શ્રી ઘર ઘર દેરાસરતણી હવે કહું સખ્યા તેહો રે;
સુરા રતનના ઘરથકી પચોતેર છે જેહો રે. શ્રીજિન૦ ૧૩
તિહાં જિનબિબ સોહામણા ધાતુમે પાષાણો રે;
સર્વ થઇ સવાપાંચસેં વાંદો ચતુર સુજાણો રે. શ્રીજિન૦ ૧૪
ઢાલ પ્રથમ પૂરી થઈ પુરા કહ્યા પાંચ પ્રાસાદો રે;
સાહાજી લાધો કહે નિત્યપ્રતે રણઝણ ઘટા નાદો રે. શ્રીજિન૦ ૧૫

## દુહા.

પંચ્યોતેર દેરાસરે દેહરા પાંચ વિસાલ;
સવાતેરસે બિંબને વંદન કરૂ ત્રિકાલ. ૧

ખપાટીયાચકલાતણા દેહરાસર છે જેહ;
અભિનંદન જિન દેહરે હવે હુ પ્રણમુ તેહ. ૨

## ઢાલ બીજી.

મુની માનસરોવર હંસલો, એ દેશી.

ગોપીપુરાથકી પાધરા ચાલો ચતુર મન લાયો રે;
ષપાટીયે ચકલે જઈ વંદો શ્રીજિનરાયો રે. ૧

શ્રીજિનબિંબ જોહારીયે વારીયે કુમતિકુસંગો રે;
મોહમિથ્યાત નીવારીયે ધારીયેં જિનગુણ રંગો રે. શ્રી૦ ૨

પ્રથમ નમુ જિન દેહરે અભિનંદન જિનચંદો રે;
છયાસી બિંબ પાષાણમેં ભાવસુ ભવિ વંદો રે. શ્રી૦ ૩
ધાતુમે સંખ્યા કહું દોયસત નેં અડસટ્ઠો રે;
પાંચ રતનમેં સર્વે થઈ તીનસયા ગુણસટ્ઠો રે. શ્રી૦ ૪
ઘર ઘર દેરાસરતણી સંખ્યાયે ચોવીસો રે;
એકસો બ્યાસી બિંબને પ્રણમીજે નિસદિસો રે. શ્રી૦ ૫

તિહાથી કેલાપીઠે જાઇયેં સરાસુધી સુજાણો રે,
ઉગણીસ દેરાસરતણી બિંબસંખ્યા હવે જાણો રે. શ્રી૦ ૬
દોયસયા પાંચ ઉપરે પ્રણમી કર્મનિકંદો રે;
કૃષ્ણજી વર્ધમાનને ઘરે પાસ ચિંતામણિ વંદો રે. શ્રી૦ ૭
તિહાંથી વડાચૌટાભણી જઇ જિનબિંબને વંદો રે;
વાઘજી ચીલદાની પોલમે ભેટ્યા અજિત જિણંદો રે. શ્રી૦ ૮
એકાદસ પાષાણમેં ધાતુમે તેર ધારો રે;
દેહરે શ્રીજિન પ્રણમતાં પામીજેં ભવપારો રે. શ્રી૦ ૯
સાહા કેસરીસંઘને ઘરે દેહરૂ એક વિસાલો રે,
મૂલનાયક પ્રભુ વાંદીયેં અજિતજિણંદ ત્રિકાલો રે. શ્રી૦ ૧૦

એસી બિંબ પાષાણમેં ધાતુમય હવિ સુણીયે રે;
ત્રણસે ન્યાસી બિંબને પ્રણમી પાતક હણીયે રે. શ્રી૦ ૧૧

વાઘણ્જી વીલંદાની પોલથી વડે ચોટે આવી રે;
નાણાવટ સાપુરતણાં દેરાસર નમો ભાવી રે. શ્રી૦ ૧૨

સંખ્યાઇં સર્વે થઇ દેરાસર ગુણસટ્ઠો રે;
બિંબ સંખ્યા સર્વે મલી છસયને અડસટ્ઠો રે. શ્રી૦ ૧૩

નેમીસર જિન દેહરે પારેષ પ્રેમજીને પાસે રે;
ઉપરેં સાંતિ સોહામણા પ્રણમુ અધિક ઉલાસે રે. શ્રી૦ ૧૪

અધ ઉરધ સર્વે થઇ આરસમેં બિંબ પંચો રે;
ચુમોતેર પ્રભુ ધાતુમેં તેહમાં નહી ષલષંચો રે. શ્રી૦ ૧૫

ઢાલ બીજીમાહે એ કહ્યાં દેહરા ચ્યાર પ્રમાણો રે;
દેરાસર સર્વે થઇ એકસો ને દોય જાણો રે. શ્રી૦ ૧૬

## દુહા.

સરાથકી સાહાપુર લગેં ત્રિણ જિનભૂવન ઉદાર;
એકસો દોય દેરાસરે વાંદો જગ આધાર. ૧
ધાતુમેં આરસમેં બિંબ અછે તિહાં જેહ;
સાહાજી લાધો કહેં દોયસહસ ભાવસું પ્રણમુ તેહ. ૨

## ઢાલ ત્રીજી.

નવમી નિરજરા ભાવના ચીત ચેતો રે. એ દેશી.

નાણાવટ સાપુરથકી ભવિ વંદો રે ચાલો ચતુર નરનારિ; ભવિ૦
સોનીફલીયામાંહે જઇ ભ૦ શ્રીજિનબિંબ જોહાર. ભ૦ ૧

લાલભાઇના ડેલા તાંઇ ભ૦ દેરાસર છે ઇગ્યાર; ભ૦
એકસો સતાવન બિંબને ભ૦ પ્રણમંતાં જયજયકાર. ભ૦ ૨

તિહાંથી વિલંદાવાડમાં ભ૦ દેહરાસરમાંહે દેવ; ભ૦
સંખ્યાઇ ચોદ સોહામણા ભ૦ કીજેં નિત્યપ્રતેં સેવ. ભ૦ ૩

બિંબ આરસના ધાતુમેં ભ૦ એકસોને અડવીસ; ભ૦
સરવાલે સરવે થઇ ભ૦ ભેટીયા શ્રીજગદીસ. ભ૦ ૪

તિહાંથી અમલીરાણુમેં ભ૦ ગંધરપ ફલીયા મુઝાર; ભ૦
આઠ દેરાસર અતિભલા ભ૦ યાત્રા કરો નરનારિ. ભ૦ ૫

બિંબ ઇકોતેર જિનતણા ભ૦ નિરખંતા આણંદ થાય; ભ૦
જિનપ્રતિમા જિન સારીષી ભ૦ પૂજંતા પાપ પુલાય. ભ૦ ૬

સૂરત શહેરના ચૈત્યની ભ૦ થઇ પુરણ જિનયાત્ર; ભ૦
તિહાંથી પુરામાંહે જઇ ભ૦ યાત્રા કરો ગુણપાત્ર. ભ૦ ૭

નવાપુરામાંહે દેહરે ભ૦ સોલસમાં શાંતિનાથ; ભ૦
ભૂયરામાંહે પ્રભૂ ભેટીયા ભ૦ મૂલનાયક જગનાથ. ભ૦ ૮

ત્રણ્ય બિંબ પાષાણમેં ભ૦ ધાતુમેં નવ સાર; ભ૦
દ્વાદસ બિંબ જોહારતાં ભ૦ ઉપનો હરખ અપાર. ભ૦ ૯

સૈદપુરાને દેહરે ભ૦ હિદરપુરામાંહે જેહ; ભ૦
એકાદસ દેરાસરે ભ૦ જિનપ્રતિમા ગુણ ગેહ. ભ૦ ૧૦

સંખ્યાઇં સર્વે થઇ ભ૦ બિબ એકસો વીસ; ભ૦
નગરથી બાહિર પુરાતણા ભ૦ ભેટીયા ત્રિભોવન ઇસ. ભ૦ ૧૧

સુરતથી મનમોદસુ ભ૦ જઇ રાનેર મુઝાર; ભ૦
શ્રીજિનબંબ જોહારીયે ભ૦ તે સુણજો નરનારિ. ભ૦ ૧૨

ભૂયરૂ એક અછે તિહાં ભ૦ ચૌદ દેરાસર સાર; ભ૦
એકસો ત્રહતાલીસ બિંબનઇં ભ૦ પ્રણમીજે બહુ વાર. ભ૦ ૧૩

સોનીના ફલીયાથકી ભ૦ જિનમંદિર છેં એક; ભ૦
અઠાવન દેરાસરે ભ૦ રાનેર તાંઇ છેક. ભ૦ ૧૪

ઢાલ ત્રીજીમાંહે એ કહી ભ૦ બિંબ છસેય એકત્રીસ; ભ૦
સાહાજી લાધો કહેં સમરીયેં ભ૦ ભાવસુ નિસદિસ. ભ૦૧૫

## દુહા

સૂરતમાંહે ત્રણ ભૂયરા દેહરા દસ શ્રીકાર;
દોયસય પણતીસ છે દેહરાસર મનોહાર. ૧

સરવાલે સરવે થઇ બિંબ સંખ્યા કહું તેહ;
તીન હજાર નવસે અધિક બોહોતેર પ્રણમું તેહ. ૨

## ઢાલ ચોથી.

કનકકમલ પગલા ઠવે એ, એ દેશી.

યાત્રા સૂરત સહેરની એ કીધી અધિક ઉહલ્લાસ,
ભવિજન સાંભલો એ;
રાનેરતાંઇ ભાવસુ એ પોહોતી મનતણી આસ. ભ૦ ૧

દેહરે દેરાસરતણી એ જિનપ્રતિમા છે જેહ; ભ૦
રચના ચૈત્યપ્રવાડની એ સંખ્યાયે કહી તેહ. ભ૦ ૨

એકીકી ગુણતાં થકાં એ પ્રતિમા ચ્યાર હજાર; ભ૦
સરવાલે સર્વે થઇ એ સૂરત નગર મુઝાર. ભ૦ ૩

બિંબ પાષાણ ને ધાતુમે એ રતનમય છે જેહ; ભ૦
વિગતેસું હવે વર્ણવું એ નરનારી સુણો તેહ. ભ૦ ૪

પાંચસે બિબ પાષાણમેં એ માહે રતનમય સાર; ભ૦
એકસો એક ચોવીસવટા એ ચૌમુષ ષટ ચિતધાર. ભ૦ ૫

નવસેં દસ પચ તીરથી એ પટ અઠ્યોતેર જાણ; ભ૦
નવસે બ્યાસી પાટલી એ નવ તિહાં કમલમંડાણ. ભ૦ ૬

એકલમલ છે ઇગ્યારસે એ અધિકી સડતાલીસ; ભ૦
સિદ્ધચક્ર કહ્યા દોયસે એ ઉપરે ગુણચાલીસ. ભ૦ ૭

ચોવીસવટાની ચોવીસગુણી એ પંચતીરથીની પંચ; ભ૦
અઠાણગણી કમલની એ ચૌમુષે ચોવીસ સંચ. ભ૦ ૮

એકલમલ સર્વે થઇ એ સહસ દસ એકતાલ; ભ૦
સૂરતમાંહે જિનબિંબને એ વંદન કરૂં ત્રિણુકાલ. ભ૦ ૯

જિનપ્રતિમા જિન સારીષી એ સૂત્ર ઉવાઇ મુઝાર; ભ૦
રાયપસેની ઉવાંગમાં એ સૂરીઆભને અધિકાર. ભ૦ ૧૦

નિક્ષેપા ચૌ જિનતણા એ શ્રીઅનુયોગદુયાર; ભ૦
ઠવણુસત્ય જિનવર કહેં એ ઠાણાંગે સુવિચાર. ભ૦ ૧૧

શ્રીજિનપૂજા ચાલતી એ ભાષી ભગવઇઅંગ; ભ૦
જ્ઞાતાસૂત્રે દ્રુપદી એ જિન પૂજે મનરંગ. ભ૦ ૧૨

ઇત્યાદિક સૂત્રે ઘણા એ જિનપ્રતિમા અધિકાર; ભ૦
સમકિત નિરમલ કારણી એ સિવસુખની દાતાર. ભ૦ ૧૩

ઉથાપક જિનબિંબના એ તેહનો સંગ નિવાર; ભ૦
સંકા કંખ્યા પરિહરી એ જિન પૂજો નરનારિ. ભ૦ ૧૪

ચોથી ચૈત્યપ્રવાડની એ ઢાલ થઈ સુપ્રમાણ; ભ૦
સાહાજી લાધો કહે જેહ ભણે એ તસ ઘરે કોડ કલ્યાણ. ભ૦ ૧૫

## દુહા.

જેણી રીતે જિમ સાંભલુ સખ્યા કીધી તેહ;
અધિકુ ઉછૂ જે હોય મિચ્છાદુકડ તેહ. ૧

સતરસેં ત્રાણુલગેં યાત્રા કરી મનકોડ;
વર્તમાન જિનબિંબની સુગતે કીધી જોડ. ૨

## ઢાલ.

રાગ ધન્યાસી.

ઇમ ધન્નો ધણુનેં સમઝાવે, એ દેશી.

યાત્રા સૂરતબિંદીર કેરી કીધી સેરી સેરી જી,
ટાલી ભવોભવ ભ્રમની ફેરી સિવરમણી થઇ ને રીજી જી.

ઇણીપરે શ્રીજિનબિંબ જોહાર્યા દુરીગતના દુષ વાર્યા જી;
આતમગુણ અનુભવસુ વિચાર્યા એ પ્રભૂ તારણુહારા જી. ઇ૦ ૨

સમકિત સુદ્ધ દસા આરોપી કુમતિલતા જડ કાપી જી;
કીરત તેહની જગમાં વ્યાપી જેણે જિનપ્રતિમા થાપી જી. ઇ૦ ૩

આગમ અધ્યાતમના અંગી સ્યાદવાદ સતસંગી જી;
નય પ્રમાણ જાણે સપ્તભંગી તે જિનપ્રતિમા રંગી જી. ઇ૦ ૪

જિનપ્રતિમા જિન સરીષી જાણી ભાવસુ પૂજો પ્રાણી જી;
સીવસુખની સાચી સહિનાણી ભાષી ગુણધર વાણી જી. ઇ૦ ૫

જિનગુણ સમ નિજગુણ અવધારી જિનપ્રતિમા સુખકારી જી;
ઉપાદાનમાહેં સુવિચારી નિમત્ય સબલ ઉપગારી જી. ઇ૦ ૬

કટુકગછેં કલ્યાણ વિરાજે સાહા લહુજી ગુણચંદા જી;
શોભણુસી તસ પાટ પ્રભાવિક પંડિતમાંહે દિણંદા જી. ઇ૦ ૭

સંવત સતર ત્રાણુયા વરસેં રહી સૂરત ચોમાસે જી;
માગસિર વદિ દશમી ગુરૂવારે રચીઉ સ્તવન ઉલ્લાસે જી. ઇ૦ ૮

તપગછનાયક સુજન સુલાયક વિજયદયાસૂરિરાજે જી;
સાહા લાલચંદતણા આગ્રહથી રચના અધિક વિરાજે જી. ઇ૦ ૯

અધિકું ઉછૂ જે હોય એહમાં શુદ્ધ કરજ્યો કવિરાયા જી;
સાહાજી લાધો કહે સૂરતમાંહે હરષસુ જિનગુણ ગાયા જી. ઇ૦ ૧૦

ઇતિ શ્રીસૂરતનગરની ચૈત્યપ્રવાડની સજ્ઝાનું સ્તવન સંપૂર્ણ સર્વગાથા ૮૧ શ્રીસૂરતમધે દેહરા ૧૦ છે દેરાસર ૨૩૫ ભૂચરા ૩ પ્રતિમા એકેકી ગણતા ૩૯૭૮ પંચતીરથીની ૫ ચોવીસવટાની ૨૪ એકલમલ પટ પાટલી સિદ્ધચક્ર કમલ ચૌમુષ સર્વે થઇનેં ૧૦૦૪૧ છઇ.



ॐ

पं०—कल्याणसागरविरचित

# पार्श्वनाथचैत्यपरिपाटी.

ગોડી પરતા પૂરવૈ, એ ઢાલ.

ભગવતી ભારતી ચિત્ત ધરી હુ ગુણ ગાવું હો પાસજિણંદ;
સંષેસરપુર રાજીઓ મુઝ સાહિબ હો તું નયણાનંદ. ૧
સંષેસર સુષ પૂરવૈ પ્રભુ પારસ હો નાથ જિણંદ;
અસરણ સરણો તાહરો તુઝ પ્રણમઈ હો સુરનરવૃંદ. સંષે૦ ૨
સેતુંજૈ રૈવતગિરિ ષંભાતિ હો પાસ જિણંદ;
ઘોઘે નવષંડ રાજિઓ ગાડરીઓ હો તુ ત્રિભુવનચંદ. સ૦ ૩
જીરાઉલિ જગમૈ જાગતો સૂરતિમઈ હો દીપઈ સુખકંદ;
મહિમાવાદે તું જયો દીવે ચે હો દીઇં આણંદ. સ૦ ૪
માંડલિ મહિમા તાહરો પંચાસર હો પૂરૈ મન આસ;
પાટણમૈ તુ પરગડો અહમદાવાદે હો દીપઈ શ્રીપાસ. સં૦ ૫
મહિસાણૈં મહિમા ઘણો પાલ્હણપુર હો તુ ત્રિભુવનભાણ;
સીધપુરૈ તું સુષકરૂ વડાલી હો કહિઈં જગજાણ. સં૦ ૬
પોસીનેં પરતિષ પ્રભૂ સાબલીઇં હો સાચો સુષકાર;
ઈડરનયરૈ અભિનવો અહમદાનગરે હો આપૈ ભવપાર. સં૦ ૭
અમીઝરો અતિસય ઘણો કલ્લોલૈ હો કહીઇં જિનનાહ,
લોડણ લષમી પૂરવઈ સાગવાડે હો સાચો જગનાહ. સં૦ ૮
ડુંગરપુરમૈ દીપતો વડપદ્રૈં હો વાટિં રષવાલ;

વંસવાલેં વાસઇ વસૈ જાઉરે મૈ હો જિન ઞાકઞમાલ. સં૦ ૯
સમીનો સાહિબ મિલ્યો આહડમેં હો અવિહડિ દાતાર;
ઉદયપુરઇં ઉદયાકરૂ દિલવાડઇં હો તું દીનદયાલ. સં૦ ૧૦
નાગદ્રહે નામઇ સદા ભૂતાલેં હો ભવિઅણુ હિતકાર;
ગોગુંદે નઇ નવપલ્લવઇં ભોઆણુઇં હો તું ધન દાતાર. સં૦ ૧૧
કરહેડઇ કામિતિ દિયઇં અણુંદો હો આપૈ સુષવૃંદ;
એકલમલ ચ વેલરમૈં ભાનુમતી હો મહિમામૈં કંદ. સં૦ ૧૨
પઠાંગઇં પ્રણુમુ સદા વધનોરે હો વાધઇ આણુંદ;
ભડકોલઇ ભલ ભેટીઓ ચિંતામણી હો તું આગરૈ સુઠાય;
નવલષો નામૈ સદા અહિછત્તે હો દીઠે સુષ થાય. સં૦ ૧૩
વાણારસી હો નગરી ભલી જિહાં જન્મ્યા હો પાસકુમાર;
સમેતસિષરઇં જઇ કરી પ્રભુ પહુતા હો મુગતિ મઝારિ. સં૦ ૧૪
મોરિલા ગામેં અમીઝરો કિસનગઢઇં હો ચિંતામણી પાસ;
ભીડભજણુ ભગવાનજી મનમોહન હો મન પૂરૈ આસ. સ૦ ૧૫
અંતરીક કૂકડેસરઇં અવંતી હો શ્રીમગસી પાસ;
રામપુરઇ રલીયામણો મંડલિગઢ હો રાયરાંણા દાસ સં૦ ૧૬
મેડતઇં નગર સુહામણો ફલવધિં હો તું તસ્કરમાર;
નાગોરઇ નામઇ સદા વિક્રમપુર હો તુ હિ જયકાર. સં૦ ૧૭
જેસલમેરે તુ જાગતો તિમરીપુર હો તુ રષવાલ;
મંડોવર મહિમા ઘણો યોધનયરઇં હો તું સુખકાર. સ૦ ૧૮
વાગોરઇ અંતરઇ નમું વાડીઇં હો શ્રીપાસજિણુંદ;
નીંબાજઇં નવવિધિ દીયઇં અઝારઇ હો દાઠઇં આણુંદ. સં૦ ૧૯
સોઝિતમાંહિ સુંદરૂ પાલી હો પરમેસર પાસ;
નવલષો નાંમૈ જયો વીલ્હાવાસ હો પૂરઇં જગ આસ. સં૦ ૨૦
જાલોરૈ જગ જાગતો સરવાડૈ હો સેવક સાધાર;
ભિનમાલેં મહિમા ઘણો ગોડી જિન હો સુષનો દાતાર.સં૦ ૨૧
વીઝેવૈ વલી વાલહો શ્રીવરકાણેં હો તું ઠાંમ બયટ્ઠું;
સાદડીઇં સાંનિધિ કરૈ તીન મૂરતિ હો ભવિઅણુ જણુ ઇટ્ઠું. સં૦ ૨૨

રાણુપુરઇ જગ જાગતો માદામેં હો તું મહિમામેરૂ;
છેછલીઇં સીરોહીઇં વીકાનેરે હો કીજૈ સબ જેર. સં૦ ૨૩
આબૂગઢમે ભેટીયો અચલગઢમાં હો શ્રીજિન નાંમ;
રાવણ મનમાં સાંભર્યો અલવરપુર હો બેઠો પ્રભુ ઠાંમ. સં૦ ૨૪
મથુરા માલપુરઇ ભલો અટાલી હો અરિગંજણનાહ;
ટુંક તોડઇં ઘંટાલીઇ રણથંભેર હો આપૈ તું બાહ. સં૦ ૨૫
ચેલણપાસ વીંઝોલીઇં ઠીકરીયો હો સુષસંપતિગેહ;
ચાણુસમાં ચિહું ષડ જયો ગુઆલેરે હો મહિમામેહ. સં૦ ૨૬
દોલતાવાદેં દીપતો ચંપાપુર હો ચિંતિતદાતાર;
બાહડમેં રે વીનવું કલિકુંડે હો કલપતરૂ સાર. સં૦ ૨૭
મેરૂસિખર નંદીસરે રૂચકાદિક હો ઇમ ઠાંમ અનેક;
ઠામિઠામિ તુજનૈ નમુ પ્રાત ઉઠિ હો મનિ ધરિ વિવેક. સં૦ ૨૮
એકસો આઠેં આગલા એ તીરથ હો જગના સાધાર;
રડવડીયાં રષ્યા કરઇં લડથડીઆં હો દ્યૈં તુહિજ સાર. સં૦ ૨૯
વાટ ઘાટ રષ્યા કરૈ ભય પીડ્યાં હો સેવક સાધાર;
ભાવઠિભંજનૈ ભય હરૈ ભવસાયર હો ઉત્તારઇ પાર. સં૦ ૩૦
અહનિસિ સેવું સાહિબો ધરિ મનમાં હો પ્રભુ તાહરો ધ્યાન;
અહનિસિ સૂતાં જાગતાં ગુણ ગાવુ હો જિન તાહરા ગાન. સ૦ ૩૧
અષ્ટ મહા ભય દૂરે કરે પૂરઇં મનની હો વંછિત આસ;
ઋદ્ધિ વૃદ્ધિ સુષ સંપદા મુઝ દીજૈ હો સંષેસર પાસ. સં૦ ૩૨
ઇહભવિ પરભવિ માહરઇં પરમેસર હો તું પ્રાણ આધાર;
બાલક જાણી આંપણો સુખ દીજૈ હો સેવક સાધાર. સં૦ ૩૩
દિન દિન દોલત દીજીઇં વલી દીજૈ હો સમકિત દાન;
બુધ ચારિત્રસાગર ગુરૂ શિષ્ય વીનવઇ હો પ્રભુ ઇમ કલ્યાણ. સં૦ ૩૪

### કલશ.

ઇમ ગામિ ઠામિં પાસ નામિં નગર તીરથ જગધણી,
જિન નાંમ જાણી ભાવ આણી પાસ પડિમા મૈં થુણી;
તપગચ્છદીપક મોહજીપક વિજયપ્રભસૂરીસરો,
બુધ ચારિત્રસાગર શિષ્યસેવક ' કલ્યાણસાગર ' જયકરો. ૩૫



॥ अर्हम ॥

पं०–सौभाग्यविजयविरचित

# तीर्थमाला.

દૂહા.

આણંદદાઈ આગરે પ્રણમુ પાસ જિણંદ;
ચિંતામણિ ચિંતાહરણ કેવલજ્ઞાન દિણંદ. ૧

સમરૂં સારદસામિનિ જિનવાણી સુષદાય;
જાસ પ્રસાદ કવિયણતણી વાણી નિર્મલ થાય. ૨

પ્રણમિ શ્રીગુરૂચરણયુગ આણિ અધિક ઉલ્હાસ;
તીરથમાલ પૂરવતણી કરસ્યોં વચન વિલાસ. ૩

જિહાં જિહાં શ્રીજિનરાજનાં કલ્યાણક કહેવાય;
નિજ નયણે નિરષ્યાં જિકે દેશ ગાંમ ને ઠાય. ૪

કહિસ્યું તે સઘલાં જિકે સુણજ્યો ચતુર સુજાણ,
સુણતાં તીરથમાલને જનમ હુવે સુપ્રમાંણ. ૫

॥ ઢાલ ૧ ॥

સુગુણ સનેહી મેરે લાલા, એ દેશી.

અધિક પ્રતાપિ આગરેં સોહેં શ્રીચિંતામણિ જનમન મોહેં;
સંવત સોલસેં ઓગણચ્યાલીસઇ શ્રીગુરૂ હીરવિજઇ સુજગિસઈ. ૬

કીધી પ્રતિષ્ટા પાસજિ સાર ષરચેં ધન સાહ માનસિંઘ ઉદાર;
તે ચિંતામણિ પાસજિ સ્વામી વંદ્યા આગરેં આણંદ પામી. ૭

ચોમુષ મહીયલમાંહિં પ્રસિદ્ધો ચંદ્રપાલ સંઘવિયે કીધો;
શ્રીસીમંધર વંદુ પાયા હીરાનંદ મુકીમ ભરાયા. ૮

સંકટભંજન પાસ બિરાજેં તગાતણી બાજારેં છાજે;
મોતિકટકલેં બંદઓ પાયા વાસુપૂજ્ય જિનવર મન ભાયા. ૯

ઇમ દેહરાસર દેહરાં સાર વંદ્યાં બિંબ અનેક પ્રકાર;
કરિ ચોમાસા આગરામાંહિં પૂરવ દેષણ મન ઉચ્છાહિં. ૧૦

પંચકલ્યાણુક ભૂમિ વંદીજે અલજયો ચિંતજો દરશણ કીજે;
ગીતારથ ગુરૂ પુસ્તક ભાષી તે જોવા મન થયો અભિલાષી. ૧૧

કર્યો ચોમાસો સત્તર છયાલિસેં શ્રીવિજયપ્રભ ગુરૂ આદેસઇ;
આગરાથી શુભદિન સુભવાર જમુનાં ઉત્તરી આવ્યા પાર. ૧૨

પાતિસાહી મહિમાઇં જાણ્યો તપગચ્છ પોષધશાલ વષાણ્યો;
દેહરાસરના દેવ જુહારી પીરોજાવાદ આયા સુષકારી. ૧૩

તિહાંથી દક્ષણુદિશિ સુવિચારી ગાઉ એક ભૂમિ સુષકારી;
ચંદવાડિમાંહેં સુષદાતા ચંદ્રપ્રભ વંદો વિખ્યાતા. ૧૪

સ્ફટિક રતનની મૂરતિ સોહે ભવિજનનાં દીઠા મન મોહેં;
તે વંદી પીરોજાવાદ આવ્યા જાણી મન આલ્હાદ. ૧૫

તિહાંથી છ કોસ સકુરાવાદ જિહાં શ્રાવકના ધવલ પ્રાસાદ,
કોરટા જિહાંનાવાદ વિચારો ઇહાં સમવાય દિગંબર ધારો. ૧૬

તિહાંથી કડા માણુકપુર કહીજે અંતરાલિ ગંગાજી વહીજે;
જયચંદ પાંગુલો રાજા પ્રસિદ્ધો કોટ સબલ કડામાંહિ કીધો. ૧૭

દારાનગર સાહિજાદપુર આયા દેષી શ્રાવક ગુરૂ મન ભાયા;
ગંગાજી તટ નગરી વિશાલ પણિ એક ષોટિ નહિ પોસાલ. ૧૮

કોઈ કુમતિ રહ્યો તિણ ગામઇં સબલ ઉપાધિ કરી તિણ ઠાંમઈં;
લાલચી અધરમી અરીત ઉપાસિરાની કરાવી મસીત. ૧૯

## દૂહા.

નગર ભલા શ્રાવક ભલા ધર્મવંત સુવિચાર;
એક ધર્મશાલા વિના કઠિન ધર્મ વ્યવહાર. ૨૦

તે જાંણી શ્રાવક સુણો દો વસતિનો દાંન;
કલ્પસૂત્રમાંહે ભાષીઓ વસતીદાંન સુપ્રધાંન. ૨૧

## ॥ ઢાલ ૨ ॥

બહિનિ રહિ ન સકિ તિસેં જિ, એ દેશી.

સાહિજાદપુરથી સુણો જી દક્ષણ દિશિ સુષકાર;
મહુઆ ગાંમ વષાંણીઇં જી ત્રિણ કોશ ઉદાર રે. ૧

પ્રાણી વાણી શ્રીજિન સાર, પુંહચાડે ભવપાર રે. પ્રા૦-આં.

જિનવર દોય જૂના હતા જી હિવેં તે ઠામ કહેવાય;
મૃગાવતી કેવલ લહ્યો જી વલિ સુચરણ નમાય રે. પ્રા૦ ૨

ચંદનબાલા પણ લહે જી નિરમલ કેવલનાણ;
તિહાંથી નવકોસેં હુવે જી નયરી કુસંબી ઠાંણ રે. પ્રા૦ ૩

જમનાતટિ ઉપરિ વસઇ જી જનમપૂરી જિનરાજ;
પદ્મપ્રભુ તિહાં અવતર્યા જી તિણે કોસંબી કહેં આજ રે પ્રા૦ ૪

જીરણ છે જિનદેહરો જી પ્રતિમા સુંદર સાજ;
ચંદનબાલા પણિ ઈહાં જી બાકુલ દીધા છાજ રે. પ્રા૦ ૫

વૃષ્ટિ બાર કોડહતાણી જી સોવન કેરો રે જાંણ;
ઋષિ અનાથી રૂઅડો જી ઇણ કોશંબી વષાંણ રે. પ્રા૦ ૬

નયણ વેદના જેહને જી રહીય છમાસી રે સીમ;
વયરાગેં સંયમ લીયો જી વેદન મિટિયાં તેમ રે. પ્રાં૦ ૭

શ્રેણિક રાજા પાંમિયો જી પહેલો સમક્તિ સાર;
એ મુનિદર્શન દેષીનેં જી સફલ કીયો અવતાર રે. પ્રા૦ ૮

તે તીરથનેં ભેટીનેં જી આવ્યા ઉલટ અંગ;
સાહિજાદપુરથી હિવેં જી પુરૂષ દેષણ રંગ રે. પ્રાં૦ ૯

## દૂહા.

સાહિજાદપુર નગરમાં વંદ્યાં બિંબ ઉદાર;
નિત પૂજે જિનરાજને પૂરણમલ્લ સુવિચાર. ૧

આગરાનગરથી માંડિને સાહિજાદપુર તાંહિં;
ઓસવાલ શ્રાવક નહિ કોઇ મારગમાંહિ. ૨

## ॥ ઢાલ ૩ ॥

કપૂર હોય અતિ ઉજલું રે, એ દેશી

પનરકોસે પરગડો રે તીર્થ પ્રયાગ પ્રસિદ્ધ;
જવન અકબર પાતિસા રે ઇલ્લાવાસ નાંમ કિદ્ધ રે. ૧

સગ્યાનિ, ધરિ જિન વચન પ્રતીત; એ સમકિતની રીત રે;
પ્રાંણી ધરિ૦ સ૦ ૨

અરણિકાપૂત્ર નાંમ જાંણજો રે આચારજ ગુણધાર;
પુફચૂલા વચને કરી રે ઉતરે ગંગાપાર રે. સ૦ ૩

પૂરવભવના વયરથી રે દેવ કરે ઉપસર્ગ;
કેવલ સમભાવે લહે રે સુષ પામે અપવર્ગ રે. સ૦ ૪

તે દિનથી મહિમા વધ્યો રે એ તીરથનો ઉદાર;
ગંગા જમુના સરસતી રે ત્રણ્યે મલિ જિહાં ધાર રે. સ૦ ૫

એ અધિકારહ જાણજો રે પરિશિષ્ટપર્વ મઝાર;
ઉપદેશમાલાઇં કહ્યો રે એ મોટો અધિકાર રે. સ૦ ૬

મકરસુરજે નાહે ઘણા રે મિથ્યાતિ મન ભાય;
કુગુરૂ કુદેવે ભોલવ્યા રે કાપે ગલાં તિણે ઠાય રે. સ૦ ૭
ત્રિવેણી સ્નાંને કરી રે માને પવિત્ર શરીર;
અંતરંગ મલ નવિ ટલે રે નાહ્યાં નિર્મલ નીર રે. સ૦ ૮
અષયવડ છે તિહાં કને રે જેહની જડ પાતાલ;

તાસતલેં પગલા હુતાં રે ઋષભજીનાં સુવિશાલ રે. સ૦ ૯
શ્રીઆદિસર પારણો રે વડતલેં કીધો પ્રેમ;
ગીતારથ વચને સુણ્યો રે નિશ્ચે કહીઇં કેમ રે. સ૦ ૧૦
સંવત સોલ અડતાલિસે રે અકબર કેરે રાજ;
રાયકલ્યાંણ કુબુધિઇં રે તિહાં થાપ્યા શિવસાજ રે. સ૦ ૧૧
તે દિનથી માંડિ કરી રે પૂજેં મિથ્યાતિલોક;
તે થાંનક અવરંગના રે રાજ્યમાંહિ થયો ફોક રે. સ૦ ૧૨
એહવા પ્રયાગનેં દેખિનેં રે આવ્યા ગંગા પાર;
ઝૂસીને ઘાટે ચડી રે કાસીનિ સુવિચાર રે. સ૦ ૧૩
દેશ ભલા હોય વાટમાં રે વિષમ વડો એ દેશ;
નિવડ રાગ ને દ્વેષથી રે જેહવો ગ્રંથી પ્રવેશ રે. સ૦ ૧૪
કોસ ચ્યાલીસ પ્રયાગથી રે વાણારસી વિખ્યાત;
અંતરાલ એ દેશની રે થોડિસી કહી વાત રે. સ૦ ૧૫

## દૂહા.

દેખ્યો નગર સુહામણો વાણારસી વિલાસ,
ધવલ ગેહ વખાંણના ઉંચા અતિ વિશેસ ૧
તિણ નગરિ ભેલુપુરો તિહાં ભાટનાં ગેહ;
પ્રતિમા પાસ જિણંદની પૂજો પરણ નેહ ૨

## ॥ ઢાલ ૪ ॥

મોરા સાહિબ હો શ્રીશીતલનાથ કે; એ દેશી.

એક વરણા હો દુજી આસા નાંમ કે હોય નદિ મધ્ય ભાગમેં જી;
વસી વારૂ હો નગરીનો નાંમ કેં દીધો વાણારસી રામીઇ જી. ૧
ષટ દરસન હો જે કહિયે ભાખિ કે તે સઘલા તિહાં પાઇએ જી;
પાષંડી હો મુંડી જટાધાર કેં ગંગાતટ નિત નાહિયેં જી. ૨

શિવસેવક હો સેવે શિવલિંગિ કે વેદાંતિ બ્રહ્મા વસે જી;
બુદ્ધિહિતા હો બોધમતની વાત કેં કરતા નેહયાયક ભજેં જી. ૩
મીમાંસક હો માનઈં ષટકર્મ કે ભરમ ભર્યા માંહિં કરેં જી;
સહુ દરસણ હો માંહિ નિરદોષ કે જે નિત ભવસાયર તરે જી. ૪
હરિહર હો કરતા જલ સ્નાંન કે પૂજા કરે શિવલિંગની જી,
વલી ચઉમુષ હો બ્રહ્મા ને ગણેશ કેં કાંમિનિ સહુને સંગનિ જી. ૫
કાસીમાંહિ હો વાસી જે કાગ કે મૂઓ મુગતિ પામેં સહી જી;
ઇત્યાદિક હો મિથ્યાત્વીની વાત કેં કલિયુગ તિણ નગરી લહી જી. ૬
જિહાં જનમ્યા હો શ્રીસુપાસ નેં પાસ કે કલ્યાણક જિનરાજનાં જી;
થયાં ઇણ પુરેં હો તિણે ભણિયે પવિત્ર કેં ફરસે જે જિનરાજનાં જી. ૭
એ તીરથ હો હતો જૈનનો જાણ કે કાલે મિથ્યાત્વ વધ્યો ઘણો જી;
જિનધર્મના હો નિંદક બહુ લોક કે ગુણઠાણુ પહેલું ગિણો જી. ૮
ઇણ નગરી હો રાજા હરિચંદ કેં વાચાપાલણ પ્રેમસ્યુ જી,
પાંણી ભરિઓ હો ચંડાલને ગેહ કે ચૂકો ન આપણા નીમસ્યું જી. ૯
કાસીથી હો ત્રિણ કોસ સાર કે સોહે તે સીહપુરી ભલી જી,
જિહાં જનમ્યા હો શ્રીશ્રેયાસજિણંદ કેં પગલાં પૂજે મન રૂલિ જી ૧૦
તિણ પાસે હો ચંડમાધવ નાંમ કે કહે પ્રથમ ગુણઠાણિઇ જી;
તિણે ઠાંમે હો ચંદ્રપુરી નાંમ કે જનમ ચંદ્રપ્રભ જાણીઇ જી. ૧૧
તીરથની હો ફરસીઇં ભૂમિ કે ગંગાપારેં આવિયા જી,
કુશલેસ્યું હો પુંહતા પરસિદ્ધ કે કર્મનાસા તટ પાવિયાં જી. ૧૨
મિથ્યાત્વી હો તિણે તટનિ તોય કે પગ બોલે નહિ કો કદા જી;
કહે જલનો હો પરસંગ પ્રમાણ કે તીરથ હોવે વિરથા સદા જી. ૧૩
તિહાંથી હો સહસરા ગાંમ કેં સબલ તલાવ છે સોહતો જી,
થયો સેરસા હો પાતિસાહ પઠાણ કે તાસ જનમ ઠાંમ એ હુંતો જી; ૧૪
અનુક્રમે હો સોવન નદિ ઘાટ કે વાટવહે પટણાતણી જી,

જિહાં વીરનો હો વલગો રહ્યો વસ્ત્ર કેં સ્વર્ણવાલકા તે ભણી જી. ૧૫
વડ વિસ્તારે' હો નદિનો પાટ કેં ત્રિણુ કોસ થકો તદા જી;
એક વાટેં હો ગયા દિશિ જાય કેં અટવિ દુષદાયક સદા જી. ૧૬

## દૂહા.

કોસ એંસી કાશી થકી પટણો લોકપ્રસિદ્ધ;
પાડલિપુર વર મૂલગો નામ ઉદાઈ કિદ્ધ. ૧

## ॥ ઢાલ ૫ ॥

દાન કહે જગ હું વડો, એ દેશી.

ઉતપતિ પટણા નગરની સુણજો શાસ્ત્ર મઝાર, હો સુંદર;
શ્રેણિકપુત્ર કોણિકતણો રાજ્ય ચંપામાં સાર હો. સુંદર૦ ૧
સુણજો સુગુરૂ વાંણી સદા આંણી ભાવ ઉદાર હો; સુ૦
ગુરૂ વિના ગ્યાન ન પાંમીઇં છે ગુરૂ ગ્યાન દાતાર હો સુ૦ સુ૦ આ૦૨
નાંમ ઉદાઈ રૂઅડો કોણિકનો અંગજાત હો; સુ૦
તાતમરણથી મન વિષઇ રાજ્ય તિહા ન સુહાત હો. સુ૦ સુ૦ ૩
મંત્રીસર રાય વીનવ્યો કરો નવનગરી મંડાણ હો; સુ૦
ગંગા તટ જોતાં થકાં આયા સેવક રાય આણ હો. સુ૦ સુ૦ ૪
અરણિકાપુત્રની ખોપરી વહતી ગંગા વાર હો, સુ૦
તિણમે પાડલી નીપની તે દેષી નિરધાર હો. સુ૦ સુ૦ ૫
મન્ન કીઓ મંત્રીસરૂ ઇણે તટ કીજે વાસ હો; સુ૦
પાડલી ફૂલી પરગડી ઉદય હોસ્યે ઉલ્લાસ હો. સુ૦ સુ૦ ૬
નગર વસાવ્યો રૂઅડો રાજા પ્રસન્ન કાજ હો, સુ૦
પાડલીપુર નાંમ થાપીઓ પટણો પ્રસિદ્ધ છેં આજ હો. સુ૦ સુ૦ ૭
પ્રથમ રાજા એ નગરમાં હુઓ ઉદાઈ ઉદાર હો; સુ૦
હેમાચાર્ય ઉપદેશથી પરિશિષ્ટપર્વ મઝાર હો. સુ૦ સુ૦ ૮

તદનંતર નવનંદ હુઆ ઇણ નગરીમાં રાય હો; સું૦
લોભાલોભ લાગા થકા ધન કીધા ઇક ઠાય હો. સું૦ સુ૦ ૯

ચંદ્રગુપતિ પણ ઇહાં થયો મંત્રી ચાણાયક જાસ હો; સું૦
શ્રાવક શુદ્ધસમકિત ધરે ચિત જિનધર્મ પ્રકાસ હો. સું૦ સુ૦ ૧૦

દોઈ દેહરાં થાં નગરમાં એક વેગમપુર સાર હો; સું૦
થૂભ હુતો ગુરૂ હીરનો છેં પગલા સુષકાર હો. સુ૦ સુ૦ ૧૧

પંચ પહાડિ પરગડી જિહાં છે ઇંટની ખાણ હો; સુ૦
તેહુનેં ગુરૂમુષ સાંભલી નંદ પહાડિ જાણ હો. સુ૦ સુ૦ ૧૨

સેઠ સુદર્શન તિહાં થયો કેવલજ્ઞાન ઉદાર હો; સુ૦
ઉપસર્ગ અભયાઇં કીયો સહિયો ષિમાભંડાર હો. સુ૦ સુ૦ ૧૩

તિણ થાનકમાં થૂભ છેં નમિઇં મન વચ કાય હો; સુ૦
પૂજો પગલાં પ્રીતિસુ કેવલગ્નાનની જાય હો. સુ૦ સુ૦ ૧૪

થૂલિભદ્ર પણ ઇણ પુરી અવતરિયા બ્રહ્મચાર હો; સુ૦
કોશ્યા પ્રતિબોધી ભલી કીધી શ્રાવિકા સાર હો. સુ૦ સુ૦ ૧૫

ઇમ અનેક ઇહાં હુઆ પુહવી પુરૂષ વિખ્યાત હો; સુ૦
હિવે કહસ્યુ સમેતશિષરની જાત્રા જાવાની વાત હો. સુ૦ સુ૦ ૧૬

શ્રાવક પટણા નગરમાં ધરમી નેં ધનવંત હો, સુ૦
સામગ્રિ દીઇ પંથની સાધુ સેવા કરે સંત હો. સુ૦ સુ૦ ૧૭

## દૂહા.

પટણાથી એક પૂર્વદિશે દૂજી દક્ષણ વાટ,
જે દક્ષિણ દિશિ પંથ છૈ તિહાં વિષમા છે ઘાટ. ૧

પહેંલી પૂરવની કહું વાત વાટની જેહ;
સુણજો આલસ છોડિને આણી અવિહડ નેહ. ૨

ત્રિણ કોસેં પટણાથકી ફતુઓ નગર સુઠાંમ
દિગપટ સામગ્રી તિહાં સહૂ પામે વિસરાંમ. ૩

॥ ઢાલ ૬ ॥

મંગલ કમલાના કંદની, એ દેશી.

પટણાથી કોસ પંચાસ રે વૈકુંઠપુરી સુભ વાસ રે;
શ્રાવક સેવેં જિનરાજ રે દેહરાસર વંદ્યા પાજ રે. ૧

તિહાંથી દશ કોસેં જાણુ રે ગામ નામેં ચાડ વષાણુ એ;
ભગવતદાસ શ્રીમાલ રે નિત પૂજા કરેં સુવિશાલ રે. ૨

દેહરાસર દેવ જુહાર રે વલી રયણની પ્રતિમા નિહાર રે;
વંદી જિનજીના પાય રે જસ વંદ્યાં શિવસુષ થાય રે. ૩

ગંગાજીનેં મધ્યભાગ રે એક ડુંગરી દીસેં ઉદાર રે;
તિહાં દેહરી એક પવિત્ર રે પ્રતિમા જિન પ્રથમની નીત્ત રે. ૪

કહેં અષ્ટાપદની રીત રે ગંગા મધ્ય થઇયેં પ્રતીત રે;
મિથ્યાતિ સ્નાંન વિચાર રે માને ઉરવાહેં નિરધાર રે. ૫

તિહાંથી દક્ષિણ કોસ ત્રીસ રે જિહાં વૈજનાથ છેં ઇસિ રે;
કાવડિયા ગંગા નીર રે લે ઢાઈ લેઇ શરીર રે. ૬

તે જિહાં ગિરાંથી જાય જાય રે દશ કોશે મારગ થાય રે;
ચંપા ભાગલપુર કહેવાય રે વાસપૂજ્ય જનમ તિહાં ઠાય રે. ૭

ચંપામાં એક પ્રાસાદ રે શ્રીવાસપૂજ્ય ઉદાર રે;
પૂજ્યા પ્રભુજીના પાય રે કીધી નિજ નિર્મલ કાય રે. ૮

ચંપા ભાગલપૂર અંતરાલ રે એક કોશતણો છે વિચાલ રે;
વીચે કરણરાયનો કોટ રે વહે ગંગાજી તસ ઓટ રે. ૯

કોટ દક્ષિણ પાસ વિશાલ રે જિહાં જિન પ્રાસાદ રસાલ રે;
મોટા દોઈ માણકથંભ રે દેષી મન થયો અચંભ રે. ૧૦

તિહાંના વાસી જે લોક રે બોલે વાણી ઇંહાં ઇમ ફોક રે;
એ વિષ્ણુપાદુકા જાણુ રે અતિ જીરણ છેં કમઠાંણ રે. ૧૧

તિહાં થંભની ઠામ હોય રે પંચ કલ્યાણક જિન જોય રે;
ઉદ્ધાર થયા ઇણે ઠામ રે કહિઇં કિણુ કિણુરા નાંમ રે. ૧૨

ઇણુ નગરી સુદર્શન સાર રે રહ્યા પ્રતિમા કાઉસગ્ગ દ્વાર રે;
અભયાદાસી લેવાય રે રાણીને દેં મન લાય રે. ૧૩

ન ચલ્યો બ્રહ્મચારિ ચિત્ત રે રાખી જગમાંહિ કિત્ત રે;
સૂલી સિંહાસન થાય રે રાજાદિક પ્રણમેં પાય રે. ૧૪

થઇ સતી સુભદ્રા નારી રે ઉઘાડ્યાં ચંપા બાર રે;
ચાલણિઇં કાઢ્યો નીર રે ઇણુ ચંપા નગરી ધીર રે. ૧૫

ચંદનબાલા ઇણુ ગાંમ રે જનમિ નિર્મલ પરિનાંમ રે;
ઇમ હુઆ અનેક ઉદાર રે ધર્મિ ઇણુ નગર મઝાર રે. ૧૬

ચંપાથી દક્ષિણુ સાર રે ગિરિમક્ષૂદા નામ મંદાર રે;
કોશ સોલ કહે તે ઠાંમિ રે તિહાં મુક્તિ વાસપૂજ્ય સ્વાંમિ રે. ૧૭

પ્રતિમા પગલાં કહિવાય રે પણિ યાત્રા થોડા જાય રે;
એહવી વાંણી વિખ્યાત રે કહેં લોક તે દેશી વાત રે. ૧૮

તે તીરથ ભૂમિ નિહાર રે આયા ભાગલપુર સુવિચાર રે;
જયવંતા તિહાં ઓસવાલ રે માનેં ષટ્દર્શન પ્રતિપાલ રે. ૧૯

દિગંબર શ્રાવક સાર રે દેહરાસર દેવ જુહાર રે,
વયરાડી છેં ગાંમ પાસ રે ભાગલપુરને ઉલ્લાસ રે. ૨૦

એક દેવલ તેણે ગાંમ રે હતો હમણાં છે તે ઠાંમ રે;
તિહાંથી ચાલ્યા ચિત્તચંગ રે હિવેં આવ્યા તે દેશ બંગ રે. ૨૧

બંગાલો છેં લોક પ્રસિદ્ધ રે જિણેં દેશે છે બહુલિ ઋદ્ધિ રે;
નવલાષ છેં કામરૂ દેશ રે એક દ્વાર ગલી છઇં પ્રવેશ રે. ૨૨

બંગાલેં લોક કંગાલ રે મુંહ કાલા નેં દાંત લાલ રે;
ઉંચ નીચ વિણુ સ્નાંન રે ન કરેં કોઈ જલપાંન રે. ૨૩

બંધ કોષ્ઠ રોગ નિરધાર રે કહો કિણિપરેં હોવેં કરાર રે;
મલશ્રાવ સમય કરે જેહ રે વાત કહે કેં કેંહી તેહ રે. ૨૪

માટી પીંડી પાંચ સાત રે મલદ્વાર પ્રવેશ વિખ્યાત રે;

ઉભા થઈ કૂટે પેટ રે એ વાત દેષી નિજ દેઠ રે. ૨૫

કહેં ગોરષનાથ સરાપ રે દીધો ઇણે દેશેં આપ રે;
ન વિચારેં કર્મ કુરીત રે કહેં બંગાલેં એ રીત રે. ૨૬

ત્રસજીવ કરેં તે જુક્ત રે ઉપજેં અંબફલ અયુક્ત રે;
ઘર ઘર વાડી વિસ્તાર રે દેષ્યો તે બંગાલેં ઉદાર રે. ૨૭

રાજમહલ આયા આનંદ રે શ્રાવક ગૃહેં વાંધા જિણુંદ રે;
તિહાંથી મજલ ચિહું થાય રે નાંમ મક્ષુદાબાદ કહેવાય રે. ૨૮

રેસમ ઉપજેં જ્યું સૂત રે કીડાનેં ચરાવેં તૂત રે;
કીડા કરેં ઓગાલ રે બંગાલેં એહવી ચાલ રે. ૨૯

દેશ દેશના આવેં લોક રે આવી વસ્યા વારૂં થોક રે;
બ્રાહ્મણ નેં ક્ષત્રી વૈશ્ય રે સૂદ્ર એ ચારેં નિવેશ્ય રે. ૩૦

ગંગાજી ફિરતિ ફેર રે વન વાગ ભલા ચોફેર રે;
કોટીધ્વજ કેઈ સાહ રે રેસમીની કોઠી ઉચ્છાહ રે. ૩૧

વર્ણવતાં વાધેં વાત રે સહુ જાણેં તેહની ખ્યાત રે;
છપ્પરની છાયેં છાન રે વાસણ ઉપજેં ભલેં વાંન રે. ૩૨

## દૂહા.

કોસ દોઢસો જાણુજો પટણાથી એ ગાંમ;
સેયંવરા આસંવરા સહુ રહેં એક ઠાંમ. ૧

જિણ ગામેં જિનરાજનેં શ્રાવક સેવેં નિત્ત;
ગુણવંતા ગુરૂની ભગતિ કરેં ઉદારહ ચિત્ત. ૨

## ॥ ઢાલ ૭ ॥

બિંદલીની દેશી

મક્ષુદાબાદ મઝાર શ્રાવક સઘલા સુષકાર હો;
સુંદર, સુણુજ્યો જી ઓસવંશ સિરદાર
દાની ષડગવંશ ઉદાર હો. સું૦ ૧

વીર ધીર વિખ્યાતા ધરમિ નેં સુપાત્રે દાતા હો; સું૦
વંધા શ્રીગુરૂના પાય હરખ્યા ઘણું હીયડામાંહિં હો. સું૦ ૨

યાત્રાઇં ગુરૂજી પધારો મન ચિંત્યાં કારિજ સારો હો; સું૦
સામગ્રી મારગ કેરી જોઇઇ તે દીધી ભલેરી હો. સું૦ ૩

મક્ષુદાબાદથી આવ્યા કાસમબાજારેં ભાવ્યા હો; સું૦
ભાગીરથી તિહાં ગંગા વહેં પશ્ચિમ દિશિ મન રંગા હો. સું૦ ૪

તિહાં જિણહર એક વિશાલ વંધા પ્રભુ ચરણ રસાલ હો; સું૦
તિહાંથી મારગ દોય થાઇ એક વર્દ્ધમાન થઇ જાઇ હો. સું૦ ૫

શૂલપાંણ જક્ષ ઠાંમ જસ કહેતા અસ્થિગ્રાંમ હો; સું૦
અબ વર્દ્ધમાંન વિખ્યાતા જાંણે એ કેવલી વાતાં હો. સું૦ ૬
દૂજેં પંથે ગિરિરાજ જાતાં વીરભૂમિનો રાજ હો; સું૦
વીર હુતો જમીદાર તસ નામે દેશ વિચાર હો. સું૦ ૭
તે દેશનો ધણી છેં પઠાંણ ન્યાયી નિં નિપટ સુજાણ હો; સું૦
બકલેસર ઇશિનો ઠાંમ ઉષ્ણકુંડ ઘણા તિણેં ગાંમ હો. સું૦ ૮
કોતિક જોઇ દિલ ભાયા અનુક્રમેં પંચેટે આયા હો; સું૦
ગિરતટ વાસ વિરાજે રાજા ગરૂડનારાયણ રાજેં હો. સું૦ ૯
એ શિષર ભૂમિ કહિજેં તે દેશનો નાંમ લહિજેં હો; સું૦
પર્વત ઉપર અતિચંગ દેવલ રઘુનાથજીનો રંગ હો. સું૦ ૧૦
કુંડ ઘણા જલકેરા જિહાં વન વાંનરના વસેરા હો; સું૦
લહિ તે રાજા આદેશ રઘુનાથ પૂરે સુવિશેશ હો. સું૦ ૧૧
ખિંદા નગરી ચલિ આયા દેખ્યા દેવલ મન ભાયા હો; સું૦
જીરણબિંબ પૂજી વંધા જિનજી દેખી આનંધા હો. સું૦ ૧૨
નદી દામોદર બીચ નિર્મલ પાંણિ નહિં કીચ હો; સું૦
ઝરીઇં સંઘ આયા ચાલી વલી માટસરો રહ્યો ખાલી હો. સું૦ ૧૩
વિકટ મારગ વનજાલ પિણ ડર ભય નહિં વિચાલ હો; સું૦
તે પ્રભુનો પરતાપ કરત સમેદાચલ જાપ હો. સું૦ ૧૪

ઝરીઈ વન વૃક્ષ ઝાઝા રઘુનાથસિંઘ મહારાજા હો; સુ૦
સોમદાસ ગુણગ્રાહિ સંપતિ સારૂં રાહિ હો. સુ૦ ૧૫
જર જાતિ તિહાં દીવાણુ ભર બેસેં સભા મંડાણુ હો; સુ૦
જાત્રે જે કોઇ આવેં અદ્ધોં લેઇ આગે વોલાવેં હો. સુ૦ ૧૬
ભીંતરિ લેવે રાજા મુંડકાથિ હોવેં તાજા હો; સુ૦
વિચમે ફિરેં રે દલાલ શ્રાવકસોં કરે લાલપાલ હો. સુ૦ ૧૭
પારસનાથના પાલ્યા અમે છું પ્રભુના રખવાલા હો; સુ૦
સંઘ લેઇ તુમેં આવ્યા દો અમને જે કંઈ લાવ્યા હો. સુ૦ ૧૮
કતરાસું આવ્યા ઉલ્લાસ તિહાં તીરથરાયનો વાસ હો; સુ૦
કૃષ્ણસિંઘ નામે રાજા પરતાપી સબલ દિવાજા હો. સુ૦ ૧૯
કહે રાજા કિરિયા કીધી યાત્રા દેષી મનસા સીધી હો; સુ૦
તીરથ એ પવિત્ર તુમારો સમ્મેદશિષર જુહારો હો. સુ૦ ૨૦
હમ સેવક એ તીરથના તિણ કારણ કીજે જતના હો; સુ૦
અમ હાસલ દીજેં દાંણ અવરાંસું નહિ તાંણ હે. સુ૦ ૨૧
દીઇં સેવક સબલ સનૂરા સાથે ચોકિ ને પૂરા હો; સુ૦
સાતજ કોશ ગિરિરાજ થાઇં તિહાંથી ગરિબનિવાજ હો. સુ૦ ૨૨
તલહટિઇં ગામનો વાસ રઘુનાથપુરો છે પાસ હો; સુ૦
મોટો વડ ડાલ વિશાલ તિહાં જાઇ ઉતરે સંઘ રસાલ હો. સુ૦ ૨૩
આવ્યા તિણે ગાંમ ઉલ્લાસે તિહાંથી ગિરરાજ છેં પાસે હો; સુ૦
કોસ દોય વલી કહેવાય સરષી ધરણીની જાય હો. સુ૦ ૨૪
રહ્યા એકદિન તિણેં ગાંમે સહુ ધરમી શુભ પરિણાંમે હો; સુ૦
તન વસન પવિત્ર કરીજેં ડુંગર ચઢવા મનડું કીજે હો. સુ૦ ૨૫
પૂજાની સામગ્રી સાર કરી અષ્ટ પ્રકારી વિચાર હો; સુ૦
નૈવેદ્ય નવનવિ ભાંતે શુદ્ધ કિરીયાસુ કરિ ષાંતે હો. સુ૦ ૨૬

## દૂહા.

વસંત રાગે.

દેષ્યો ડુંગર નયનભરી હુઓ હર્ષ અતિ જોર.
જ્યું પાવસ ઋતુ દેષીને મુદિત હોઈ મન મોર.. ૧

ધન્ય દિવસ ધન્ય એ ઘડી દેષ્યો શ્રીગિરિરાજ;
સુણુતાં ગુરૂમુષ શાસ્ત્રમાં પાયો પરતષિ આજ. ૨

॥ ઢાલ ૮ ॥

રામચંદકે બાગ ચંપા મોર રહ્યો રી; એ દેશી.

તિણુ દેશમેં માસ વસંત આયો સબ મન ભાયો;
ફૂલી ફલી વનરાય મલયપવન પણ વાયો. ૧

અંબ કદંબ તમાલ સરસ ફૂલની વાસા;
માજર દેષી મનમાંહિ કોયલ બાંધી આસા. ૨

કટહલ વડહલ નાંમ રાયણુ રૂડાં કેળાં;
વડ પીંપલ વિસ્તાર ચારોળીસું ભેલાં. ૩

વશજાલ કચનાલ નાલેરી જંભિરી;
પૃગી કરણા રગ લાંબી સરલ ખજૂરી. ૪

તાડ ચંપક ને અશોક ફૂલ્યા લાલ પલાસા;
અષરોટ અવલ અનાર કેતકી ફૂલ સુવાસા. ૫

મોગરો માલતિ જાય દમણો મરૂઓ જાંણો,
લાલ ગુલાબ સુવાસ સેવત્રી સેત વષાંણો. ૬

મલયાચલ મચકુદ ચંદન વાસ ભલેરી;
સરલ સાગ નેં સાલ ધવલ ખદરી નેં ગગેરી. ૭

આંબલી લીંબુ રસાલ વેલ કોઠફલ સોહે;
વનરી એ ઇહ ભાંતિ દેષી જન મન મોહેં. ૮

હાથીની ઉતપત્તિ પહિલી ઇણુ ગિર સુંણિઇં;
યે દીઠો પરતષિ વાત તાસ હિવઇ ભણિઇં. ૯

વાઘ વડા વિકરાલ વલી વાનરના ટોળા;
સાંમરસીંગા જીવ હિરણુ રોઝ ફરેં દોલા. ૧૦

આરણા ભેંસા અનૂપ ગેંડા ગજસમ સોહિં;

જરખ રીંછ નેં પાઢ ઇણુકો જ્ઞાંન ન કોહેં. ૧૧
ધન પસુ પંષી તેહ જે સેવે ગિરિરાજા;
લહિસેં સુગતિ સૂં દેસ મહિમા એહના તાજા. ૧૨
ધન માંનવ અવતાર ધન આરિજ કુલ આયો;
ધન જિનધર્મ પ્રભાવ ધન તીરથ મેં પાયો. ૧૩

## દૂહા

ઇણુપરિં તલહેટીતણા કીયા વષાંણ અનેક,
હિવે સુણજ્યો ગિરિ ઉપરેં ચઢવાતણી સુવિવેક. ૧

## ॥ ઢાળ ૯ ॥

રસિયાની દેશી.

ચોષો ચિત્ત કરિ ચઉવિહ સંઘસેં ચઢિયા શ્રીગિરિરાજ; સનેહી,
મનડો વિકસ્યો તન મન ઉલસ્યો જનમ સફલ થયો આજ. સ૦
હુ બલિહારી હો સમ્મેતશિષરકી સિદ્ધા વીસ જિણંદ એ આંકણી.સ૦૧
કેવલી કોડ અસખ્ય મુનીશ્વર પામ્યા શિવપુર વૃંદ; સ૦
દર્શન પરસન એ તીરથતણો આપે પરમાનંદ. સ૦ હું૦ ૨
નીઝરણેં ઝરણેં પાંણી ઝરેં સંઘ ઊતરે વૃક્ષની છાંહ; સ૦
ઉપરી સીતા નામ નાલો વહે શીતલપાણી છે તાંહ. સ૦ હું૦ ૩
ચઢતાં ચઢતાં રે તિહાં પગથિયાં સાવધાંનની રે વાટ; સ૦
જયજયકાર કરતાં મુષથકી આયા પાંણીનેં ઘાટ. સ૦ હું૦ ૪
ટૂક પ્રથમ જિહાં જિનદેહરો જલનો કુંડ છેં પાસ; સ૦
ભૂંહિરે બિંબ બિરાજૈં છે સદા ઉપરિ ગોમઠ ષાસ. સ૦ હુ૦ ૫
જાત્રા આવી જિનબિંબનેં મુદા ઉપરિ આંણો રે રંગ; સ૦
પૂજા અરચા પ્રભુજીની કરેં પૂજેં લેઈ લેઈ નાંમ. સ૦ હું૦ ૬

અજિત સંભવ અભિનંદન સુમતિજી પદમપ્રભ શ્રીસુપાસ; સ૦
ચંદ્રપ્રભ સુવિધિ શીતલનાથજી શ્રેયાંસ વિમલ અનંત ધર્મ. સ૦ હું૦ ૭

શાંતિ કુંથુ અર મલ્લિ મુનિસુવ્રતજી નમિ શ્રીપારસનાથ; સ૦
વીસ જિણંદનાં પગલાં પૂજીને થાપીજે પટ્ટ સાથ. સ૦ હું૦ ૮

સજ્જ થઇયે સાહસ મનમે ધરી તિમ હું સીઝે રે કાંમ; સ૦
ટૂંકતણિ કહીયેં હવે વાતડી જે સાંભલિયાં રે નાંમ. સ૦હું૦૯

ટૂંક પ્રથમથી અગનિકુંણ મે અજિતનાથનો રે ટૂંક, સ૦
પૂરવદિશિ ચંદ્રપ્રભજીતણો કહીઇ વિષમો રે ટૂંક. સ૦ હું૦ ૧૦

પાશ્ચિમદિશિ દુરે દુઝ દેષીઇં પારસનાથ સહાય, સ૦
અવર તીર્થંકર નાંમે ટુકડો નવિ દેષ્યો તિણે ઠામ. સ૦ હું૦ ૧૧

દેહરાથી ચઢતાં ઉત્તરદિશિં દ્રુમઠ નામ પ્રસિદ્ધ; સ૦
પગલાં પૂજો પ્રભુજીનાં તિહાં જીરણ ઠામ તે કીધ. સ૦ હુ૦ ૧૨

તે દેહરાથી પૂરવ પશ્ચિમે છોટા છોટા દેષિઇં ટૂંક; સ૦
તિહાં તિહાં પગલાં છેં વલી માંડણી તેહને નામેં રે ટૂંક.સ૦ હું૦ ૧૩

ચદ્રપ્રભ ને પારસનાથજી એ દોય ટૂંકનાં જાણ, સ૦
તિહાંના વાસી સઘલા જાણજો અવર ટૂંકના અજાણ. સ૦ હુ૦ ૧૪

કાલ પ્રભાવે નામ ન કો જાણે કુણ જિન કહેં રે ઠાંમ; સ૦
સ પૂર્ણ સિદ્ધિ જૈન વાંણીઇં નમિઇં નિજ સિર નાંમ. સ૦ હુ૦ ૧૫

દૂરથકિ અવલોકી વાંદીએ શીતલનાથનો સ્થાંન; સ૦
વિકટ મારગ કો જાઇ સકે નહિ ગુરૂમુષથી સુણિઇં સહેનાંણ. સ૦ હુ.૧૬

પૂજી અરચિ તીરથ વ્રત કરિ રહી રજની પરભાત; સ૦
પૂજા સ્નાંન કરી કરિ પારણો હુઇ સફલી રે જાત. સ૦ હું૦ ૧૭

ગિરિથી દૂરે દક્ષિણ દિશિ દેષિઇં રિજુવાલુકા રે નાંમ; સ૦
દામોદર તટની હમણાં વહે વીરજિન કેવલ ઠામ. સ૦ હું૦ ૧૮

વીસ તીર્થંકર ઇણે ગિરિ સિદ્ધિ હુઆ સાધુતણો નહીં પાર; સ૦

વલિ સિદ્ધ થાસ્યેં ઇણ ગિરિ ફરસતાં પાંમી શ્રીજિનધર્મ સાર. સ૦
છે અવદાત ઘણા એ ગિરિતણા કહેતાં નાવે રે પાર; સ૦
વલિ દરિસણ હોજો મુઝ એહનો સફલ કરૂં અવતાર. સ૦ હું૦ ૨૦
ભગતિ જુગતિ કરી ભાવે ભાવના શ્રાવક શ્રાવિકા સાર; સ૦
ગુરૂ પૂજા કરિ હવે રંગસેં છેં જી એ વ્યવહાર. સ૦ હું૦ ૨૧
ઇમ યાત્રા કરીનેં સહુ તળહટીઇં આવ્યા અતિહિ આણંદ; સ૦
કુશલે મક્ષુદાબાદ આવિયા પામ્યા પરમાનંદ. સ૦ હું૦ ૨૨
માસ દિવસ રહ્યા તિણ નયરી મુદા આયા ચંપાએ ચંગ; સ૦
પૂરણ પુણ્યપ્રભાવે ભાવસું જાત્રા હૂજી થઇ રંગ. સ૦ હું૦ ૨૩
અનુક્રમેં આયા પુરવર પાડલી પટના લોક પ્રસિદ્ધ; સ૦
શ્રીવિજયપ્રભ ગુરૂ આદેશથી ચઉમાસો વલી કીધ. સ૦ હું૦ ૨૪

## દૂહા.

હિવેં સાંભલજો જે અછેં તીરથ પટણા પાસ;
વંદણ તે તીરથભણી ઉપજે અધિક ઉલ્લાસ. ૧
રાજગ્રહી પાવાપુરી ક્ષત્રિકુંડ વિચાર,
ભદ્દિલપુર મહિલાપુરી એ છે તીરથ સાર. ૨

## ॥ ઢાલ ૧૦ ॥

દેશી ભાવનાની.

પટણાથી દક્ષિણ દિશિ જાંણજો રે મારગ મોટા કોસ પંચાસ રે;
ભદ્દિલપુર ભાષે છેં શાસ્ત્રમાં રે હિવણાં નામ દુતારા જાસ રે. ૫૦ ૧
મારગમાહિં મિથ્યાત્વીતણી ભણું જી રાજધાંણી છેં ગયા ગાંમ રે;
અઓતપિતર અવગતિયા જે હુવે રે પિંડ ભરેં ભોલા તસ નાંમ રે.૫૦ ૨
ફલ્ગુ નાંમ નદીની રેતમાં રે બેંસેં મસ્તક મુંડિત મૂઢ રે;
ઇણ ઠાંમેં દશરથ નીકલ્યો રે સીતા દ્યેં વેલુપિંડ ગૂઢ રે. ૫૦ ૩

શ્રીજિનપ્રતિમા ચારેં ચોપસ્યું રે મોટા તિણ મિથ્યાત્વી ગાંમ રે;
ઘણું રહ્યાં મિથ્યાત્વીનેં થાંનકેં રે ન રહેં જૈનીનાં મન ઠામ રે. પ૦ ૪

તિહાંથી ઓઘ ગયા કોસ ત્રણ છે રે પ્રતિમા ઓઘતણો નહિં પાર રે;
જિનમુદ્રાથી વિપરીત જાણજો રે કંઠ જનોઇનો આકાર રે. પ૦ ૫

તિહાંથી સોલેં કોસેં જાણજો રે ભદ્દિલપુર છેં દતારા પ્રસિદ્ધ રે;
વિષમ મારગ છે વનષડેં કરી રે સાથે પંથદિષાઉ લિદ્ધ રે. પ૦ ૬

આવ્યા ભદ્દિલપુર ઉલટ ધરી રે ગિરિ ચઢિયા દિન પૂજેં ભાય રે;
રાજાનો આદેશ લેઇ કરી રે ફરસ્યા પારસનાથના પાય રે. પ૦ ૭

સપ્તફણામણી મૂરતિ પાસની રે એક ગુફામાં એકલ્લમલ્લ રે;
નિપટ સરોવર કમલ ફૂલેં ભર્યો રે નિર્મલ પાણી તાસ અવલ્લ રે. પ૦ ૮

પૂજીનેં તે ગિરિથી ઊતરી રે આવ્યા ગાંમ દતારે જેથ રે;
જનમ થયો શીતલ જિનરાયનો રે ચાર કલ્યાણક હુઆ એથ રે. પ૦ ૯

સુલસાનેં સંદેશો મોકલેં રે ઇણેં ભદ્દિલપુર શ્રીમહાવીર રે;
ધર્મસનેહી અંબડનેં મુષેં રે પુહચાડી પ્રશંસે ધીર રે. પ૦ ૧૦

કાંન્હસહોદર ઇણ નગરી વષ્યા રે ચંદેલા છેં ગાંમ સહિનાંણ રે;
ભદ્દિલપુર પુછ્યો જાણે નહી રે નાંમ દતારા તાસ તે જાણ રે. પ૦ ૧૧

તિહાંથી ગાંમ પુનાયાં આવિયા રે પગલાં વીર જિણંદનાં જાંણ રે;
કાંનથકી ષીલા તિણ થાનકે રે કાઢ્યા સડ્યાસી ઠરિ તાંણ રે. પ૦ ૧૨

તિણ થાંનકથી જઇયેં ચાલતાં રે કોસ ઇગ્યાર વિખ્યાત રે;
રાજગ્રહી નગરી રલિયાંમણી રે તાસતણી સુણજ્યો હિવે વાત રે. પ૦ ૧૩

જનમ્યા શ્રીમુનિસુવ્રત વીસમા રે તીર્થંકર ઇણ નગરી મઝાર રે;
પરવત પંચ પ્રગટ તિહાં વંદિયેં રે પંચમગતિના દાતાર રે. પ૦ ૧૪

વૈભારગિરેં પ્રાસાદ વષાણિઇં રે બાવન વંદું મન ભાય રે;
વિપુલ વિષેં છેં આઠ ઉજલા રે રતનગિરિ ત્રિણ વંદાય રે. પ૦ ૧૫

સ્વર્ણગિરિ સોલહ જિનદેહરાં રે ચૌમુષ એક ઉદયગિરિ જાંણ રે;

વસતિ એકમાંહિ વલી દેહરો રે એક્યાશી પ્રાસાદ વષાણ રે; ૫૦ ૧૬
વૈભારેં એકાદશ ગણધરા રે પામ્યાં ભવસાગરનો પાર રે;
ધન્નો નેં શાલિભદ્ર મુનીસરૂ રે સથારો ઇણ ગિરિ નિરધાર રે. ૫૦ ૧૭
મેઘકુમર નેં અભયકુમર વલી રે કયવન્નો ધન્નો કાકંદી જાણ રે;
ઇત્યાદિક અણગારે ઇણેં ગિરિં રે કીધો સંથારો શુભ ઠાંણ રે. ૫૦ ૧૮
વસતા શાલિભદ્ર જિણેં થાંનકેં રે તિહાં નિર્મલ જલ કુઈ જોય રે;
તે ઉપર ગોમઠ કીધો અછેં રે ગ્રહણાં નાંષેં તિહાંથી જોય રે. ૫૦ ૧૯
સૂરજકુંડ અને બ્રહ્મકુંડ જાંણજો રે અવર અનેક અછેં સુષકાર રે;
ઉંનાં પાંણી સહજે ઉકલે રે સ્નાને જાઈ સકલ વિકાર રે. ૫૦ ૨૦
વૈભાર પર્વત દક્ષિણ દિશેં રે તલહટીઇ છે સોવનભંડાર રે;
પૌષધશાલા વીર જિણંદની રે તેહનેં ભાષેં લોક વિચાર રે. ૫૦ ૨૧

## દૂહા.

જરાસિંધુ રાજા ઇહાં થયો ત્રિષંડી રાજ,
કોટ તેહનો આજ લગેં દીઠો રૂડે સાજ. ૧
રાજગૃહી પૂરવદિશિ કોશ ત્રણ જગ જાય;
ગુણસિલ વનની જાયગા ગાંમ ગુણાયાં કહવાય. ૨

## ॥ ઢાળ ૧૧ ॥

ચિત ચેતો રે; એ દેશી.

રાજગૃહીથી ઉતરે ચિત ચેતો રે નાલદો પાડો નામ; જીવ ચિત ચેતો રે.
વીર જિણંદ જિહાં રહ્યા ચિ૦ ચઉદ ચોમાસાં તાંમ. જી૦ આંકણી
વસતા શ્રેણિક વારમાં ચિ૦ ઘર સાઢી કોડી બાર; જી૦
તે હવણાં પરસિદ્ધ છેં ચિ૦ વડગાંમ નાંમ ઉદાર. જી૦ ૧
એક પ્રાસાદ છેં જિનતણો ચિ૦ એક થૂભ ગાંમમાંહિં: જી૦
અવર પ્રાસાદ છેં જૂના જિકે ચિ૦ પ્રતિમા માંહિં નાંહિં. જી૦ ૨

પાંચ કોશ પશ્ચિમ દિશેં ચિ૦ થૂભ કલ્યાંણુક સાર; જી૦
ગૌતમ કેવલ તિહાં થયો ચિ૦ યાત્રાષાણુ વિચાર. જી૦ ૩

વડગાંમેં પ્રતિમા વડી ચિ૦ ઐાધમતની દોય; જી૦
તિલિયાભિરામ કહેં તિહાં ચિ૦ વાસી લોક જે હોય. જી૦ ૪

તિહાંથી પૂરવ દિશિભણી ચિ૦ ત્રિણ કોશ કહેવાય; જી૦
પાવાપુરી રલિયામણી ચિ૦ વીર મુગતીની જાય. જી૦ ૫

પાવાગાંમ જૂદો વસે ચિ૦ પૂરીય વસે ભિન્ન ઠાંમ; જી૦
કલ્યાણુક શ્રીજિન વીરનો ચિ૦ કહીઇં પાવા ગાંમ. જી૦ ૬

સમવસરણુ થાનક જિહાં ચિ૦ થૂભ એક તિણેં ઠાંમ; જી૦
કાયા સંસ્કારી જિહાં ચિ૦ તે જલમાંહિ છે ધામ. જી૦ ૭

નષ ચૂટી માટી ગ્રહી ચિ૦ નિર્વાણુક કલ્યાણુ; જી૦
દેવ દાણુવ માનવ મિલી ચિ૦ કીધું સરોવર ઠાંણુ. જી૦ ૮

કમલ સરોવર વીચ છેં ચિ૦ જીવયોનિની રાસ; જી૦
પિણ કોઈ વધ નવિ કરેં ચિ૦ અમર દેવની ભાસ. જી૦ ૯

દીપોત્સવ ઉપરિ ઘણા ચિ૦ આવે શ્રાવક લોક; જી૦
મહોત્સવ મન માન્યા કરેં ચિ૦ મુકી સઘલો શોક. જી૦ ૧૦

પંચ રાત્રિ નિવસેં સદા ચિ૦ નરનારીના વૃંદ, જી૦
દાન પુણ્ય પૂજા કરે ચિ૦ જનમ સફલ કરે નંદ. જી૦ ૧૧

તે વદી આનંદિયા ચિ૦ આવ્યા નગર વિહાર, જી૦
તુંગિયાનગરી તિહાં હતી ચિ૦ તિહાં વન વાડી વિચાર. જી૦ ૧૨

કોશ છવીસ વિહારથી ચિ૦ ક્ષત્રિકુંડ કહેવાય, જી૦
પરવત તલહટીયે વસે ચિ૦ મથુરાં પુર છેં જાય. જી૦ ૧૩

કોશ દોય પરવત ગયા ચિ૦ માહણુકુંડ કહેં તાસ; જી૦
ઋખભદત્ત બ્રાહ્મણતણો ચિ૦ હુતો તિણે ઠાંમેં વાસ. જી૦ ૧૪

હિવણાં તિહાં તટની વહેં ચિ૦ ગાંમ ઠાંમ નહિં કોય; જી૦
જીરણ શ્રીજિનરાજના ચિ૦ વદુ દેહરાં દોય. જી૦ ૧૫

તિહાંથી પરવત ઉપરિ ચઢ્યાં ચિ૦ કોસ જિસે છેં ચ્યાર; જી૦
ગિરિ કડખેં એક દેહરો ચિ૦ વીર બિંબ સુષકાર. જી૦ ૧૬

તિહાંથી ક્ષત્રીકુંડ કહેં ચિ૦ કોસ દોય ભૂમિ હોય; જી૦
દેવલ પૂજી સહુ વલેં ચિ૦ પિણ તિહાં નવિ જાએ કોય. જી૦ ૧૭

ગિરિફરસીનેં આવિયા ચિ૦ ગાંમ કોશાઈ નાંમ; જી૦
પ્રથમ પરિસહ વીરનેં ચિ૦ વડતલેં છેં તે ઠાંમ. જી૦ ૧૮

તિહાંથી ચિહું કોસેં ભલી ચિ૦ કાકંદી કહેવાય; જી૦
ધન્નો અણગાર એ નગરનો ચિ૦ આજ કાકદી કહેવાય. જી૦ ૧૯

કાકદી એ જાણજો ચિ૦ વસતો ધન્નો એથ; જી૦
સુવિધિ જિણેસર અવતર્યા ચિ૦ તે કાકંદી અનેથ; જી૦ ૨૦

ઇણિપરે દક્ષિણ દિશિતણા ચિ૦ તીરથ ભેટ્યાં ચ ગ; જી૦
પટણે ચોમાસું રહ્યા ચિ૦ મહિંલાસ્યુ હિવેં ર ગ. જી૦ ૨૧

પટણાથી ઉત્તર દિશેં ચિ૦ કોસ પંચાસ છેં ઠાંમ; જી૦
પ્રથમ ગુણઠાંણી કહેં ચિ૦ સીતામઢી ઇસ્યું નામ. જી૦ ૨૨

મહિલા નામે પરગનો ચિ૦ કહીઇં દફતરમાહિં; જી૦
પણ મહિલા ઇણ નાંમનો ચિ૦ ગાંમ વસેં કોઇ નાંહિ. જી૦ ૨૩

તે સીતામઢી વિષે ચિ૦ પગલાં જિનવર દોય; જી૦
મલ્લીનાથ ઓગણીસમા ચિ૦ એકવીસમા નમિ હોય. જી૦ ૨૪

તિહાથી ચોદ કોસે ભલી ચિ૦ જનકપુરી કહેવાય; જી૦
સીતા પીહર પરગડો ચિ૦ ધનુષ પડ્યો તિણેં ઠાય. જી૦ ૨૫

તે તીરથ વંદી વલ્યા ચિ૦ દેખ્યો ત્રિહુતદેશ, જી૦
પ્રબલ મિથ્યાત્વી વસેં ઘણા ચિ૦ નહિ તિહાં જૈન પ્રવેશ. જી૦ ૨૬

## દૂહા.

પટણાથી પૂરવતણાં તીરથ ભેટ્યાં જેહ;
તિહાં સઘલેં સંભારીયા જિણસ્યું ધરમ સનેહ. ૧

નાંમ લેઈ લેઈ વંદિયા ટીકી દીધી ષંત;
ભાવપૂજાઇં જાંણિનેં મન અનુમોદો સંત. ૨

## ॥ ઢાલ ૧૨ ॥

જી હોની દેશી.

જી હો વણારસીથી જાંણજો, જી હો સાઠ કોસેં તે સાર;
જી હો નયરી અજોધ્યા રૂઅડી, જી હો રૂષભદેવ અવતાર;
સુગુણનર, સેવો તીરથ સાર, જી હો જિમ પામો ભવપાર. સુ૦ આંકણી.
જી હો અજિત નેં અભિનંદન ઈહાં, જી હો સુમતિ અનંત જિણંદ;
જી હો એ પાંચે જિનરાજના, જી હો કલ્યાંણક કરે ઇંદ. સુ૦ ૨
જી હો રામ ઘરણી સીતા સતી, જી હો કીધી ધીજ ધરી ધીર;
જી હો સીયલ પ્રભાવે તેહને, જી હો પાવક થાએ નીર. સુ૦ ૩
જી હો કુતુહલ નયરીતણું, જી હો દીસેં જલના રે કુંડ;
જી હો હરિચંદ રાજાઇં દીઓ, જી હો હરણી હત્યા દંડ. સુ૦ ૪
જી હો અજોધ્યાથી ઉત્તર દિશેં, જી હો તીન કોસે તે સાર;
જી હો સાવત્થી નયરી ભલી, જી હો સંભવ જિન અવતાર સુ૦ ૫
જી હો તે સાવત્થીનેં કહે, જી હો હવણા તિહાંના લોક;
જી હો નાંમે કોના ગાંમડો, જી હો વન ગહ્વર છે થોક. સુ૦ ૬
જી હો પગલા પ્રતિમા છેં તિહાં, જી હો પૂજો આંણી પ્રેમ;
જી હો તિન વનષંડે જાણજો, જી હો ડંડક દેશની સીમ. સુ૦ ૭
જી હો પાલક પાપીયે ઘણો, જી હો પીલ્યા ષંધક સીસ,
જી હો સહિ પરિસહ કેવલ લહ્યો, જી હો પુહતા મુગતિ જગીસ. સુ૦
જી હો ષંધક અગ્નિકુમર થઈ, જી હો બાલ્યો દંડક દેશ;
કટુક અનેં કિરાયતો, જી હો ઉપજે તિણેં પ્રદેશ. સુ૦ ૯
જી હો ગોરષપુરથી પૂરવેં, જી હો કોશ પચીશ પ્રમાંણ;
જી હો કાકંદી નગરી ભલી, જી હો સુવિધિ જનમનો ઠાંણ.સુ૦ ૧૦

જી હો હમણાં કાકંદી કહે, જી હો લોકભાષા એ જાંણ;
જી હો પગલાં પૂજો પ્રેમસું, જી હો આંણિ નિજમન ઠાંણ. સુ૦ ૧૧

જી હો અયોધ્યાથી પશ્ચિમ દિશે, જી હો કોશે સાતે સાર;
જી હો નગર રત્નપુર રૂઅડો, જી હો ધર્મજિણંદ અવતાર. સુ૦ ૧૨

જી હો સરયુતટનીને તટે જી હો એ નગરીનો વાસ;
જી હો હવણાં લોક પ્રસિદ્ધ છઇ, જી હો રોઇનાઇ નિતાસ. સુ૦ ૧૩

જી હો અયોધ્યાથી પશ્ચિમ દિશે, જી હો કાંપિલપુર છે ઠાય;
જી હો વિમલ જન્મભૂમિ જાણજો, જી હો પિટિયારી વહિ જાય.૧૪

જી હો બ્રહ્મદત્ત ચક્રી ઇહાં, જી હો ચૂલણીનાં ચરિત હોય;
જી હો કેસર વન મૃગ ક્રીડતો, જી હો સંજય રાજા હોય. સુ૦ ૧૫

જી હો ગર્દભિલ્લ ગુરૂવચનથી, જી હો ગંગાતટ વ્રતસાર;
જી હો ઉત્તરાધ્યયને જાણજો, જી હો દ્રૂપદી પીહર વાસ. સુ૦ ૧૬

જી હો સોરીપુર રલીયામણો, જી હો જનમ્યા નેમિજિણંદ;
જી હો યમુના તટનીને તટે, જી હો પૂજ્યાં હોઈ આણંદ. સુ૦ ૧૭

જી હો સોરીપુર ઉત્તરદિશે, જી હો યમુનાં તટની પાર;
જી હો ચંદનવાડી નાંમે કહે, જી હો તિહાં પ્રતિમા છે અપાર. સુ૦

જી હો આગરાથી ઈશાંનમેં, જી હો શ્રીઅહિછત્તા પાસ;
જી હો કુરૂ જંગલના દેશમાં, જી હો પરતખ પૂરે આસ. સુ૦ ૧૯

જી હો દિલ્લીથી પૂરવદિશે, જી હો મારગ કોશ ચ્યાલીસ;
જી હો હત્થિણાઉર રલિયામણો, જી હો દેખણ તાસ જગીસ. સુ૦

જી હો શાંતિ કુંથુ અરનાથજી, જી હો અવતરિયા ઇણે ઠાંણ;
જી હો પાંચ પાંડવ ઈહાં થયા, જી હો પંચ ચક્રવર્તિ જાંણ. સુ૦

## દૂહા.

થૂભ તીન તિહાં પરગડાં સુણજો આંણી પ્રીત;
હિવે જિણે દેશે તીર્થ જે કહેસ્યું તેણી રીત. ૧

પૂરણ પૂરવદેશની યાત્રા ચઢી પ્રમાણ;
હિવેં પશ્ચિમ દેશાંતણા તીરથ કરૂં વષાંણ. ૨

## ॥ ઢાળ ૧૩ ॥

શેત્રુંજે શિષર સમોસર્યા, એ દેશી.

સોરઠ દેશેં વદિયે આનદિયે રે, શેત્રુંજય સિરદાર; તીરથ તે નમુ; એ
તલહટીઇં લલિતાસરેં દીઠાં દિલ ઠરે રે, ઋષભ ચરણ જુહાર. તી૦ ૧
ગિરિતલે કડષ ભલિય છેં તિહાં નિર્મલાં રે, પગલાં નેમિજિણંદ; તી૦
પરવત ઉપરિ દેષીઇં હીઇં હરષીઈ રે, સોહે આદિજિણંદ. તી૦ ૨
સૂરજકુંડ સોહામણો જિહાં જલ ઘણો રે, ભીમકુંડ વિષ્યાત; તી૦
રાયણતલેં રલિયામણાં લિયો ભાંમણાં રે, પ્રભુ પગલાંની જાત. તી૦ ૩
રાયણથી ઉત્તર દિશેં દીઠે મન હસે રે, મરૂદેવીનો ટૂક; તી૦
સવાસોમજીનો કહે ચિત્તે ગહગહે રે, ચૌમુષ કીધો ચૂંપ. તી૦ ૪
અદભુદ મોક્ષબારી ભલી દીઠી નિરમલી રે, સહસકૂટની ઠાંમ, તી૦
સહસ બિંબ વદ્યાં ભલા વંછિત ફલ્યાં રે, ત્રિવિધ કરૂ પરિણાંમ. તી૦ ૫
ચેલણા તલાવ ચેલાતણી આછિ બની રે, નિર્મલ પાંણી જાસ; તી૦
ઉલષા ઝોલે નાહિયે પરવાહિયેં રે, પૂરવ પાપની રાશ. તી૦ ૬
સિદ્ધવડ સિદ્ધ થયા ઘણાં કરિ કાંમણા રે, મુક્તિજનિત મનરંગ; તી૦
કાંકરેં કાંકરેં જાણજો મનમેં આણયો રે, મુક્તિ ગયા ચિતચંગ. તી૦ ૭
ગઢ ગિરિનાર જુહારીયેં દુષ વારિયેં રે, નિરષ્યા નેમજિણંદ, તી૦
સહસાવન સંયમ લીયો સુભ મન કીયો રે, ત્રણ કલ્યાંણક વૃંદ. તી૦ ૮
ઘોઘે નવષંડો પૂજીઇં શુદ્ધ થઇ જઈયે રે, મહુઆમાં મહાવીર; તી૦
દીવબંદિર તીન દેહરાં સુભ સેહરાં રે, અઝારો ઉંના તીર. તી૦ ૯
ઉંનામેં પગલાં ભલાં છે ઉજલાં રે, ગણનાયક થૂભ તીન; તી૦
દેવકો પાટણ જાંણીઇં વષાંણીયેં રે વેલાઉલ તસ સીમ. તી૦ ૧૦

નવોનગર પુરબંદિરેં જિનમંદિરે રે, વદન કરૂં વારોવાર; તી૦
એ ઊભી સોરઠતણી વતિયાં ભણી રે, મધ્ય જૂનોગઢ સાર. તી૦ ૧૧

સઘલેં ગાંમેં જૂહારીયેં દુષ વારિયેં રે, પૂજી પ્રભુજીના પાય; તી૦
દેહરેં નેં દેહરાસરેં બિંબ બહુપરેં રે, વંદુ ષંભાયત આય. તી૦ ૧૨

થભણપાસ જૂહારીયે ચિત ધારીયે રે, શ્રીકંસારીપાસ નાંમ; તી૦
રાજનગર ગુજરાતમાં કહેં વાતમાં રે, અમદાવાદ સુષ ઠામ. તી૦ ૧૩

નગરમાંહિ બાહિરપુરાં છેં સુષકરાં રે, સઘલેં જિનની સેવ; તી૦
બીબીપુરમાં પાસજી પૂરેં આસજી રે, ચિંતામણિ નિતમેવ. તી૦ ૧૪

સેરીસો સંષેસરો પંચાસરો રે, પાટણ બિંબ અનેક; તી૦
ગોડી દોડી જાઈયેં નિત્ય ધ્યાઇયેં રે, અમીયઝરો સુવિવેક. તી૦ ૧૫

ઇડરગઢપરિ સોહતો મનમોહતો રે, આદીસર અરિહંત; તી૦
તારંગે રંગે સદા પ્રણમું મુદા રે, અજિતદેવ જયવંત. તી૦ ૧૬

નડોરે પદમાવતી મહિમાવતી રે, ભરૂઅચિ વીસમો દેવ; તી૦
સૂરતિબંદરેં સુંદરૂ જિનમંદિરૂ રે, હોયો ભવભવ સેવ. તી૦ ૧૭

આરાસણ આબૂગઢે જે નર ચઢેં રે, વિમલવસી વિસતાર; તી૦
આદિ જિણંદજી વંદિયેં આનંદિયેં રે, ધન માનવ અવતાર. તી૦ ૧૮

વસ્તુપાલ તેજપાલના સુષમાલના રે, સોહેં મોટા પ્રાસાદ; તી૦
ચોમુષ ચાવો જાણજ્યો વષાંણજ્યો રે, અચલગઢે આલ્હાદ. તી૦ ૧૯

વસંતપુરીમાં દેહરાં જીરણ ષરાં રે, કાઉસગ્ગે આર્દ્રકુમાર; તી૦
બાંભણવાડે સોહતો મનમોહતો રે, વીર ચરણ આધાર. તી૦ ૨૦

સુષકારી સીરોહિયે પડિબોહિયેં રે, વદું ઋષભજિણંદ; તી૦
રાણકપુર રલિયાંમણો નલિની ભણો રે, ગુલ્મવિમાનઆકાર. તી૦ ૨૧

ઘાણોરે સોવનગિરેં વલી મન ધરે રે, શ્રીવરકાણો પાસ; તી૦
નડુલાઇમાં જાદવો બાવીસમો રે, ભિન્નમાલે પ્રભુ પાસ. તી૦ ૨૨

જોધાણેં મંડાવરેં છેં સુષકરે રે, ફલવધિ મેડતામાંહિં; તી૦
જેસલમેર જૂહારીયેં ચિત ધારીયે રે, બીકાનેર ઉચ્છાહ. તી૦ ૨૩

ઉદયાપુર મેવાડમાં પહાડમાં રે, ઋષભદેવ સુષકાર; તી૦
દેવલવાડે દેવ છે ઘણા નવિ જાએ ગણ્યા રે, વંધા હરષ અપાર. તી૦ ૨૪

## દૂહા.

કરહેડે કર જોડીને વંદું વામાનંદ;
એકલમલ્લ ચોલેરજી સેવે સુરનરવૃંદ. ૧

ચંદ્રપ્રભ ચિંતા હરે માલપુરે મનરંગ;
સાંગાનેરે સાહિબો વીરચરણ નમો સંગ. ૨

## ॥ ઢાલ ૧૪ ॥

આદર જીવ ષિમા ગુણ આદર, એ દેશી.

હિવે મેવાત દેશ વિષ્યાતા અલવરગઢ કહેવાય જી;
રાવણપાસ જુહારો રંગે સેવે સુરનર પાય જી. હિ૦ ૧

દિલ્લીમેં મહાવીર વિરાજે મથુરા ને ભમકોલી જી;
ગઢગ્વાલેર બાવન ગજ પ્રતિમા વંદુ ઋષભ રંગરોલી જી. હિ૦ ૨

નગર લાહોરે શાંતિજિણેસર શાંતિકરણ ગુણપાત્ર જી;
દિલ્લીપતિ જિહાંગીર પાતશા કીધી અઠ્ઠોત્તરી સ્નાત્ર જી. હિ૦ ૩

દેશ માલવે નગર ઉજ્જેણી તિહાં અવંતિપાસ જી;
મેલો પોષ દશમીનો થાઇ મનો મગસી પાસ જી. હિ૦ ૪

માંડવગઢમાં સુપાસ જિણંદા ત્રલી નરમદા પાર જી;
ભરત અંગુઠીનાં માણકથી માંણિકસ્વાંમી કહેવાય જી. હિ૦ ૫

પહેલાં તો અસવારી નિકલતો આજ તારિક એક જાય જી;
દેશે વરાડે દોલતિ દાતા અંતરીક સુષ થાય જી. હિ૦ ૬

બીજાપુર વંદુ જિનરાયા તુંગિગિરિ નમુ પાય જી;
રામ તપસ્યા કીધી રંગે માંગીતુંગી કહેવાય જી. હિ૦ ૭

સેતબંધરામેશ્વર પાસે જૈન રાજા છે આજ જી;
લંકા લેવે રામ લક્ષમણે બાંધિ સાયર પાજ જી. હિ૦ ૮

ગૌમટસ્વાંમી જલધર તીરે છાયા માટી નીર જી;
આજ અનોપમ વંદે કોઈ ગુરૂમુષ વાણી સધીર જી. હિ૦ ૯

બિલગુલ પાસે ગોમટ દેવા કરે નાટિક પરદેષ જી.
ઋષભદેવની પ્રતિમા ઉંચી પૂજે સંઘ વિશેષ જી. હિ૦ ૧૦

અષ્ટાપદ આદેં અવનીતલ તીરથ ઠામ અનેક જી.
સ્વર્ગ પાતાલેં હિમવૈતાઢ્યેં તાસ નમુ સુવિવેક. જી. હિ૦ ૧૧

ત્રિણ લોકમાં શાસ્વતી અશાસ્વતી જિહાં જિનપ્રતિમા હોય જી.
તીનકાલ કરૂ નિત વંદન જોડીનેં કર દોય જી. હિ૦ ૧૨

જે તીરથ ઇણ માંહિ વષાંણ્યાં નયણે દીઠાં તેહ જી;
અણદીઠાં પણ ભક્તિં વંદું ત્રિકાલ લહું તેહ જી. હિ૦ ૧૩

તીરથ સેવા મુઝ ફલ દીજે સાચો સમકિત સાર જી.
સુલભબોધિ હોજ્યો જૈન કુલ એ ધર્મતણો ઉપગાર જી. હિ૦ ૧૪

કરૂ વંદના કર જોડીનેં એ સહુ તીરથ સાર જી;
સુગુરૂ પ્રસાદે દર્શન કીધો ધન ધન મુઝ અવતાર જી. હિ૦ ૧૫

અઢીદ્વીપમાંહિ સાધુ સાધવી શ્રાવક શ્રાવિકા જેહ જી;
પાલે શુદ્ધક્રિયા જે સાચી જંગમ તીરથ એહ જી. હિ૦ ૧૬

અનડ અકબ્બર યવનપાતિસાહ પ્રતિબોધ્યા ગુરૂ હીર જી.
સંવત સોલ ઇગતાલા વરસેં ફત્તેપુરમાં સધીર જી. હિ૦ ૧૭

તાસ સીસ વાચક પદ ધારક સોમવિજય સુષકાર જી;
ચારિત્ર આદિ વિજય ઉવજ્ઝાયા સત્યવિજય સુવિચાર જી.હિ૦ ૧૮

તાસ સીસ પંડિતપદ ધારી લાલવિજયગણિ રાય જી;
દિલ્લીપતિ અવરંગજેબસ્યું મિલ્યા આગરે આય જી. હિ૦ ૧૯

તપગચ્છની પોશાલ વિશાલા દેઈ દિલ્લીપતિ જાસ જી;
નિજ પુરમાંન દેઈ ફુરમાવેં રહિયેં સદા સુષવાસ જી. હિ૦ ૨૦

તે કવિ લાલવિજય સુષ પાયા પાયા તીર્થ દીદાર જી,
માનવજનમ સફલ ભયો મેરો સો તો ગુરૂ ઉપગાર જી. હિ૦ ૨૧

એ તીરથની માલા કંઠે જે ધારે નર નારી જી;
ઘર બેઠાં તીરથ ફલ પાંમી સફલ કરો અવતાર જી. હિ૦ ૨૨

**કલશ.**

એ તીરથમાલા અતિરસાલા પંચ કલ્યાંણકતણી,
સંવત્ સતરસે પંચાશ વર્ષે લાભ જાણી મે ભણી;
શ્રીવિજયરત્નસૂરીસ ગચ્છપતિ સદા સંઘ સુહંકરો,
રૂ લાલવિજય પ્રસાદ પભણે સૌભાગ્યવિજય જયજયકરો. ૧





॥ अर्हम् ॥

शीलविजयविरचित

# तीर्थमाला.

## दूहा.

અરિહંતદેવ નમુ સદા જસ સેવિ સુરરાય;
તીર્થમાલ થુણસ્યું મુદા સદગુરૂતણિ પસાય. ૧

અરિહંતમુખકજવાસિની વાંણી વર્ણું વિલાસ;
કવિજન માતા વિનવુ પૂરો મુઝ મન આસ. ૨

જગમાં તીરથ સુંદરૂ જ્યોતિવંત ઝમાલ;
પભણીસ દીઠાં સાંભલ્યાં સુણતાં અમી રસાલ. ૩

દેશી ચોપઇની.

સરસ સકોમલ વયણે કરી અંગતણાં આલસ પરિહરી;
જે દેસાંતરિ પર્વત ગામિ તે તીર્થનાં કહસ્યું નામ. ૪

પછિમદિસ સોરઠ મંડાણ સિદ્ધિષેત્ર શત્રુંજય જાણ;
દીઠો દુરગતિ દૂરિ કરિ સેવ્યો સંપતિ સઘલી ભરિ. ૫

આદિનાથ દીઠા મનિ રલી રાઇણહેઠિ પદ ભેટ્યા વલી;
સૂરયકુંડે નાહી કરી પરમેસર પૂજું કરિ ધરી. ૬

વિમલવિહાર અજિત નિ શાંતિ અદભુદ વંદુ મનિ ષાંતિ;
પાંડવ પાંચ મરૂદેવી ભુવન્ન ખરતરવસહી ચોમુખ ધન્ન. ૭

સર્વથઈ ત્રિણુસય છાસઠ્ઠ ગઢ ઉપરિ દેહુરાં ગુણહઠ્ઠ;
ભરતઈં ભરાવી મણીમેં જેહ ધનુષ પાંચસય ઉંચી દેહ. ८

તે પ્રતિમા પૂજિં દેવતા ભવોદધિ તારણુ પદ સેવતા;
તેહતણુ જલ ઉલષાઝોલ જે ફરસિ તે કરિં કલ્લોલ. ૯

ચ્યારગતિ છેદક ચ્યારિ પાજિ પંચમ પદ સરિષો ગિરિરાજ;
ભવભયભંજન ભવિકા જાણિ સકલ તીરથમાં એ ગુણખાણિ. ૧૦

સિદ્ધવડ શેત્રુંજી નદી ગંગાસરષી શાસ્ત્રિ વદી;
બાર જોઅણુ પિહુલો પર્વત ત્રિણુ ગાઉ ઊંચો મહુત. ૧૧

અક્ષયતીરથ ઉત્તમ ઠામ પ્રહિ ઉઠીનિં કરૂં પ્રણામ;
અડસઠિ તીરથથી બહુ ફલા વિમલાચલના ગુણુ નિર્મલા. ૧૨

પાલીતાણિ દેવયુગાદિ સેવો સ્વામી તજી પ્રમાદ;
આદિપુરપાજિ અતિ ભલું આદિબંબ વંદુ ગુણનિલુ. ૧૩

સાગરતટિ સોહિ સુંદરૂ ઘોઘાબંદિર જનમનોહરૂ;
પાસ નવષંડ નિરૂપમ નામ જીરાઉલો ચંદ્રપ્રભસ્વામિ. ૧૪

ઊભી સોરઠ અતિ ઉજમાલ તે તીરથ વંદુ ત્રિણુકાલ;
માનવભવ લાહો લીજીઇં જિનવર ભગતિ ભલી કીજીઇ. ૧૫

ગઢ ગિરિનારિ નેમિજિણુંદ પ્રણમુ પ્રેમિ ભવિ સુષકંદ;
કંચનબાલાણુ શિષર ઉદાર તિહાં દેવી અંબાવિ સાર. ૧૬

સહિસાવન લાષાવન મનોહાર જાંણે નંદનવન અવતાર;
ગજપદકુંડિ નાહી કરી નેમજી પૂજો રંગિ ધરી. ૧૭

અમીઝરો જિન ત્રેવીસમો રૈવતગિરિ ઉપરિ મન રમો;
સાત કોસ ઉંચો મનોહાર પાંચ કોસ પિહુલુ છિ સાર. ૧૮

જુનિગઢિ નિ ઉનિ વલી અઝારો અમીઝરો મનરૂલી;
દીવબંદિર છિ સાયરતીર તિહાં ધરમી વિવહારી ધીર. ૧૯

નવલષુ સોરવાડી પાસ ધનવંત સેવિ લીલવિલાસ;

ફ્રંગી રાજ્ય કરિ કર છોડ પૂરિ પરજા કેરાં કોડ. ૨૦

આગલિ ઓપિ દ્વારાંમતી રાયણછોડ સોહિ સુભમતી;
કછદેસિ ભુજનગરિ પાસ શ્રીચિંતામણિ પૂરિ આસ. ૨૧

સોપારિ નિ દેવકિં ગામિ વીભયપાટણિ વીર પ્રણામ;
નવિનગરિ જઈ જિનવર નમું સિંધદેસિ ગોડી મનિ રમું. ૨૨

થલવટમાંહિ મહીમાધામ સેવ્યો આપિં વછિત કામ;
પરગટ પરતો પૂરિ વલી સમરો સાહિબ ચૂરિ અલી. ૨૩

સાચોરિ શ્રીવીરજિણંદ થિરાદ રાધનપુરે આણંદ;
ભગવત ભેટું મન ઉલ્હાસિ ધાણધારિ ભીલડીઉ પાસ. ૨૪

જાલોરનયરિ ગજનીષાંન પિસુન વચનિ પ્રભુ ધરીયા ધ્યાન;
વરજગસ ધવી વરીઉ જામ પાસ પેષીનિં જિમસ્યૂ તામ. ૨૫

સ્વામી મહીમા ધરણેંદ્રિ ધર્યો માની મલિકનિ વલી વસિ કર્યો;
પૂજી પ્રણમી આપ્યા યાસ સંઘ ચતુર્વિધ પૂગી આસ. ૨૬

સ્વામી સેવાતણિ સંયોગિ પાલ્હુપરમારનો ટલીઓ રોગ;
સોલ કોસીસાં જિનહરસિરિ હેમતણાં તિણિ કીધાં ધરિ. ૨૭

ભિનમાલિ ભયભંજનનાથ પાલણપુર શ્રીપારસનાથ,
મગરવાડિ જખ્ય જાતો તપગછિ મહીમા જે આલતો. ૨૮

નયર ખીરાલૂ છિ સુભઠામ આદિદેવનિં કરૂં પ્રણામ;
ગઢતારિંગિ અજિતજિણંદ તીરથ થાપ્યું કુમરનરંદ. ૨૯

અહ્નનગર નિ વીજાપુરિં સાભલીઇ નિ વલી ઈડરિં;
તિહાં થાપ્યા સેત્રુંજ ગિરનારિ તે વંદું હું અતિ સુષકાર ૩૦

પોસીને છિ પાંચ પ્રાસાદ સરગસમોવડિ માંડિ વાદ;
આરાસણિ છિં વિમલ વિહાર અંબાદેવી ભુવન ઉદાર. ૩૧

આબૂધરા ઉંબરણી પુરી દેવદ્રહ ચંદ્રાવઇ ષરી;
વિમલમંત્રીસર વારિ જાણિ અઢારસેંય દેવલ ગુણષાણિ. ૩૨

સાંતપુર આબથડિં તડતોલિ સાંગવાડિં ભારચે કાછોલિ;
હવિ આબૂતીરથ મંડાણિ વિમલિ થાપ્યુ સુણો સુજાણ. ૩૩

મહિતઈ પૂછ્યા શિવના દાસ તિણે કહિઉ ઈહાં શિવનો વાસ;
જો પહિલાં હોઇ જિનનું ઠામ તો થાઇ તુમ્હ વંછિત કામ. ૩૪

તાસ વયણ મનમાંહિ ધરી રાતિ પુછ્યો પુણ્ય અનુસરી;
અંબા આવી સુપનિ સહી જ્વારિ પુંજ સહિનાણી કહી. ૩૫

તેથી પ્રગટ્યા દાદો તિહાં ગોફામાંહિથી જાણો ઈહાં,
ભરડાકન્હિ ભુંઇ માગી કરી લીધી સોવન ટંકે ભરી. ૩૬

ષેતલ આંણ મનાવી ષરી અંબાઈની સાંનિધિ ધરી;
છપન્નકોડિ સોવન વય કીધ ભુવન કરાવ્યુ જગહ પ્રસિદ્ધ. ૩૭

ધર્મઘોષસૂરી સુપસાય તીરથ થાપ્યુ અવિચલ ઠાય;
આદિદેવ થાપ્યા સુષકાર સફલ કર્યો માનવ અવતાર. ૩૮

પ્રાગવંશ ચઢાવી સોભ પાપતણો વલી કીધો ષોભ;
રોમનગર બારિ સુલતાન જીતી થાપ્યા વિમલપ્રધાન, ૩૯

લુંણગવસહી નેમિજિણંદ મંત્રી વસ્તુપાલ આણંદ,
બારકોડિ કંચન વાવરી અનોપમ કરણી કોડિ કરી. ૪૦

અઢારકોડિ સેત્રુંજિ સાર સાઢીબાર કોડિ ગિરનાર;
સેત્રુંજથી ગિરિનાર પ્રમાણિ તિલષુ તોરણ કીઉં સુભઠાણિ. ૪૧

ષરતરવસહી પારસનાથ ભીમવસહી નમુ જોડી હાથ;
દેવ દિગંબર વસહી લહી દેલવાડિ દેવભુમિકા કહી. ૪૨

અચલગઢ અવિચલ છિ ઠામ ચોમુખિ કીજિ આદિ પ્રણામ;
માંડવગઢ વાસી વાણીયા અવર રાયસિર જાંણીયા. ૪૩

પ્રાગવંશ સહિસા સુલતાન દેઉલ કરાવ્યું તિણિ પ્રધાન;
ચઉદસીય મણ પીતલ સાર હેમવરણ કરી પ્રતિમા બાર. ૪૪

ભીમસાહ તિહાં ભાગજ કીધ હેમઘડી દસમાંહિ દીધ;

લાષ ધન સેવકનિ દીઉં ઉત્તમ કરણી ઇણીપરિ કીઉં. ૪૫
ભાણુવસહીઇ નેમિજિણુંદ તે પણિ કીધી કુમરનરિંદ;
અચલેસર માનિ શિવદાસ તેત્રીસ કોડિ દેવતાનુ વાસ. ૪૬
તીરથ સાનિધિ કરિ સર્વદા દેવી દીપિ ભલી અરબૂદા;
ગૌતમઋષિ વાશિષ્ટ વિશેષ સાત ધાત ઔષધી અસેષ. ૪૭
કુંડ નદી સરોવર ઘણાં વન વાડી તરૂ સોહામણાં;
અંબ અનેક ચંપા કેતકી સદા સોહિં ફલ ફૂલે થકી. ૪૮
બાર ગામનો વાસ વિસાલ ચઉપદ ઋદ્ધિ અસ્થિર સાર;
નષીસરોવર સોભા ઘણી પરવતરાજ નમું બહુ ગુણી. ૪૯
શ્રીમાતા રસીઇં મનિ ધરી બાર પાજ એક રાતિ કરી;
બાર જોયણ સોહિ વિસ્તાર સાત કોસ ઉંચો મનોહાર. ૫૦
ગિરિ ભેટી પાજિ ઉતર્યા ગામ હણાદ્રામાંહિં સંચર્યા;
પુન્યિ પેખ્યા પારસનાથ સુર નર સેવિ જોડી હાથ. ૫૧
જીરાઉલિ દાદો દીપતો તેજિ ત્રિભુવન રવી જીપતો;
નયર મડાડ અનિ રામસેણ પાપ પણાસિ દેવ દીઠિ જેણ. ૫૨
આદિલબંબ પીતલમય સાર હેમતણી પરિ સોહિ ઉદાર;
શ્રીરામચંદ્રનું તીરથ એહ આજ અપૂરવ અવિચલ જેહ. ૫૩
નીબજિ પ્રણમું દેવ યુગાદિ પુન્યવંત પૂજિ તજી પ્રમાદ;
સ્યાકરે સીરોધી વામાનંદ હસી હસી પુરિ પ્રણમું આણંદ. ૫૪
કાલધરી બૂઆડિ ગોહિલી પાસજી મુગતિ દીઇં સોહિલી;
લાસિ મણાઉદ્ર ગામિ દયાલ આદિ વીર કોરટિં મયાલ. ૫૫
વાગસેણમાંહિ જિણહર જોડિ જિનપાલ દીઇં કોલર કોડિ;
વિમલ શાતિ નિ શંભવદેવ આદિ વીરની કીજિ સેવ. ૫૬
નયર સીરોહી ઉત્તમ ઠામ દેઉલ દીપિ મહિમાધામ,
આદિ અજિત પ્રાસાદ ઉત્તંગ જીરાઉલો સંખેસરો મનિ રંગ. ૫૭

ઋષભદેવ ચોમુખિ ચોસાલ દીપેં દરિસણુ અમીઅરસાલ;
પ્રગટમલ્લ પોરવાડહમાહિ સંઘવી સીપા સુ કહિવાય. ૫૮

મહાપુરૂષ મેહાજલ નામ તીરથ થાપ્યું અવિચલ ઠામ;
સંવત નેઉઈ સોલિ વલી સેત્રુંજ યાત્રા કરી મનિરૂલી. ૫૯

કાસીદ્રે છિ વીર યુગાદિ ઘાણિં વીર નમું પ્રાસાદ;
લોટાણિ સેત્રુજા જોડિ આદિલદેવ નમું કર જોડિ. ૬૦

વસંતપુર પાટણુ અહિઠાણુ આદ્રકુમારતણું સહિનાણુ;
શાંતિનાથ સોહિ સુખકંદ વીરવાડિ શ્રીધર્મજિણંદ. ૬૧

ગામ અઝારી સોહિ સારદા વીર વિશેષ હરિ આપદા;
નાંણિ નિવલે નાંદીઈં જીવતસ્વામી વીર વાંદીઈં. ૬૨

બંભણવાડિં જિન વર્દ્ધમાન પૂજ્યો પૂરિ નવિ નિધાંન;
આબૂધરા એ તીરથ કહ્યાં ઓઢવાઠિ ગાઉં ગહિગહ્યાં. ૬૩

એહુડિ સંથવ દાદો પાસ રાતો વીર પૂરિ મનિ આસ;
છેછલી સિણવાડી સાદડી વામાસુત વંદુ તે શુભ ઘડી. ૬૪

રાયણપુરિ રૂડો ચઉમુખ નલિનીગુલ્મ વિમાન પ્રતખ્ય;
જોતાં નયણે બહુ સુષ હોય જગમાંહિ તીરથ અનોપમ સોય. ૬૫

પ્રાગવંશ પુન્યિ બહુ ભર્યો કામલદે કુખિ અવતર્યો;
ધન ધન ધરણો સંઘવી નામ જેણિ કીધાં ઉત્તમ કામ. ૬૬

સંવત ચૌદ છિતાલિ જાણિ સોમસુંદરસૂરી ગુણખાણિ;
તસ ઉપદેશ સુણી ગહિગહ્યો જિનસાસન સોભાવક થયો. ૬૭

ચોમુખિ થાપ્યા નાભિ મલ્હાર સૂરીપદ મહોછવ સુષકાર;
સંઘતિલક વિમલાચલિ ધર્યું ઈંદ્રમાલ લેઈ વ્રત ઉચર્યું. ૬૮

વરસ બત્રીસે ભર યૌવને નારી સંગ તજ્યો સુભમનિં;
બાવન સંઘ મલ્યા તિણિ વારિ ધરણિ સાહ વરીઓ જયકાર; ૬૯

કુંભા રાણાનુ પરધાન સકલ બુદ્ધિ સદા સાવધાન;

ધન યોવન ઠકુરાઇ લહી ઉત્તમ કરણી કીધી સહી. ૭૦

દેસૂરીઇ દેવ યુગાદિ ઘાણેરે વલી વીર પ્રાસાદ;
નડુલાઇ નવ મંદિર સાર શ્રીસુપાસપ્રભુ નેમકુમાર. ૭૧

નાડુલ વપ્રાસુત વીનવું વામાસુત વરકાણિ ઠવુ ;
જાલોરિ વલી ગઢ ઉપરિ પાસ વીર પ્રણમું શુભપરિ. ૭૨

શિવાણિ ગઢિ મંડોવર મહાબલી પૂજું પાસકુમર મનિ રૂલી;
સોઝતિ જયતારણિ ફલવધિં પરમેસર સેવો બહુવિધિ. ૭૩

પદમપ્રભુ પ્રતિમા હેમની ગામ ગંગાણીમાહિ સ્થામિની;
સંપ્રતિરાય ભરાવી ષરી પ્રભુપદ પૂજો પુન્યિ કરી. ૭૪

મહાવીરથી હુઓ સુષદાય બસય વરસેં સંપ્રતિરાય;
આર્યસુહસ્તી ગુરૂ ઉપદેસ ધરમતણો પામ્યો પરવેસ. ૭૫

અવ્યક્ત સામાયક અનુસારિ જાતમાત્ર લહ્યો રાજ્ય ઉદાર;
ત્રણ ષંડિ વરતાવી આંણ જિનમંડિત ભૂમિ કીધી જાણ. ૭૬

સવાલાષ પ્રાસાદ સુચંગ સવાકોડિ પ્રતિમા મનિ રંગ;
છત્રીસ સહસ કીધા ઉદાર ઉપ્રાસરા પણિ દોય હજાર. ૭૭

એક પ્રાસાદ નવો નિતુ હોય તો દાતણ કરિ રાજા સોય;
સાત સય શત્રુકાર દેયંત સાતેં ષેત્રે ધન વાવંત. ૭૮

મરૂધર નવ કોટી મંડાણ યોદ્ધપુર મેડતિ વષાણ;
પાલી પ્રણમું પાસ જિણંદ ઓસનયરિ વલી વામાનંદ. ૭૯

જસવંતરાય થયો રાઠોડ જ્ઞાની દસાવતારી જોડ;
અષંડ પ્રતાપી અનોપમ આજ દલ્લીપતિ પણિ માની લાજ. ૮૦

ચતુરરંગસેના સહસ છત્રીસ શ્રાવકમંત્રી કરિ જગીસ;
જસ સીમિ સુષીયા રહિ સાથ વ્યાધિ ન ઘાલિ હિરણનિ હાથ. ૮૧

થલવટ તીરથ બાહડમેરૂ વિકાનેર નિં જેસલમેરૂ;
આદિ અજિત પાસ નિ વીર સોવનકલસે ભુવન સુધીર. ૮૨

જેસલમરૂ શ્રાવક વ્રત સુદ્ધ આગમભેદ લહિં બહુબુદ્ધિ;
ધરમતણા દિન પોતિ કરિ તેતી જીવી લેષિ ધરિ. ૮૩
નગર નાગોરિ આવ્યા જામ પાસ જિણેસર ભેટ્યા તામ;
ઇમ અનેક તીરથ છિ ઠામ પછિમદિસિનાં બોલ્યાં નામ. ૮૪

## કલશ.

ઇમ અનેક તીરથ અછિ સમરથ પછિમદિસિ સોહામણાં;
જય જય કારક શિવસુષકારક ત્રિભુવન નાયક જિનતણાં.
સંવત સસી મુનિ વેદ રસભરિ આસોમાસિ અભિનવી;
બુદ્ધ શિવવિજય શિસ શીલ સેવી વદિ આણંદ વિનવી. ૮૫

---

## દૂહા.

પૂરણ પુનિં પામીઉ માનવભવ અવતાર;
સદ્‌ગુરૂ સાનિધિથી લહ્યો જ્ઞાનદૃષ્ટિ આધાર. ૧
સુગતિ સંઘાતિ જોઇયાં તીરથ દેશ અનેક,
કલ્યાણકકારી કહું પૂરવદિશિ વિવેક. ૨

## ચોપાઈ.

દેવગુરૂ સારદ સુપસાય પભણુ પુન્યિ બહુ સુષદાય;
ઉત્તમભૂમિ કલ્યાણક ઠામ સુણયો તીરથકેરાં નામ. ૩
પહિલા દેસ મેવાતિ કહુ અહીછત્રાપુરિ પાસજી લહું;
નયર આગરિ પાસકુમાર ચિંતામણિ ભેટ્યા સુષકાર. ૪
દલ્લીમંડણ વીરજિણંદ ચંદવાડિ નેમજી સુષકંદ;
યમુના તીરિ મથુરાં જઈ નેમજી પૂજો પાવન થઈ. ૫
કાસી દેસ પ્રસિદ્ધ ઠામ વાણારસી નયરી સુભ ગામ;
તિહાં જનમ્યા જિન પાસકુંમાર ભિલુંપુરિ બઇઠા સુષકાર. ૬
પ્રયાગતીરથનો મહીમા ઘણો અક્ષયવડ પ્રગટ્યો તે સુણો;
વરસીતપ મૂક્યો અરિહંત રૂડા ઋષભદેવ ભગવંત. ૭

એક દિવસ પ્રભુ ધ્યાનિ ધરી તરૂહેઠિ રહ્યા કાઉસગ્ગ કરી;
તે ઉપિં અતિ ઉત્તમઠામ આજ અષયવડ કહીઇં નામ. ૮

ગંગા યમુના નિ સરસતી ત્રિવેણી તીરથ સોભતી;
એહનુ જલ દેવપૂજા યોગ્ય તે વિપરીત કરિ છિ લોગ. ૯

રોમ રાષ નિ હાડે કરી મીથ્યાતી માંહિ નાષિં ભરી;
અંગ પષાલિ મલ મૂત્ર જ ભર્યાં તે કિમ પામિ સદગતિ વર્યાં. ૧૦

તિહાં પાસિ જિન જનમ્યા સહી ગામ ઠામ ભલ ભાગ્યિં લહી;
સીહપુરી શ્રેયાંસ જનમ્મ ચંદ્રપુરિ ચંદ્રપ્રભુ તિમ્મ. ૧૧

હાજીપુરપટ્ટણ સુભગામ થૂલિભદ્ર જનમ્યા તિણિ ઠામિ;
મગધદેશ રાજગૃહ નામ મુનિસુવ્રતનિ કરૂં પ્રણામ. ૧૨

પાંચે પર્વત કહીઇ સાર પાંચે મેરૂ સમ અવતાર;
વિપુલ વૈભાર રતન્ન સુવન્ન ઉદયગિરિ દેષિ તે ધન્ન. ૧૩

તે ઉપરિ જિનના આવાસ પૂજ્યા પૂરિ મનની આસ;
સાલિભદ્ર ઘર પાસિ કૂઓ નંદમણીયારની વાવિજ જૂઓ. ૧૪

ગિરિ વૈભાર રોહિણીયાગુહા આવો ફરસો બાર જૂજૂઆ;
ગઢમાંહિ ઓપિ આવાસ શ્રેણિકરાયતણા ઉલ્હાસ. ૧૫

મિથિલા નયરી મલ્લીજિણુંદ વાસુપૂજ્ય ચંપા સુખકંદ,
સતી સુભદ્રા ઉઘાડી પોલિ શીલતણિં મહિમા કલ્લોલિ. ૧૬

આગલિ અયોધ્યા નયરી વાસ પાસિં ગંગા ગિરિ કૈલાસ;
રામ શીતા તિહાં કીધું રાજ ભદ્દિલપુર શીતલ જિનરાજ. ૧૭

જંભીગામ ઋજુવાલુ નદી કેવલ ભુમિકા વીરની વદી;
કોસ હજાર ઉપરિ પર્વત્ત મેષલનાંમિ અછિ મહત્ત. ૧૮

તેથી પ્રગટી રેવા નદી સુવર્ણભદ્રા બીજી વદી. ૧૯

સુવર્ણભદ્રા નદી સહિનાણ તસ સંગિં લાકડ થાઇ પાહાણ;
કોતિકકારી દીસિં ષરી ગંગા સંગમ આવી વરી. ૨૦

હાથી રેવામાહિ રમઇં પછિમ સમુદ્રમાંહિં વીસમિં;
દેસ કાસમીર દેવી ભારતી કેસર વન નયણે ધારતી. ૨૧

હંસવાહન વીણા વિખ્યાત જિમણિ કરિ પુસ્તક કવિ માત;
તિહાં નીપાઈં બહુ પામરી રાય રાણા ઓઢિં તે ધરી. ૨૨

સમેતાચલ આવ્યા ગહિગહી વીસ વીતરાગ તિહાં સિદ્ધા સહી;
જિનવર થૂભતણા જે ઠામ તે સવિ દીપઇ મહીમાધામ. ૨૩

પારસનાથનો પરતો ઘણો નિશિ વેલાઇં નોબતિ સુણો;
યાત્રા કરી જવ પાછા ફરિ મેઘમાલી તવ વર્ષા કરિં. ૨૪

પાલગંજ તલહટી વસઇ રાજા ખ્યત્રી મનિ ઉલ્હસિં;
પારસનાથની ઓલગ કરિ પ્રભુની આણ સદા સિર ધરિ. ૨૫

ગજ ગઇંડા આરણાની ઘટા મૃગ કસ્તુરીઆ બહુ સામટા;
વન કદલી હરડિની ડાલ ઝાઝાં રૂંખ અનિ વંશજાલિ. ૨૬

સાત કોસ પોઢો સુવિશાલ પાંચ ગાઉ પહોલો ચોસાલ;
તિહાંથી જઇઇં દેસ બંગાલ તીરથ શિખર છિ અતિહિ રસાલ. ૨૭

પારસ પાહાણની પ્રતિમા સાર સોના રૂપાની પણિ ધાર;
તેહતણી જે કરસિ યાત્ર સફલ જનમ તસ નિર્મલ ગાત્ર. ૨૮

ઝાડખંડિ સોહિ જગનાથ વર્ણ્ આચાર સેવિ પ્રભુનાથ;
તિહાંથી આવ્યા ખ્યત્રીકુંડ વીરજી વંદુ માહણકુંડ. ૨૯

ચવન જનમ વીરનાં અહિઠાણ પાવાપુરિ પામ્યા નિરવાણ;
યાત્રાખાણિ મુનિવરની તિહાં વીરનુ થૂભ વંદું વલી ઇહાં; ૩૦

વિમલનાથ કંપિલપુર ચંગ ગુહ્વરગામિ ગૌતમ મનિ રંગ;
ગજપુરિ કુંથુ જિણેસર નામ કોસંબી પદમપ્રભુ ઠામ. ૩૧

પુરવપુંન્યિં પેખી સહી પૂરવ દિસિ યાત્રા કહી;
નામ નિરૂપમ જે ધનવંત જિનવર પૂજિ તે પુન્યવંત. ૩૨

નરવર અલવર રણથંભરિ રાવણપાસજી રખ્યા કરિ;

બાવનગજ પ્રતિમા દીપતી ગઢ ગુવાલેરિ સદા સોભતી. ૩૩

સિભરિ બુંદીનગર આંબેર ટુંક ટોડા નિ ગઢ અજમેર;
તિહાં મોટાં જિનહર છિ ઘણાં સોવનકલસે સોહાંમણાં. ૩૪

માલપુરિ નિ સાંગાનેર મેદપાટમાહિ કુંભલમેર;
આદિ નયર એ ઉત્તમ ઠામ ત્રિણકાલ તિહાં કરૂં પ્રણામ. ૩૫

ગોગુંદિ નવપલ્લવ પાસ નાગેદ્રહિ નમી લીલ વિલાસ;
એકલિંગ મહાદેવ પ્રાસાદ ગગન સંઘાતિ માંડિ વાદ. ૩૬

દેલવાડિ છિ દેવજ ઘણા બહુ જિનમંદિર રલીયામણા;
દોઈ ડુંગર તિહાં થાપ્યા સાર શ્રીશત્રુંજો નિ ગિરનાર. ૩૭

નવિ તલાદિ ચોમુષ સાર દયાલસાહ મહિતિ સુખકાર,
અનોપમ કરણી કીધી આજ રાજસિંહ રાણા નિ રાજ. ૩૮

ઉદયપુર તે ઉત્તમ ઠામ શીતલનાથનિ કરૂં પ્રણામ,
બહુ જિનમંદિર દીપિ વલી પાસ સુપાસજી ટાલિ અલી. ૩૯

રાણાનું તિહાં છાજિ રાજ છત્રપતી હીંદુશિરતાલ;
શીસોદીયાશાષિ ભૂપાલ ષટદર્શન તે પ્રતિપાળ. ૪૦

સાંડેરાગચ્છના યજમાન દિન દિન દીપિં પુન્યપ્રધાન;
દાની માની જ્ઞાની ઘણૂ યશપ્રતાપ સોહિ તેહ તણો. ૪૧

જાઉરનયરિ શાંતિ જિણંદ જસ મુષ દીઠિ અતિ આણંદ,
સાત ધાતતણું અહિઠાણ પ્રગટિ આજ સદા સપરાણ. ૪૨

ઋષભદેવ વાગડ વિખ્યાત મહિમા જેહનો જગિ આખ્યાત;
જવાસિં ડુંગરપુર થઈ જિન ભેટું વંસવાલિ જઈ. ૪૩

આદિનયર આહડ મંડાણ ધર્મનાથ વંદુ જિણભાણ;
પાસ કરહડો પૂજું મુદા સાદડીઈં જિન સોહિ સદા. ૪૪

ગઢ ચિત્રોડિ દેવ યુગાદિ પાર્શ્વનાથ વંદુ આલ્હાદિ;
ઋષભવંસિ કીરતિધરરાય સકોસલ શિવ પામ્યા ઠાય. ૪૫

માલવ તીરથ વંદુ હવિં દસોર સુવ્રત સુષ ઠવિ;
રામપુરિ નિં રતલામિ સહી સિરૂજની ચંદેરી કહી. ૪૬
ભાવિ ભેટ્યો મગસિપાસ મોટો મહિમા જગમાહિ જાસ;
કૂકડેસર મહિમા પાસનો પ્રભુનામિ રોગ નાવે આસનો. ૪૭
પાસ અવંતી જિન ધ્યાઇઇ નગર ઉજેણી સુષ પાઇઇ.
સિદ્ધસેન મહિમા વિસ્તાર પામ્યો ઇણિ તીરથિ સુષકાર. ૪૮
વિક્રમ ભોજ સંપ્રતિ પુન્યવંત પરદુષ કાતર બહુ સતવંત;
પરસ્ત્રી બંધવ સાહસ ધીર દાતા ભોગતા ને વડવીર. ૪૯
વિણય વિવેક વિદ્યા ગુણપાત્ર પંડિતપ્રીય મહાનિર્મલ ગાત્ર,
માલવપતિ ઉજેણી રાજ કીરતિ વરતિં જેહની આજ. ૫૦
સીપ્રાનદી ગયદમસાણુ ચોસઠિ જોગિનીનુ અહિઠાણુ,
સિદ્ધવડ હરસીદ્ધીપીઠ રામ સીતાનુ તીરથ દીઠ. ૫૧
નયરી અવંતી આગલિ વલી માંડવગઢ દીપિં મહાબલી,
શ્રીસુપાસ સેવુ જિનરાય આદિ વીરના પ્રણમું પાય. ૫૨
ઓસવંશ અનોપમ નામ સંગ્રામસોની એણિ ઠામ,
શીલિ સફલ કર્યો સહિકાર બહુ જસવાદ લહ્યો સંસારિ. ૫૩
જિણિ સિદ્ધાંત સુણી ભગવતી હેમમુદ્રા મેહલી દીપતી,
છત્રીસ સહસ ગોતમનિં નામિ શાસ્ત્ર લિષાવ્યાં પુન્યનિ કામિ. ૫૪
મેવાતથી માલવ લગિ જાણિ બોલ્યાં તીરથ બહુ ગુણષાણિ;
ગુરૂવચનેથી કેતી લહી ઇણીપરિ પૂરવ યાત્રા કહી. ૫૫

## કલસ.

તપગચ્છ નાયક બહુ સુષદાયક વિજયપષ્ય ધુરધરૂ,
શ્રીવિજયરાજસુરિંદ સોહિ સૂરીગુણે કરી સુંદરૂ.
તસ તણિ રાજિ અતિહિ છાજિ સંવેગ ગુણમણિ સાયરૂ;
બુધ શિવવિજય સીસ શીલ વીરનિ સદા આણંદ જયકરૂ. ૫૬

## દૂહા.

પરમપુરૂષ પ્રણમુ વલી વાગેસરી વરદાય;
શ્રીગુરૂચરણ પસાઉલિ સંકટ દૂરિ જાય. ૧

દષ્યણદેસિ દીપતા દોલિતદાઈ દેવ;
ગુણ ગાઉ તીરથતણા ગામ ઠામ સુણો હેવ. ૨

## ચોપઈ.

નદી નર્મદા પેલિ પારિ આવ્યા દષ્યણદેસ મઝારિ;
માનધાતા તીરથ તિહાં સુણ્યુ શિવધર્મી તે માનિ ઘણુ. ૩

પાસ ષડુઓ પડગુણ ગામ ષાંનદેસ કહીઈ સુપ્રધામ;
બરહાનપુર મંડણ જિનદેવ પાસ મનમોહનની કીજિ સેવ. ૪

પાસ ચિંતામણિ ને મહાવીર શાંતિનાથ નેમીજિન ધીર;
સ્વામી સુપાસ ગોડી ગુણવંત મહાજન મોટા તિહાં પુન્યવંત. ૫

ઓશવશભૂષણ અભિરામ સંઘવી છીતૂ જગજીવન નામ;
તસ ઘરણી જીવાદે સિરી સકલ ગુણે સીતા અવતરી. ૬

માણિકસ્વામિ નિ અંતરીકભણી આવ્યૂ ગોડી સેત્રુંજતણી;
યાત્રા પ્રતિષ્ટા સંઘની ભગતિ દાન સુપાત્ર દીયાં યુગતિ. ૭

સારંગધર સંઘવી પોરવાડ યાત્રા કીધી ચૈત્રપ્રવાડિ,
સતર બત્રીસિ બહુલી ઋદ્ધિ લષમીતણો લાહો તે લીદ્ધ. ૮

માલવ નિ મેવાડિ જઇ આવ્યૂ ગોડી ગૂજર થઈ,
વિમલાચલમાંહિ સિદ્ધાં કામ સંઘતિલક ધાર્યું તસ ઠામિ. ૯

જેસલ જગજીવનદાસ દાતા ભોગતા લીલવિલાસ;
જિનધરમી દિગંબર મતિં અતિ ધનવંત હુઓ સુભમતિ. ૧૦

જિનપૂજા નિત્યઇ તે કરિ આઠ રૂપઈયા તિહાં વાવરિ,
સદાવર્ત્ત સોહિ દાતાર બરહાનપુરિ વિવહારી સાર. ૧૧

આગલિ મલકાપુર સુભ ઠામ શાંતિનાથનિ કરૂં પ્રણામ;

તિહાંથી ચઢીઈ દેઉલઘાટ દેસ વરાડની ચારૂ વાટ. ૧૨

દેઉલ ગામ અછિ ધનવંત નેમીસર પ્રણુમ્યા શુભશાંત;
હવિ સઘલિ દીગંબર વસિં સમુદ્ર સુખી તે ઘણૂ ઉલ્હસિ. ૧૩

શિરપુર નયરિ અંતરીકપાસ અમીઝરો.વાસિમ સુવિલાસ;
પરગટ પરતો પૂરિ આજ નવનિધિ આપિ એ જિનરાજ. ૧૪

રાવણુનો ભગપતિ કહ્યો ષર દૂષણુ રાજા તે થયો;
જિનવર બિંબ પૂજીનિ જિમઇં એક દિવસ વનમાંહિ રમઇ. ૧૫

દેહરાસર પણિ ઘરિ વીસર્યું વેલુ છાણનું બિંબજ કર્યું,
ભણી નવકાર પ્રતિષ્ટિઉં ચંગ પૂજી પ્રણુમી મનિનિં રંગિ. ૧૬

પ્રતિમા વજ્ર સરિષી લહી કોઈ આશાતના કરસિ સહી,
તેહ કારણુ મેલ્હી જલકૂપ વેગિ આવ્યો નયરી ભૂપ. ૧૭

અનુક્રમિ એલગરાયનો રોગ દૂરિ ગયો તે જલસ યોગ,
અંતરીકપ્રભુ પ્રગટ્યા જામ સ્વામી મહીમા વાધ્યો તામ. ૧૮

આગે તો જાતો અસવાર એવડો અંતર હુતો સાર;
એક દોરાનું અંતર આજ દિન દિન દીપિ એ મહારાજ. ૧૯

ગોમુષી ગંગા ગામ લુણાર નિરમલ નીર નાહિં સંસાર,
અસૂચિ નારી નાહિ જામ તો તે પાણી વિણસિ તામ. ૨૦

એલજપુરિ કારંજા નયર ધનવંત લોક વસિ તિહા સભર,
જિનમંદિર જ્યોતિ જાગતાં દેવ.દીગંબર કરી રાજતા. ૨૧

તિહાં ગચ્છનાયક દીગંબરા છત્ર સુખાસન ચામરધરા,
શ્રાવક તે સુદ્ધ ધરમી વસિ બહુ ધન અગણિત તેહનિ અછિં. ૨૨

વઘેરવાલવંશિં સિણગાર નામિ સંઘવી ભોજ ઉદાર,
સમકિતધારી જિનનિ નમિ અવર ધરમ સ્યૂં મન નવિ રમિં ૨૩

તેહને કુલે ઉત્તમ આચાર રાત્રિભોજનનો પરિહાર;
નિત્યઇં પૂજા મહોચ્છવ કરિ મોતીચોક જિન આગલિ ભરિ. ૨૪

પંચામૃત અભિષેકિં ઘણી નયણે દીઠી તેમ્હિ ભણી;
ગુરૂ સાહમી પુસ્તક ભંડાર તેહની પૂજા કરિ ઉદાર. ૨૫

સંઘ પ્રતિષ્ટા નિ પ્રાસાદ બહુ તીરથ તે કરે આલ્હાદ;
કરણાટક કુંકણ ગુજરાતિ પૂરવ માલવ નિ મેવાતિ. ૨૬

દ્રવ્યતણા મોટા વ્યાપાર સદાવર્ત્ત પૂજા વિવહાર;
તપ જપ કરિયા મહોચ્છવ ઘણા કરિ જિનસાસન સોહામણા. ૨૭

સંવત સાતિ સતરિ સહી ગઢ ગિરિનારિ જાત્રા કહી;
લાષ એક તિહાં ધન વાવરી નેમનાથની પૂજા કરી. ૨૮

હેમમુદ્રા સંઘ વચ્છલ કીઓ લાછિતણો લાહો તિહાં લીઓ;
પરબિં પાઈં સીઆલિં દૂધ ઈષૂરસ ઉંનાલિ સુદ્ધ. ૨૯

એલાકૂલિં વાસ્યાં નીર પંથીજનનિ પાઈં ધીર;
પંચામૃત પકવાને ભરી પોષિં પાત્રજ ભગતિ કરી. ૩૦

ભોજ સંઘવી સુત સોહાંમણા દાતા વિનઈ જ્ઞાની ઘણા;
અર્જુન સંઘવી પદારથનાથ શીતલ સંઘવી કરિ શુભકામ. ૩૧

હવિ મુગતાગિરિ જાત્રા કહું શેત્રુંજ તોલિં તે પણિ લહું;
તે ઉપરિ પ્રાસાદ ઉતંગ જિન ચોવીસતણા અતિચંગ. ૩૨

સિધષેડિ આંબા પાતૂર ચંદ્રપ્રભ જિન શાંતિ સનૂર;
ઓસાવુદગિરિ ગઢ કલ્યાણ સહિર બિધર પ્રસીધ્ધું ઠાણ. ૩૩

ઇહાંથી કહીઇ દેસ તિલંગ ભાગનગર અલકુંડું ચંગ;
જોઅણ ચ્યાર વસિ સુવિસાલ કુતબસાહ નામિ ભૂપાલ. ૩૪

એકલાષ હયવર હીંસતા નવલષ પાલા પદ સેવતા;
ગજરથ સોહિ દલ સિણગાર નાટિક નેજા વાજિત્ર સાર. ૩૫

ગણિકાનાં ઘર સહિસ છત્રીસ નાચગીત કરિ નિસદીસ;
જિનપૂજાઈં ઓચ્છવ વલી જાણે અપચ્છર જોડિ મિલી. ૩૬

શ્રાવકજન વસિં લષ્યમીવંત દાની જ્ઞાની ધરમી સંત;

મણિ માણિક વિદ્રુમના જાણુ દેવગુરૂ સેવિં સપરાણ. ૩૭

ઓશવંશ ઉપિ ઉજમાલ દીપઇં દોલતિ દાન દયાલ;
દેવકરણ સાહ દરિસણ ભલો રૂપિ રિદ્ધિ સદા ગુણનિલો. ૩૮

ચિંતામણિ ચૈત્યઇં ચોસાલ થાપી પ્રતિમા ઝાક ઝમાલ;
સંઘવચ્છલ પૂજા જિનની ઘણી કરિ નિત્યઇં અતિ સોહાંમણી. ૩૯

સદાવ્રત્ત દાઈ સુભમતી પુણ્ય પોષિ સઘલા યતી;
દુષીયા દીનતણો આધાર જાણે કલ્પતરૂ અવતાર. ૪૦

મહિપતિ માનિ મહાગંડાણ જિનશાસન સોભાવિ જાંણ,
હય ગય રથ પાયક પરિવાર ત્રિણ બાંધવ હુયા જોડિ ઉદાર. ૪૧

ઉદયકરણ ઉપિં આસકરણ રૂપિ રતિપતિ ઇંદ્ર આભરણ;
સમકિતધારી મતિ ઉજલી ગરવ રહીત ગુરૂ ભગતાવલી. ૪૨

અંચલગછિ ગિરૂઆ ગુણવંત રાગદ્વેષ કીધા ઉપસાંત;
સંઘ ચઉવિહતણા સિણગાર વર્ણવ વારૂ સત્ય ઉદાર. ૪૩

દોઇ દેઉલિ દીપિ દોલતી આદિ પાસ સેવિં સુભમતી;
દેવ દેગંબર દેહરૂં એક મંદિર મોટા સબલ વિવેક. ૪૪

વાડી વસ્ત્ર સરોવર સાલિ શ્રીફલ મેવા દ્રાષ રસાલ,
હાથી રયણતણી વલી ષાણિ કેતા કહીઇં અવર વષાણ. ૪૫

કુલ્પાકપુર મંડણ દેવ માણિકસ્વામિની કીજિ સેવ,
ભરતરાયનું મુદ્રાબિંબ નિત્ય પ્રણામતણિ અવલંબિ. ૪૬

તે તીરથનો કર્યો ઉદ્ધાર શંકરરાયરાણીઇ સાર;
રાજા તે મિથ્યાતી સિરિ ત્રિણસય સાઠિ શિવમંદિર કરિ. ૪૭

તેતાં જિનહર સોહાંમણાં અતિ દીપેં તે રાણીતણાં;
એક કોસ દેઉલ વિસ્તાર પૂજા મહોચ્છવ હોઇ અપાર. ૪૮

દ્રાવડ દેશતણાં અહિઠાણ તે સુણયો કહીઇં સપરાણ;
ગંજીકોટિ સિકાકોલિ ચંજીચંજાઉરિ ને બાલિ. ૪૯

હેમ રયણ નિ રૂપાતણી જિનપ્રતિમા તિહાં દીપિ ઘણી;
જિનકાચીઈં જિનપ્રાસાદ સરગસમોવડિ માંડિ વાદ. ૫૦

શિવકાંચીઇ શિવાલય ઘણા વિષ્ણુકાંચીઈ વિષ્ણુવતણા;
પૂજા રથયાત્રા મંડાણ નિત્યઈં મહિમા કરિ સુજાણ. ૫૧

દેસ કરણાટકનો આચાર બોલું તીરથનો સુવિચાર;
ચોરતણો તિહાં નહીં સંચાર ધરમરાજ બહુલા શત્રુકાર. ૫૨

નદી કાબેરી મધ્યે વસિ શ્રીરંગપટ્ટણ અતિ ઉલ્હસિં;
તિહાં ભેટ્યા જિન નાભિમલ્હાર ચિંતામણિ નિ વીરવિહાર. ૫૩

દેવરાય નામિ નરપતી મિથ્યાધરમી પણિ સુભમતી;
દાનિ ભોજ સરિષો ભજિ મદ્ય માંસની દૂરિ તજિ. ૫૪

પાંચ લખ્ય પાયક પરિવાર ગજ ચંદનની ષાણિ ઉદાર;
પાંસઠિ લાષ તિહાં દ્રવ્ય ઉપજિં વરસપ્રતિ ન્યાઈં સંપજિં. ૫૫

અઢાર લાષ ધન ધરમ દુઆરિ વરસપ્રતિ આપિ તે સાર,
આઠ ઠાકુર નિ ચ્યાર જૈન છ મહાદેવતણિ આધીન. ૫૬

રંગનાથ સોવનમઈ કાય નવકરમાનિ પોઢી તિહાંય;
હરી શયનમુદ્રાઇ ઠવી વૃષવાહન ગંગાધર નવી. ૫૭

એ બેહુની પૂજાવિધિ સુણો કનક કલશ લેઈ રલીયામણો,
કુંજર કંધિ લેઈ કરી પંચશબ્દ શિર છત્રિ ધરી. ૫૮

પ્રહિ ઉઠી ગંગાજલ ભરી દેવ પષાલિ આણી કરી,
જિનધરમી પણિ ઇમ આચરિ અણગલ પાણી નવિ વાવરિ. ૫૯

પંચામૃત પૂજા નૈવેદ ષાંડી એક તંદુલ નૃત ભેદ;
દીપકમાલા નિ આરતી ઉત્તમ વાજે અતિ સોભતી. ૬૦

સિદ્ધચક્ર નિ આદિલદેવ રાજા તેહની સારિ સેવ;
ચ્યાર ગામ અછિ દેવકાં અરકધન આણિ તેહથિકાં. ૬૧

શ્રાવકજન બહુ ધનવંત દાન દયા પાલિ સતવંત;

બ્રહ્મ જાનિ મંત્રીસર ભલો વિસાલાખ્ય નામિ ગુણનિલો. ૬૨

લોકપ્રસિદ્ધ તસુ બીજું નામ વેલાંદુર પંડિત અભિરામ;
વિદ્યા વિનય વિવેક આવાસ જિનમતનો પૂરો અભ્યાસ. ૬૩

જિનઆગમ પૂજિ ત્રિણવાર એકાસણુ નિત્યઈં દ્રવ્ય બાર;
જિનસાસન દીપાવિ સદા રાજધુરંધર ગુણ સંપદા. ૬૪

વીરપ્રાસાદ મંડાવ્યો લબ પુરૂષ પ્રમાણિ પીતલ બિંબ;
સાત ધાતુ નિ ચંદનતણી રયણબિંબની સોભા ઘણી. ૬૫

વીસસહસ હુંસેં કરી વિત્ત વાવ્યું તેણિં નિરમલ ચિત્ત;
સાતષેત્ર પોષિ પુન્યવંત પંડિત પ્રિય બહુમાંની સંત. ૬૬

ગોમટસ્વામિતણો અભિષેક સહિ સહુ નર રચી કરિ એક;
વરસ પ્રતિ મોટિ મંડાણિ જાણે ઈંદ્રતણિ સહિનાણિ. ૬૭

મહીપુંનિમ પૂજા વડી મોટી રથયાત્રાઈં ચડી;
અટ્ઠોત્તરસો કુભે ભરી પંચામૃત અભિષેકિ કરી. ૬૮

બારે કોસે ગોમુટસામિ શ્રીરંગપટ્ટણથી અભિરામ;
બાહુબલીનું બીજું નામ લોકપ્રસિદ્ધ છિ ગોમટસ્વામિ. ૬૯

ચામુંડરાય હુઉ જિનમતી તિણિ તીરથ થાપ્યુ સુભમતી;
સાઠિ હાથતણિ અનુમાનિ કાઉસગમુદ્રા ગોરિ વાનિ. ૭૦

પર્વતઉપરિ ઉપિ વલી જોતાં દૃષ્ટિ હુઇ નિરમલી;
બિલગોલગામ અછિ તે તીર વાસુપૂજ્ય જિન સાહસ ધીર. ૭૧

ત્રેવીસ દેઉલ દીપિ સાર દોઈં ડુંગર નિ ગામિ મઝારિ;
ચંદ્રગુપ્તરાયદેઉલ નામ ભદ્રબાહુ ગુરૂ અણુસણ ઠામ. ૭૨

ચારૂકીરતિ નામિ ગચ્છધણી ધનવંત શ્રાવક તિહાં બહુગુણી;
સાત ગામ નિ સાત હજાર દેવતણૂં ધન આવિ સાર. ૭૩

કલિયુગમાહિ ઉપિ આજ દષ્યણમાહિ તીરથરાજ;
પાઉકોસ પરબત વિસ્તાર તિહાંથી આગલિ સોહિ સાર. ૭૪

કનકગિરી જ્વાલામાલિની દેવી ચંદ્રપ્રભુ સ્વામિની;
નદી કાબેરી જબ ઉતર્યા તવ મલયાચલમાંહિ સંચર્યા. ૭૫

અંજનગિરિ તિહાં વિસમિ ઠામિ શાંતિનાથનિ કર્યો પ્રણામ;
ચંદનવન નિ હાથી ઘણા પાદપ પોઢા રલીયામણા. ૭૬

ઘાટ ઉતરી આવ્યા મલબારિ કલિકોટ બંદિર અતિહિ ઉદાર;
જિનમંદિર સ્વેતાંબરતણું વ્યાપારી ગુજ્જર તિહાં ભણું. ૭૭

સો કોસે સુભરમણી ગામ સંભવનાથનિ કરૂ પ્રણામ;
ગોમટસ્વામી પુરએ નૂર સાત ધનુષ દેહી સનૂર. ૭૮

ઇહાંથી જૈનતણું તે રાજ પાંચે ઠામિ સોહિ આજ;
તુલદેસિ મોટો વિસ્તાર પાલિ જિન આણિ આચાર. ૭૯

બદરી નગરી અનોપમ જાણિ ઓગણીસ દેહરાં છિ ગુણ ષાણિ;
ત્રાંબા નલીએ બાહ્યાં વલી મંડપ મોટા બહુ પૂતલી ૮૦

પુરૂષ પ્રમાણિ પ્રતિમા ચંગ હેમતણી તે અછિ સુરંગ;
ચંદ્રપ્રભુ ચૈતિ ચોસાલ યાત્રા જેહની અમીઅરસાલ. ૮૧

આદીસર શાતીસર પાસ શ્રાવક સેવિ લીલવિલાસ;
નારી રાજ કરિ જિનમતી સાધુ દિગંબર નિ મહાસતી. ૮૨

ચાર વર્ણના શ્રાવક ભદ્ર બ્રમ ષ્યત્રી વૈસ્ય નિ સૂદ્ર;
નાતિતણો એહજ વિવહાર મિથ્યાદેવતણો પરિહાર. ૮૩

તાડપત્ર પુસ્તકભંડાર ત્રાંબાપેટીમાહિ સાર;
સાત ધાત ચંદનમય લહી રયણજાતિની પ્રતિમા સહી. ૮૪

માણિક નીલક નિ વિડૂર હીરા વિદ્રુમ તેજઈ પૂર;
એહ અપૂરવ બિંબઝયાલ પુન્યિ પેષ્યાં પરમ કૃપાલ. ૮૫

કારકલગામિ ગોમુટસ્વામિ નવ પુરૂષ દેહી સુભધાન;
નેમિનાથ નિં ચૈત્યિં બહુ રયણબંબની સોભા સહૂ. ૮૬

ચોમુખિ સોહિ નાભિ મલ્હાર ગામ વરાંગિ નેમિકુમાર;

ગિરિ ઉપરિ વલી સાઠિ પ્રાસાદ ઇમ તુલદેસ કહ્યો આલ્હાદિ. ૮૭

સાગર મલયાચલ અંતરિ જૈનરાજ તે નિશ્ચલ કરિ;
જિનવર ભગતિતણાં મંડાણ કેતાં કહીઇં અવર વષાણ. ૮૮

પાછા ફરિ આવ્યા કરણાટ નયર વિનુરિ ચડિયા ઘાટિ;
રાંણી રાજ કરિ નિતુમેવ નવલષ પાયક સારિ સેવ. ૮૯

દોઇ દેઉલિ તે ભેટ્યા ચંગ તિહાંથી હુબલિ આવ્યા રંગિ;
પાસનાથનિ પદમાવતી પરતા પૂરિ જગિ જાગતી. ૯૦

અહી અનેક પાસિં તિહાં ફરિ પણિ પરભવ કો નવિ કરિ,
એહવુ ઉપિ મહીમાધામ પૂજ્યાં પૂરિ વંછિતકામ. ૯૧

ચિત્રગઢ બનોસી ગામ વંકાપુર દીઠુ સુભઠામ,
તીરથ મનોહર વિસ્મયવંત વાત અપુરવ સુણુયો સંત. ૯૨

સ્વામી સેવક સુપન મઝારિ કહિ શ્રાવકનિ વયણ ઉદાર;
નવ દિન કૂલમાંહિ સંષ ધરે દસમે દિન દરિસનનુ કરે ૯૩

નોમિ દિન યુ જો તિમ કરી સંષમુષિ પ્રતિમા નીસરી,
પાઉ રહ્યા મુષમાહિ જાણિ દસમા દિવસતણિ સહિનાણિ. ૯૪

સંષપરમેસર કહીઇં એમ સંખથકી પ્રગટ્યા પ્રભુ નેમ,
લષમીસરપુર તીરથ ચંગ ગદકિ પ્રણમું મનનિ રંગ. ૯૫

ઇહાંથી કહીઇં કાનડદેશ લચ્છીલીલાનો પરવેસ;
રાયહુબેલી નયર ઉદાર અનંતનાથ નિ પાસકુમાર. ૯૬

રામરાયનુ વીજાનગર હુનિ મેહ હુઓ તિહાં સનર;
લોક પ્રસિદ્ધ સહુકો કહિં કૃષ્ણાનદી તે આગલિ વહિ. ૯૭

વીજાપુરિ છિં શાંતિજિણંદ પદમાવતી દીઠિ આણંદ,
મણિધર વિવહારી બુદ્ધિવંત શ્રાવકજન તિહાં બહુ ઋદ્ધિવંત. ૯૮

ઇદિલસાહનુ સબલુ રાજ પ્રજાપાલ હુઓ મહારાજ;
દોઇ લષ્ય સેના ચતુરંગ મહાજન મોટા કરિ ઉચ્છરંગ. ૯૯

પાસ કરહિડા નિ કલિકુંડ મહીમા જેહનો આજ અષંઠ;
દીવાલીદિન સઘલા દેવ બ્રહ્માદિક પ્રણમિ નિતુમેવ. ૧૦૦

ચારણગિરિ નવનિધિ પાસ રાય વાગહુકેરી વાસ;
દેવ ઘણા શ્રાવક ધનવંત પંચમનાતઈં બહુ સતવંત. ૧૦૧

પંચમ વણીક છીંપી કંસાર વણકર ચોથો શ્રાવક-સાર;
ભોજન ભેલા કોઇ નવિ કરિ દીગંબર શ્રાવક તે સિરિ. ૧૦૨

શિવાતણી સીમિ વલી જૈન મરહઠદેસિ રહિ આધીન;
તુલજાદેવી સેવિ ઘણા પરતા પૂરિ સેવકતણા. ૧૦૩

સ્યાહગઢ મુગી પઇઠાણ શ્રીમુનિસુવ્રત જિનવર ભાંણ;
જીવતસ્વામિ પ્રતિમા પસ્ગડી બાંણગંગા ઉપકંઠિ વડી. ૧૦૪

સિદ્ધસેનદેવાકર વલી હરિભદ્રસૂરિ થયા મનિ રૂલી;
ભદ્રકાલી દેવી દીપતી કવિજન માતા એ ભારતી. ૧૦૫

પાસ કિસનેર તે પરવતમાહિં દોલતાવાદ કહુ ઉચ્છાહિં;
દેવગિરી અવરગાવાદ શાંતિ વીર પ્રણમુ આલ્હાદિ. ૧૦૬

ઈ લોરિ અતિ કૌતુક વસ્યૂં જોતાં હીયડુ અતિ ઉલ્હસ્યૂ;
વિશ્વકરમા કીધું મંડાણ ત્રિભુવનભાવતણુ સહિનાણ. ૧૦૭

દષ્યિણદિસિની બોલી કથા નિસુણી દીઠી જે મિ યથા;
ઇમ દાનગિરિ પારસનાથ નાસિક ત્રંબક સુવ્રતનાથ. ૧૦૮

ગંગા ગોમતી ગોદાવરી બલભદ્ર સોહિ તુગીગિરી;
બગલામાંહિ નદરબાર નીઝર ધનોરે અજિત જુહારિ ૧૦૯

કહીઇ કુંકણ દષ્યણ ચીઉલિ વડસાલિ ઘણદીવી બોલિ;
પાસ વીર નિ નાભિમલ્હાર મહુઈ વિઘનહરો સુષકાર. ૧૧૦

નવસારી સૂરતિ મંડાણ ચિંતામણિ સોહિ જિનભાણ;
ઉબરવાડી જીરાઉલો આદિનાથ ગાઉ ગુણનિલો. ૧૧૧

જિનધરમી વિવહારી બહુ સોહિ સુરતરૂ સરિષા સહુ;

ઋદ્ધિ રૂડા લીલાવંત દાન સુપાત્રિ આપિ સંત. ૧૧૨

વિનયવંત વારૂ ગુરૂમુષી સદગુણ સોહઈં દિન દિન સુષી;
ન્યાઈં મેલિ સબલી લાછિ સાતષેત્ર પોષિ ઉલ્હાસિ. ૧૧૩

તાપીતટ સાગરનુ સંગ કૌતુક જિહાજ ગણાં ઉછરંગ;
દીપાંતરની અપૂરવ વાત મેવા મોતી વસ્ત્ર વિષાત. ૧૧૪

ઋષભદેવ રાનેરિ સાર ચોપટમલ હાંસોટિ ધારિ;
આદિદેવ અંકલેસરમાહિ રેવાતટિ આવ્યા ઉછાહિ. ૧૧૫

ભરૂઅછિ આદિનયર તે દીઠ ચોસઠિ યોગિનીનુ વરપીઠ;
પાસ કહારો આદિ જિણંદ મુનિસુવ્રત સેવુ સુષકંદ. ૧૧૬

સંમલીવિહાર અંબડદે કરિ બત્રીસલાષ સોવન વય ધરિ,
કુંમારપાલ જવ કરિ આરતી તવ કીરતિ વરનૃપ ધારતી. ૧૧૭

વદું વડુએ શ્રીમહાવીર સેનાપુરિ પહિલો જિન ધીર,
રાજપીપલા રેવાતીર ગજ વન છાજિ મહાગભીર. ૧૧૮

ડભોઈ પાસ વટપદ્રિ દેવ દાદો જિન સોહિ નિતુમેવ,
ચંપાનેરિ નેમિજિણંદ મહાકાલી દેવી સુષકંદ. ૧૧૯

નગર ગંધારિ બહુ જિનબિંબ શ્રાવક ધરમ કરિ અવિલંબ;
કાવીઈં જિનમંદિર જોડિ દીપિ સેત્રુજા સરિષી હોડિ. ૧૨૦

દષ્યણ કુંકણ કાન્હડતણી તીરથ કેરી યાત્રા ભણી;
હવિ ગુજર ગાઉ ગુણવંત મહિ જિ ચતુર અનિ પુન્યવંત.૧૨૧

મહીસાગર ઉતરીઅ પાર આવ્યા ત્રંબાવતી મઝારિ,
થંભણતીરથ મહિમા ઘણો ભાવિ ભવિકા ભગતિ સુણો. ૧૨૨

વાહણ થંભ્યા સાયર મધ્ય સાગરદત્ત સેઠિ તિહાં લદ્ધ
કુસલે આવ્યા મહોછવ કરી થંભણપાસજી નામિ ધરી. ૧૨૩

પ્રભુજી પામ્યા પુન્યસંયોગ અભયદેવનો ટાલ્યો રોગ,
ઘણા વરસ વલી ભૂતલિ રહી ગોષીર ઝર્યાથી પ્રગટજ થઈ. ૧૨૪

પહિલિ ચુગિ હુઈ રત્નાવતી બીજિ કહીઈં કનકાવતી;
ત્રંબાવતી ત્રીજામાહિ હોય ચોથિં ખંભનયર વલી સોય. ૧૨૫

થંભણ પ્રણમું જીરાઉલો નારિંગો ભિડભંજન સામલો;
નવપલ્લવ જગવલ્લભ દેવ સુખસાગરની કીજિં સેવ. ૧૨૬

ષંભનયરના શ્રાવક શિરિં ઋદ્ધિં રૂડા ગુણ આદરિં;
તુંગીયા નયરી ઉપમા લહી ગુણરાગી સેવિ ગહિગહી. ૧૨૭

રાજસ ગુણ રાજિ ઓસવંશ સોની તેજપાલ અવતંશ;
એક લાષ ધન ષરચ્યું જિણઈ સેત્રુંજસિષર કરાવ્યું તિણઈં. ૧૨૮

સંઘવી ઉદયકરણ અનિં સોમકરણ વિજકરણ નિ જયકરણ;
દેવગુરૂની પાલી આણ લષ્યમી લાહો લીઓ સુભઠાણ. ૧૨૯

પારિષ વજીઆ નિ રાજીયા શ્રીશ્રીવંશિ બહુ ગાજીયા;
પાંચ પ્રાસાદ કરાવ્યા ચંગ સંઘ પ્રતિષ્ટા મનનિ રંગ. ૧૩૦

જેહની ગાદી ગોઆબંદિરિ સોવન છત્ર સોહિ ઉપરિ;
કોઇ ન લોપિ તેહની લાજ નામિ સીસ ફરંગીરાજ. ૧૩૧

પ્રાગવંશ કુંઅરજી વાડુઆ કાવી દેઉલ તેણે કીયા;
પુત્ર પિતાઇં હોડાહોડિ કીધી કરણી જોડાજોડિ. ૧૩૨

મોઢન્યાતિ ઠકર જયરાજ વંશવિભૂષણ સોહિ આજ;
લાલજી સુત માલજી રામજી બંધવ બે લિં સુભમતી ભજી. ૧૩૩

સતરબાવીસિં યાત્રા કરી સેત્રુંજ સંઘવી પદવી વરી;
પોતિ પોષ્યાં પાત્ર વિશેષ ધન્ય જીવ્યુ ધરમિ ધરી રેષ. ૧૩૪

સંઘવચ્છલ જિનમંદિરતણી પૂજા પ્રભાવના કીધી ઘણી;
સમકીત ગુણ સોભા ઉજલી આશ્રિતવચ્છલ કહીઇ વલી. ૧૩૫

કેતા જ્ઞાતા દાતા જાણિ કેતા શ્રોતા ભોગતા આણિ;
કવિતા આગમ ભેદિ કહિ ગુરૂવચને કરી નિશ્ચલ રહી. ૧૩૬

બુદ્ધિસાગર રૂડા ઋદ્ધિવંત દાન દયા સોહિં સતવંત;

ચતુર ચઉકસી આણુંદતણો વેલજી વિવેક ઉપગારી ઘણો. ૧૩૭
આજ અપૂરવ સવે સિણગાર સુગુણમણિ સરિષો પરિવાર;
જિનધરમી ગુરૂ ભગતા જેહ યશસોભાગ્ય લહિ વલી તેહ. ૧૩૮
આદિનયર એ ઉત્તમ ઠામ દિન દિન દીપિ સોભા ધામ;
ઇંમ અનેક ગુણરયણની ષાણ કેતા કહીઇં અવર વષાણ. ૧૩૯
જિન નમીઇ સોઝિત્રે માત્ર અમ્હદાવાદે મોટી યાત્ર;
બારેજિ નિ ગામિ ધોલકિં સુગાહિ પાસ પ્રણમું તિહાં થકઇ. ૧૪૦
અમ્હદાવાદ અનોપમ લહું ભાલો ચિંતામણિ તે કહું;
સામલો મોઢેરો મહાવીર અષ્ટોત્તર સો જિનહર ધીર. ૧૪૧
રાજનગર શ્રાવક ચોસાલ જગપ્રસીદ્ધ માનિં ભૂપાલ;
જિનસાસન સોભાવિ સદા આશ્રિતવચ્છલ બહુ સંપદા. ૧૪૨
ઉસવશભૂષણ શિરદાર સૂરા રતન બે બંધુ ઉદાર;
સત્યાસીઇં દીઉ સત્રુકાર વિમલાચલના સંઘ અઢાર. ૧૪૩
તસ સુત ધનજી પનજીચંગ સમેતાચલ યાત્રા કરી રંગ;
ઇંસી સહિસ એકલાષિ કરી ધન ષરચી સઘપદવી વરી. ૧૪૪
શ્રીશ્રીવંશિં ચડતિં વાનિં દોસી મનીઓ પુન્યપ્રધાન;
ધર્મષેત્રિ ધન વાવ્યું બહુ ત્રિણે લાષ તે પોતિ સંહુ. ૧૪૫
સંવત ચોગિં શત્રુકાર વરસ એ લગિ દીધો સાર;
દુરિ દુકાલ ગયો તિણિ વારિ માણુસ મિલિયાં સહિસ ઇગ્યાર. ૧૪૬
સંઘતિલક સિદ્ધાચલતણું મોઢેરાનું મંદિર ભણ્યૂં;
સતરભેદ પૂજા મંડાણ રાજનગરિ સહુ દેઉલિ જાણિ. ૧૪૭
હેમમુદ્રા શીલવંતનિ દીદ્ધ સંઘવચ્છલ બહુ ભગતિં કીદ્ધ;
બાન છોડાવ્યાં પુન્યનિ કાજિ જિનસાસનિ વિસ્તારી લાજ. ૧૪૮
તસ સુત દોસી શાંતિદાસ પૂરણ પુન્યતણો તે વાસ;
દાની જ્ઞાની ભોજસમાન તાતતણિ પરિ વાલ્યો વાન. ૧૪૯

લહુજી પનજી મનજી ચંગ શાંતી સોમકરણ મનિ રંગ;
સૂરચંદ સુત પચેવડો ગુણનિધિ વંશ અછિ પડવડો. ૧૫૦
ઓસવંશે શાંતિદાસ શ્રીચિંતામણિ પૂજ્યા પાસ;
પ્રભુ સેવાઇં ગજસંપદા દિલ્લીસરિ બહુ માન્યો સદા. ૧૫૧
વિત વાવરીઉ ઘરમિં ઘણૂં સાતે ષેત્રેં કરી સોહામણૂં;
ચિહું પુત્રે વલી સોભા ઘણી વંશવિભૂષણ તે બહુગુણી. ૧૫૨
વસ્તુપાલ મંત્રીસર વંશ શિવા સોમજી કુલ અવતંસ;
સેત્રુંજ ઉપરિ ચોમુખ કીઓ માનવભવ લાહો તિણિ લીઓ. ૧૫૩
ત્રિણ જોઅણનું નગર મંડાણ અમ્હદાબાદ અનોપમ જાણિ;
સાધુ સુધરમી નિત્યે વાસ શ્રાવકનાં ઘર સહિસ પંચાસ. ૧૫૪
સકલ દેસતણો સિણગાર દુષિઆ દીનતણો આધાર,
જોયાં પટ્ટણ દેશ અનેક પેષ્યો પૂરો ઇહાં વિવેક. ૧૫૫
કપ્પડવાણિજ નિ સાણંદ વામાસુત નિ આદિજિણંદ;
વીરમગામથી આગલિ પાસ સષેસરો પૂરિ મનિ આસ. ૧૫૬
યાદવ જરા નિવારી ઇણિ યદુપતિ તીરથ થાપ્યુ તિણિં;
ચંદ્રપ્રભુ જિન વારિ કહી તવ મૂરતિ ભરાવી સહી. ૧૫૭
સેરીસિ લોઢણ જિનપાસ સંકટ ચૂરિ પૂરિ આસ;
જૈનકાંચીથી આણી દેવ મંત્રબલિ ચેલાની સેવ. ૧૫૮
કડી મહિસાણૂં નગરિ સાર આદિ વીર નિં પાસકુમાર;
વિસલનગર નિ વીજાપુરિ જિનપ્રતિમા વંદુ સુભપરિ. ૧૫૯
આદિ તલટી આણંદપુરિ જે યાત્રાફલ સેત્રજગિરિ;
સીદ્ધપુરિ વાસ્યુ સિદ્ધરાય નદી સરસતી તીરથ ઠાય. ૧૬૦
આવ્યા પાટણિ અતિ આદરિ પાસજી ભેટ્યા પંચાસરિ;
કોકો નારિંગો ચારૂપ પાસ અઢારે સુગુણ સ્વરૂપ. ૧૬૧
વીસોત્તર સો જિન આવાસ દરિસણ આપિ લીલવિલાસ;
કુમારપાલ નિં વિમલપ્રધાન ઈહાં ઉપના તે ગુણનિધાન. ૧૬૨

હેમાચાર્ય તણિ વષાણિ અઢારસય કોટીધજ જાણિ;
પાટણિ પનોતા શ્રાવક વસિ ધરમકાર્ય કરતા ઉલ્હસિ. ૧૬૩
પાટણનયર પ્રસીધું જાણ ........ ........... .. ;
કુમારપાલ હુઓ ભૂપાલ અઢારદેસ દયા પ્રતિપાલ. ૧૬૪
ઇગ્યારલાષ હયવરનું સૈન ગલીઉં નીર પીઇં તે જૈન,
હેમાચાર્યથી સમકિત લહી જિનમંડિત ભૂ કીધી સહી. ૧૬૫
જિનહર બિંબ અનિ શત્રુકાર ઉપાસરા નિ જીર્ણઉદ્ધાર,
રાજઋષીની ઉપમા ધરી ગણધરપદવી તિણિ વરી. ૧૬૬
આજ અનોપમ કીરતિ જાસ ઉત્તમ પુરૂષ લીલવિલાસ;
તીરથ થાપ્યાં સમકીત ધરી અવિચલકરણી રંગિ કરી. ૧૬૭
ત્રિણ ગતિ નિ ત્રિભુવનતણાં સાસ્વતા અસાસ્વતા સોહામણા;
જે અપુરવ સુણીયા પીઠ તે ત્રિકાલિ પ્રણમું દીઠ. ૧૬૮
સતર ઇગ્યારિ બારિ ફિરી પુરવદિસિની યાત્રા કરી;
એકવીસિં અડત્રીસિં સહી દષ્યણ દેવની સેવા લહી. ૧૬૯
ચઉદ પૂરવનો જે છિ સાર તે પહિલાં પભણી નવકાર;
પૂરવાચાર્યને વચને ધરી દેવ દિગંબર વાંધા ફિરી. ૧૭૦

यतः—

दिसह विवहचरियं जाणिज्जेइ दुज्जणसज्जणविसेसो ।
अप्पाणं च किलिज्जइ हिंडिज्जइ तेण पुहवीए ॥ १७१ ॥

ધન્ય દિવસ તે વેલા સાર ધન્ય જીવ્યું માણુસ અવતાર,
તીરથયાત્રા કરિ સુજાણ તે નર નારી લહિ કલ્યાણ. ૧૭૨

કલસ.

એ તીરથમાલા ગુણવિસાલા જે ભવિકજન કંઠિ ધરિ,
સકલલચ્છી ધેનુ સુવચ્છી નિશ્ચલ આવિ તસ ઘરિ;
શુદ્ધસંવેગી સુગુણ સંગી બુધ શિવવિજય સાનિધ કરી,
કોવિદ શીલવિજય સીસ પભણિ વીનવિ આણંદ ધરી. ૧૭૩

## દૂહા.

ઉત્તરદિસિ ઉપિ સદા જૈનરાજ અશેષ;
મહાનગર રૂડાં ઘણું સુણ્યો તેહ વિશેષ. ૧

દુરગમ પથ ઉલ્લઘતાં નદી નગર પાષાણ;
મલેચ્છ રાજ્ય અછિ મોટાં કહિસ્યુ તાસ વષાણ. ૨

## ચોપઈ.

દિલ્લીપતિ હુઓ અકબરસાહ ષટ દરસણ ષોજી પાતસાહ;
દાન દયા દીપાવી જિણઇં ધરમ પરિખ્યા કીધી જિણે. ૩

એક દિવસ નૃપ સભા મઝારિ ભણિ વિપ્ર તિ ધર્મવિચાર;
શ્રાવક જીવદયાઇં રમિ પણિ સૂર્યનિ નવિ નમે. ૪

છદુ જવહિરી બુદ્ધિનિધાન શ્રાવકધરમી તાસ પ્રધાન;
મિથ્યામતિ મોડી જયવાદ વરીઉ ભૂપ સભા સવાદ. ૫

સૂર્યદેવ નિ ગગાનદી જિનમતમાહી ઉત્તમ વદી;
મિથ્યામતિ તે રાતિ જિમઇં મિલભર્યા ગગામાહિ ભમઇં. ૬

માટી જલજલણ નિ વાય વણુસ્સઈ જીવ અસખ્યા થાય;
કદમૂલના ભેદ કહાય વલી અનતા કહિ જિનરાય. ૭

તે ઓલષાવ્યા ઉર્પનયન ધરી ગોપુછિ દેવવાસિ કરી;
વિપ્રતણુ ઉતાર્યું માન જિનસાસનનુ વાલ્યો વાન. ૮

પાતસાહ પરસંસ્યા જૈન થિરધર્મી પોતિ લયલીન,
જેહનો વશ વિરાજિ આજ સરવ વસિ કીધાં જેણિ રાજ. ૯

એહવું દલ્લીનયર મડાણ દોઇં જોઅણ વિસ્તારિ જાણિ;
છ જોઅણ સોહિઇં આગરૂ નદી યમુનાકઠિ ગુણ ભર્યુ. ૧૦

ગંગા તીરિ છિ કેદાર કુરૂક્ષેત્ર નિ વલી હરદ્વાર;
એ તીરથ શિવનાં છિ સહી. ............................ ૧૧

નગરકોટમાહિ જ્વાલામુખી દેવી દરસણિ સોહિ સુખી,

નગટી રાંણીનુ તિહાં રાજ સો જોઅણુ ઉપરિ તે આજ. ૧૨

હીંગુલાજ હિમાલયગિરી દેવી દીપિ મહિમા ભરી;
ત્રણસય કોસે લાહુર ગામ નવલષ્ય ક્ષત્રી વસિ તસ ઠામિ. ૧૩

ઇહાંથી સો પંચાસે જાણિ પુર મુલતાન મહામંડાણ;
કાબિલથી કરિ રાજ્ય પઠાણ નવલષ નેજાનું દલ જાણિ. ૧૪

ત્રણસે કોસે નયર ષંધાર સવાલાષ નામિ ગિરિસાર,
કાલંજર નગથી નીસરી યમુનાનદી ગંગામાહિ વરી. ૧૫

એક માસ પથ તે ઉપરિ મીઢા વાહન તિહાં સંચરિ;
મૃગ કસ્તુરી હાથી ઘણા સેર પ્રમાણ હરડિ ફલ બહુ ગુણા. ૧૬

માનસરોવર તિહાં કહિવાય સો જોઅણની ગંગા તિહાંય;
ઇહાંથી નવસિ ગાઉ મિલી ઇસપાન નયર અછિ તે વલી. ૧૭

કાસમીર નામિ પાતસાહ બાર લાષતણો નિરવાહ,
તિહાંથી પૂરવદિસિમાંહિ વસિ રોમનગર અતિ ઉચ્છહસિ. ૧૮

રાજ કરિ બારિ સુલતાન તે પણિ જીત્યા વિમલપ્રધાન,
આઠસિં કોસે સાસતાનગર ત્રિણ જોઅણ વિસ્તારિ સભર. ૧૯

બલષ ભુષારા છિ દલિ તિહા લાષ અઢાર સૈનઇં કરી ઇહાં;
ત્યાગી તિહા હુઓ મોટો મલક છોડી સોલસય નારી થયો અલક. ૨૦

ષુરાસાણ ષટસત ઉપરિ હુંનસાન તિહાં રાજાસિરિ,
ઇષ્ ગજ નિ નાગરવેલિ તિહાં વલી ન હોઇ ચોથી કેલિ. ૨૧

બારસે કોસેં ઇસ્તંબોલ જોઅણ અઢાર વસિ રંગરોલ;
તિલંગસાહ નામિ પાતસાહ ચોવીસ લાષ તુરંગ ઉચ્છાહ. ૨૨

બબરકૂલ વસિ પાંચસેં યવનરાજ ઇહાં સુધી વસિં;
મનુજરૂધિરઇ રંગઇં તે હીર નર મહિમાઇ કરિ તે કીર. ૨૩

સહિસમુષી હવિ કહીઇ ગંગ જોઅણ સવાસો પિહુલી ચંગ;
અષ્ટાપદ રષ્યાનિ કાજિ પહિલી આંણી જનુરાજ. ૨૪

તિહાંથી પૂરવદિશ છિં બૌધ છ દરસણમાહિ કહ્યા અશુદ્ધ;
દેસ દેપાલ નેપાલ ભોટાંન પઈ ગુરષાંગ કલિંગનો અંત. ૨૫

દેઉલ મહીમા મોટા ઘણા હસ્તી ભષ્ય આચારિ સુણ્યા;
કૌતુકકારી વાનરરાજ આશ્વમુષા છિં આગલિ આજ. ૨૬

સહિસમુષી ગંગાનિ પારિ સોહિ જૈનરાજ્ય ઉદાર;
સાતસય કોસે જઈઈ જામ ચાલીસ કોસ વિસ્તારિ તામ. ૨૭

લાટદેસ તારા તંબોલ જિનધરમીજન કરિ કલ્લોલ;
સૂરચંદ્ર રાજા જિનમતી ત્રણ લાષ સેનાતસ દીપતી. ૨૮

ગયંવર ગાજિ ઝરિ મદ વારિ પોઢા પાંચસય જસ વર બારિ;
અનુપચંદ્ર સોહિ સુત સાર બીજો ત્રિલોકચંદ્રકુમાર. ૨૯

સદાનંદ મંત્રી મહાંત જિનધરમી મતિસાગર સંત;
પંચસત તુરંગમ જેહનિ એહવી રાજલચ્છી તેહનિ. ૩૦

જિનમંદિર સોહિ સિ સાત કહીઇં તેહના સુણો અવદાત;
ત્રિણકાલ પૂજા કરિ જિનમતી નાચ નૈવેદ અનિ આરતી. ૩૧

સંઘતણી કરિ ભગતિ રસાલ આગમ અરચા ઝાકઝમાલ;
સુવિહિત સાધુ અછિ તિહા ઘણા વનવાસિ રહિ રલીઆમણા. ૩૨

યુગપ્રધાન યતીસ્વર જાણિ જિનવલ્લભસૂરિ ગુણષાણિ,
દાની જ્ઞાની બહુ ધનવંત શ્રાવક ન તિહાં વસિ સતવંત. ૩૩

વ્રતપાલિ બારિ મનિ ધરિ જિનશાસનની સોભા કરિ;
સંઘપ્રતિષ્ટા ગુરૂની ભગતિ દિનદિન દીપિં બહુલી યુગતિ. ૩૪

ત્રણસય શિવાલય સોહામણા મિથ્યાતી જન માનિ ઘણા;
વરતિ જીવદયા નિતુમેય આકરા કર ન કરિ નરદેવ. ૩૫

જિનધરમી ચ્યારિ વલી વર્ણ ન્યાયવંત પૃથિવી આભર્ણ;
ઇમ અનેક સોભાં મંડાણ કેતા કહીઇ નગર વષાણ. ૩૬

ઇહાંથી ગાઉ સો ઉપરિ સુવર્ણકાંતિ નગરી સિરિ;

કલ્યાણુસેન નામિ ભૂપાલ જિનમતિ જીવદયા પ્રતિપાલ. ૩૭

જ્યોતિવંત જિનહર ચોવીસ મહોચ્છવ મહિમા હોઇ નિસદીસ;
મહાધર પર્વત શેત્રુંજ જોડિ પાંચ પ્રાસાદ નમું કરજોડિ. ૩૮

સોલછિતાલિં સેત્રુંજભણી કલ્યાણુસેન રાજા તે ગુણી;
સંઘ સબલ લેઈ મહામંડાણ ત્રિણવરસે કરી પંથ પ્રમાણ. ૩૯

સમેતાચલ આવ્યા મનરંગ જિનના થૂભ નમ્યા તે ચંગ;
ચંપાપુરિ પહોતા નરરાજ વાસુપૂજ્ય પૂજ્યા જિનરાજ. ૪૦

ભાનુચંદ વાચક તિહા મિલ્યા તેહના સંસય મનના ટલ્યા;
વિમલાચલનો પૂછો પંથ તવ તે વચન કહિ નિગ્રંથ. ૪૧

અઢારસય કોસે ઇહાં થકી અમ્હે આવ્યા પ્રણમી તિહાંથકી;
ત્રિણપ્રદક્ષણા તેહનિ દીધ સેત્રુંજયાત્રા ફલ તે લીધ. ૪૨

પંથ દોહિલો ન સહિ વારિ માણુસ માંદાં સંઘ મઝારિ,
તે કારણિ સંઘવચ્છલ કરી વિત્ત વાવરીઉં પ્રેમિ ધરી. ૪૩

બાવન મણ મિરી શાકહમાહિ દ્રવ્યસંખ્યા નહીં બીજી તિહાહિ,
વાસપૂજ્ય મંદિરની ભીતિ તેણે લિખીઉ એણી રીતિ. ૪૪

ભક્તામર ભાષા ગીરવાણિ સમઝા સાધુ સવિ સુજાણ,
માહોમાહિ વાંધા પાય એક આચારી તે મુનિરાય ૪૫

વલી મનમાહિ હરખ્યા ઘણૂ દરસણ દીઠુ સોહામણું,
વીર પટોધરિ વશિ હૂઆ પંચમ આરિ ગચ્છ જૂજૂઆ. ૪૬

જૈનરાજ્ય એ ઉત્તરદિસિં દાન દયાઇં કરી ઉલ્હસિ ;
લાહુરવાસી ખ્યત્રી સહી એ વાત વિલાષી કહી. ૪૭

સોલ બ્યાસીઇ સુપરિ જેહ જોઈ આવ્યો ઉલ્લાસિ તેહ;
નિજગુરૂ મુખથી મ્હિં સાંભલી અતિઆણંદિ બોલી વલી. ૪૮

અષ્ટાપદ તિરથ છિ વડું દૂરિ દેસાંતર નહી ઢુંકડું;
સેત્રુજ રૈવત અરબુદગિરીં સમેતાચલ નિં મુગતાગિરી. ૪૯

પાંચે તીરથ પરગટ ઉદાર દિન દિન દીપઇ મહામા ધાર;
ધનધન નર નારી વલી જેહ પ્રણુમિં પૂજિ તીરથ એહ. ૫૦

ઉત્તરદિસિની તીરથમાલ હરષિ બોલી અતિહિ રસાલ;
યાત્રાફલ સુણતાં તે થાય ભાવિ ભણુતા પાતિક જાય. ૫૧

દિશિ ચ્યારિ ઉજેણી થકી મધ્યદેશ માલવની વકી.
તીરથ કારણુ કહીઇ વલી હરષિ જોયાં એ મનિ રૂલી. ૫૨

यतः—

दिसह विवहचरियं जाणिज्जइ दुज्जणसज्जणविसेसो ।
अप्पाणं च किलिज्जइ हिंडिज्जइ तेण पुहवीए ॥ ५३ ॥

ધન્ય દિવસ તે વેલા સાર ધન્ય જીવ્યું માણુસ અવતાર;
તીરથ યાત્રા કરિ સુજાણુ તે નર નારી લહિ કલ્યાણુ. ૫૪

---

ઇહ ચ્યાર દિગવધૂ કંઠિ રાજિં તીરથ મણીમય માલ એ;
જસ દરિસ પરિમલ લહિં નિરમલ ભવિકભૃંગ રસાલ એ.
બુધ શિવવિજય શિસ **શીલવિજઈ** અષય આણુંદ અતિઘણું;
કરકમલ જોડી કુમતિ છોડી કર્યું તવન સોહામણું. ૫૫

સંવત્ ૧૭૪૮ વરષે માગસરમાસે શુકલપક્ષે ત્રયોદશીતિથૌ

સોમવાસરે લિખિતમ્.



ज्ञानविमलसूरिविरचित

# तीर्थमाला.

॥ ढाल १ ॥

શાસનાદેવીય, એ દેશી.

શ્રીજિનવરતણા લીજીઇં ભામણાં ચરણપંકજ નમી ભાવસ્યુ એ;
ચૈત્યપરવાડીય પુન્યની વાડીય પભણીય પ્રેમ બહુ ચાવસ્યું એ. ૧

મનમાં આનંદિયા જિનવર વંદિયા સતર પંચાવન વરિસમાંહિ;
ઢાલબંધિ કહું વંદિય ગહગહું સયલસુખ જિમ લહુ ધરી ઉચ્છાહિં. ૨

ઉચ્છાહ આણી લાભ જાણી ભવિકપ્રાણી બહુ મિલી,
લહીસુ ગુરૂવાણી હૃદયે આંણી પૂરતા મનની રૂલી,
શુભ લગ્ન યોગે વિધિસંયોગે યાત્ર કરવા સંચર્યા,
શ્રીસૂર્યપુરવરથકી શ્રાવક સપરિવારે પરવર્યા. ૩

॥ ઢાલ ૨ ॥

આગે આદિજિનેસર, એ દેશી.

પુરથકી સહરિમાં વંદિયા પાસ ચિંતામણિ વારૂ;
ધર્મ જિનેસર નમિજિન કુંથુ જિનેસર તારૂ. ૪

ઋષભ જિનેસર શાંતિજી શાંતિકરણ જગનાથ;
ઇત્યાદિક બહુ જિનવર પ્રણમી શિવપુર સાથ. ૫

વારૂ વૃષભ તે જોતર્યા સષર સજી સેજવાલી;

વડવષતી વિવહારીયા વિધિસ્યું પાપ પષાલી. ૬
રાનેરવંદિરે આવીયા નેમિજિનેસર વધા;
નવનિધિ સમ નવ ઠામિં જિનવર દેષી આનંધા. ૭

વીરજિનેસર, એ દેશી.

તિહાંથી આઘા સંચરી ભરૂઅચિં આવેં
પાસ કલ્હારે ઋષભદેવ પ્રણમી સુખ પાવેં;
શ્રીમુનિસુવ્રતસ્વામિ ઠામિ સામલિયા વિહાર
મૂલતીરથ એ જાણીયેં મહિમાભંડાર. ૮

સત્યરિ સય જિનબિંબપટ્ટ આરસમય દીપેં
સપ્તધાતુમયબિંબ ત્રણ્ય તેજેં ત્રિભુવન જીપેં;
નવ પ્રાસાદના બિંબ સર્વ દેષી આનંદે
પૂરવસંચિત અશુભકર્મ સવિ દૂર નિકંદે. ૯

અનુક્રમે વડગામ આવિ મહાવીર જુહારે
અતિ ઊમાંહિં આવીયા ગંધાર મઝારિં;
સોવનવાનિં વર્દ્ધમાનસ્વામી જબ દીઠા
બિંબ અનેકેં ઋષભદેવ ચિત્ત અમીય પઇઠા. ૧૦

ભુહરામાહિં ત્રિણ્ય બિંબ પાસ જિનવરકેરાં
અતિ ઉત્તંગ સોહામણાં ભાજે ભવભય ફેરા;
તિહાંથી આઘા આવીયા જિહા બંદિર કાવી
તિહાં જિનબિંબ પૂજા કરી બહુ ભાવના ભાવી. ૧૨

॥ ઢાલ ૩ ॥

સમવસરણ જિમ વાજા વાજે, એ દેશી.

કાવી ઠાંમ એક દેહરાસર તેહ જુહાર્યું,
અતિ ઊલટિ ભરી ભાવ અધિક મનિ આણુતો. જયો જયો ભાવ. ૧૩
તિહાંથકી સાણંદે આવ્યા પદ્મપ્રભ નિરષી સુષ પાવ્યા;
બિંબ અવર સંભલાવ્યા. જયો૦ ૧૪

ગોધાવી ગોરજ વીરમગામિં બિંબ અનેક અછેં અભિરામ;
ભાવિં વાંદ્યા સ્વામિ તો. જયો૦ ૧૫

ભોજૂયાગામેં પ્રતિમા પાસ માંડલિમાં ગાડરીઓ પાસ;
વાંદ્યા ચિત્ત ઉલ્લાસ તો. જયો૦ ૧૬

મુજપુરે ઝોટિંગો પાસ અવર બિંબ બહુ ગુણ આવાસ;
પ્રણમ્યે થયો ઉલ્લાસ તો. જયો૦ ૧૭

તિહાંથિકી સમીસહરેં આવ્યા સાધર્મ્મિકજન બહુ સુખ પાવ્યા;
કેતાઇક દિન તિહા ઠાયા તો. જયો૦ ૧૮

ધર્મસનેહી પૂરબનેગેં શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વર વેગઇં;
વાંદ્યા તિહાં સુવિવેકે તો. જયો૦ ૧૯

અંગપૂજા પ્રભાવના કીધી સોહાગણિ મલિ સાંઝી દીધી;
બહુ શોભા તિહાં લીધી તો. જયો૦ ૨૦

વીરજિનેસર સામલ પાસ શાંતિનાથ પ્રગટાવ્યા ઉલ્લાસ;
ભક્તિ કરી તસ પાસ તો. જયો૦ ૨૧

ઠામિ ઠામિ વલી જે દેહરાસરિ ભક્તિ કરી બહુ જન મનહરે;
સકલસમાહિત સુરતરૂ તો. જયો૦ ૨૨

શ્રીસંખેસર પાસ ભેટ્યા ભવભયના દૂખ દૂરે મેટ્યા;
પૂજા વિવિધ પ્રકાર તો. જયો૦ ૨૩

## ॥ ઢાલ ૪ ॥

કનકકમલ પગલા ઠવે, એ દેસી.

અનુક્રમેં તિહાંથી ચાલીયા એ સાથે ગછપતિ રાજે કે;
સંવેગીતણા એ. ૨૪

સોહીગામેં આવીયા એ ભેટ્યા ઋષભજિણંદ;
ઉચ્છાહ ધરી ઘણો એ. ૨૫

અંક રત્ન આરસતણા એ પ્રતિમા પ્રથમ જિણંદ
અછે મહિમા ઘણો એ. ૨૬

શેઠ ધનાવહ જાણીયે એ વેણાતટિમાંહિ જેહ;
થયો પહિલાં સુણ્યો એ. ૨૭

નાનો અભયકુમારનો એ તિણે ભરાવ્યા બિંબ;
સવાકોડિ માંઝનિ એ. ૨૮

તે માહિલાં એ બિંબ છે એ સંપ્રતિ પ્રગટ્યા તેહ;
ભવિકજન પુન્યથી એ. ૨૯

તાસ ભગત કીધી ઘણી એ ચંદ્રોદયકરી આદિ;
પૂજા પરિકરતણી એ. ૩૦

તાસ પાસે લઘુ ગામ છે એ ભરડુઆ નામે જેહ;
તિહાં પ્રતિમા હતી એ. ૩૧

પ્રગટ કરાવી તેહ ભલી એ કીધી તસ બહુ ભક્તિ;
યથાસકતે કરી એ. ૩૨

ષભાયતબિંદરતણો એ સંઘ સાથે કરી યાત્ર;
પાસ ગોડીતણી એ. ૩૩

વિષમ વાટ રણભૂમિકા એ ઉલ્લંઘી અતિ છેક;
પણિ કરી યાત્રા એ. ૩૪

અનુક્રમે વલીને આવીયા એ સોહીગામ મઝારિ,
પ્રથમજિન વંદીયા એ. ૩૫

તિહાંથી અઘા સંચર્યા એ સંઘને કરિ મનોહારિ;
સંપ્રતિ નૃપતિઇ રચ્યુ એ. ૩૬

તિહાંથી થિરાદ્રે આવીયા એ સંઘને કરિ મનોહારિ;
મનોરથ પૂરિયા એ. ૩૭

પ્રગટ કરાવી વીરને એ લીધો બહુલો લાભ;
સવે આણંદિયા એ. ૩૮
તિહાંથી સાચોરિં આવીયા એ પધરાવ્યા શ્રીવીર;
પ્રાસાદમાં ઉછવેં એ. ૩૯
ચ્યાર પ્રાસાદ શ્રીવીરના એ દેહરાસરિ વલી એક;
ભાવસ્યુ ભેટીયા એ. ૪૦
તિહાંથી પુનાસેં આવીયા એ નિરષી શાંતિપ્રાસાદ;
આનંધા અતિઘણુ એ. ૪૧

## ॥ ઢાલ ૫ ॥

નિરમાલડીનો.

તિહાંથી ભિનમાલે આવીયા એ ભેટયા શ્રીપાસ
ચ્યાર પ્રાસાદ તણા સુબિંબ નિરષ્યા ઉલ્લાસ,
ધાણુસા મોદરા ગામમેં પ્રાસાદ જુહારી
જાગિરે આવ્યા વહી સુષથી નરનારી.
સોવનગિરિ તિહા નિરષીયો એ જે પહિલાં જિન ઠામ,
વિવિધ દેહરાસર વંદિયા, નિરમાલડી એ
પ્રણમ્યા તે અભિરામ, મનરહિ એ. મ૦ ૪૨
તિહાંથી આઘા સંચરી માદલપુર આવ્યા
અગર વગરી નેં બેરૂગામ વલાણુ દૂઆણા,
સાંડેરે પ્રાસાદ એક ષીમેલિ વીજેવો
ઇહાં એક એક પ્રાસાદ વંદિ મન હર્ષ ધરેવા.
વરકાણેં શ્રીપાસજી એ નાડોલ ત્રિણ્ય પ્રાસાદ;
નડુલાઈ પ્રાસાદ નવ, નિર૦ યાદવો નમીઇ આલ્હાદ. મ૦ ૪૩
દેસૂરીઇ પ્રાસાદ એક ઘાણુરાગામે
પારસનાથ ને વીરચૈત્ય ઘણોરે ઠામેં;
સાદડી પાસ પ્રાસાદ એક આણંદ્યા નિરષી
રાણપુરેં શ્રીધરણવિહાર ચઉમુખ અતિ હરષી.

એ સરિષી નહી માંડણી એ મહિયલમાંહિ ઉદાર;
ત્રિભુવનતિલક સોહામણું નિર૦ પ્રથમ જિણંદ વિહાર. મ૦ ૪૪

મંડપ મોટા થંભ તુંગ કોરણી અનેક
સહસકૂટ નેં પંચમેરૂ તીર્થ સુવિવેક;
ભૂમિહરમાં જૈનબિંબ પ્રણમી આનંદ
મંગલચૈત્ય ને દેહરી સવિ ઠામે વંદુ;
ચ્યાર પ્રાસાદ બીજા વલી એ એવં મિલીનેં પંચ,
પંચમગતિને પામવા નિર૦ એહુજ સબલ પ્રપંચ. મ૦ ૪૫

માદે મુડાડેં રાજપુરિં ચેચલીઓ પાસ
બોઇઉ ને પાલ્હડીઉ પ્રાસાદ વિચિત્ર;
વાઘસણિ દોઈ પ્રાસાદ છે એ પાલ્હડી કોહ્લર ઠામ,
તિહાં પ્રાસાદને વંદિયા નિ૦ હરખ્યા મન અભિરામ. મ૦ ૪૬

ચેચલીયાથી અવર પંથ સેવાડી ગામ
બીજાપુર વીસલપુર રાતાદેવ ઠામ;
નાણેં બેહડે કોરટઇ જીવિતસ્વામી વીર
નાદીઈ લોટાણે વલી સેત્તુજની ભીર;
અઝાહરી વીરવાડિમાં એ બંભણવાડિ વીર,
ઘાણા વીર નમી લહો નિર૦ ભવિજન ભવજલતીર. મ૦ ૪૭

॥ ઢાલ ૬ ॥

ચૌપઈ.

સીરોહી દેસેં જૈનવિહાર તે કહતાં નવિ આવેં પાર,
ગામગામ ગિરિ વિષમેં ઠામ દેહરા દીસે અતિ ઉદ્દામ. ૪૮

ભાવથકી તે સવિ વંદિયા પણિ દ્રવ્યેં કેતાએક થયા;
ઇમ સીરોહી નગરેં આવીયા જનમ કૃતારથપણું ભાવિયા. ૪૯

આદિચૈત્ય દીઠું ઉદ્દામ જેહનો સ્વર્ગ સમોવડિ કામ;
ચઉમુખ ચૈત્ય ત્રિભુમિક ભલો અજિતશાંતિ કુંથુ જિનહર ગુણનિલો. ૫૦

શ્રીજીરાઉલિ પાસ પ્રસિદ્ધ વિવિધ ચૈત્ય યાત્રા તિહાં કીધ;
દેહરાં તિહાં ઉત્તંગ ઇગ્યાર ભેટી કીધ સફલ અવતાર. ૫૧

ગોહલી સીદરોઠ ગામ મઝાર એક એક છે જૈન વિહાર;
હમીરપુરે છે ચ્યાર મેંડે સીરોડીઇ ચૈત્ય જુહારી. ૫૨

ઇહાં પાષતી છેં બહુલા ગામ તિહાં પ્રાસાદ અછેં અભિરામ;
પાલડીઇં શ્રીવીરવિહાર વલી ચાલ્યા આગલિ સુષકાર. ૫૩

હડાદરૂં આબુ તલહટી જિન વંદી દુષ ગયા સહુ મિટી;
સજ્જ થઈ આબૂ ચઢ્યા જયતતણા નીસાણુજ મઢ્યા. ૫૪

॥ ઢાલ ૭ ॥

અઢીયાની.

અર્બુદગિરિને શૃંગ રૂષભ પ્રાસાદ ઉત્તંગ, નિરષી ઊપનો એ;
આણંદ અતિ ઘણો એ. ૫૫

વિમલવસહી સુખકાર પાસેં નેમિવિહાર, વસ્તુપાલેં કરી એ;
લૂણિગવસહી ધરી એ. ૫૬

રૂપા અધિક પાષાણ દ્રવ્યતણું નહી માન, મનોહર કોરણી એ,
દીસે અતિ ઘણી એ. ૫૭

ભીમસાહ કૃત ચૈત્ય વંદી પાવન વિત્ત, પીતલ પરિકર્યું એ;
બિંબઇં પરિવર્યું એ. ૫૮

પાસ ભુવન ત્રિણ ભૂમિ ખરતર ગુણ સીમ, ચઉમુખ દેહરૂ એ,
ત્રિભુવનસેહરૂ એ. ૫૯

ખમણા દેઉલ એક બિંબ આઠ અધિક શત એક, નિરષી ભાવિયા એ;
અચલગઢ આવીયા એ. ૬૦

પીતલ પ્રતિમા સાર ચૌદ સયમણની ચાર, ચઉમુખ સુષકરૂ એ;
ભવિ ભવભયહરૂ એ. ૬૧

આરસમય સાત બિંબ મુદ્રા અતિહિ અચંભ, જિમણે પાસે ભલા એ;
સોહેં નિર્મલા એ. ૬૨

ગામમહિ શાંતિવિહાર વાહિર વીર જુહારિ, કુમરનૃપતિ કર્યું એ;
જિનબિંબે ભર્યું એ. ૬૩

ઓરીસાગામેં એક જિનવર બિંબ અનેક, આરસમય સહી એ;
પ્રણુમ્યા ગહગહી એ. ૬૪

પૂજા વિવિધ પ્રકાર આંગી રચના સાર, જનમ સફલ કર્યો એ;
ભવસાયર તર્યો એ. ૬૫

પરીષ દાદો નેં વર્દ્ધમાન વહિં ને વીસાલા માનિ, ચોથુ વ્રત વહે એ;
આણંદ અતિ લહેં એ. ૬૬

સાહુ સામજીઈ ઊજમાલ તિહાં પહેરેં ઈદ્રમાલ, ધજ રોપણુ કરી એ;
સંઘતિલક ધરી એ. ૬૭

શ્રાવક શ્રાવિકા જેહ આનંદ અછેહ, ભાવે ભાવના એ;
હરષિત સવિ જના એ. ૬૮

અઠાઈ મહોચ્છવ કીધ નરભવ લાહો લીધ, કુશલે ઊતર્યા એ;
જયલચ્છી વર્યા એ. ૬૯

॥ ઢાલ ૮ ॥

રાય કહેં રાણી પ્રતિ, એ દેશી

હિવેં તિહાંથી સંચર્યા સુણિ સુંદરી, આવ્યા મઢાડિ મઝારિ, સાહેલડી;
વિચિ બ્રહ્માણિ જીરાઉલો સુ૦ દાંતીવાડે એક જિનતણો; સુ૦
ચૈત્ય અનોપમ હોય. સા૦ ૭૦

પાલવિહાર શ્રીપાસનો સુ૦ રાય પલ્હાદે કીધ; સા૦
અક્ષતમૂડો નિતુ પ્રતે સુ૦ સોલ મણિ પૂગી પ્રસીદ્ધ. સા૦ ૭૧

પૂજા ભોગ એહવો હતો સુ૦ પહિલાં ઇણિ જગિમાહિં; સા૦
સંપ્રતિ પણિ મહિમા ઘણો સુ૦ પાલણપુરવરમાહિ. સા૦ ૭૨

લાલપુરેં ચલી વલી આવીયા સુ૦ શાંતિ ભક્તિ કરી ષાસ; સા૦
સિદ્ધપુરેં દેહરાસિરે સુ૦ વાંધા ચૈત્ય ઉલ્લાસ. સા૦ ૭૩

વર્ષાઋતુ નેંડી ભણી સુ૦ ન રહ્યા થિર પરિણામ; સા૦
તારંગાની યાત્રા વલી સુ૦ દ્રવ્યે ન કરી તામ. સા૦ ૭૪

ભાવથકી તે વંદિયા સુ૦ વિચમાં નગર અનેક; સા૦
અનુક્રમેં ઘરભણી ચાલતા સુ૦ વાંધા તીરથ અનેક. સા૦ ૭૫

મહિસાણા રાજનગર પ્રમુખેં સુ૦ શ્રીજનકેરાં ઠામ; સા૦
પ્રણમી પ્રેમે પોહતલા સુ૦ સૂરતિબંદિર ઠામ. સા૦ ૭૬

વિધિસ્યું છઇંરી પાલતા સુ૦ ષટમાસેં કરી યાત્ર; સા૦
જ્ઞાનવિમલસૂરી સાથસું સુ૦ વંદી સફલ કરે ગાત્ર. સા૦ ૭૭

સાત ષેત્રેં વિત્ત વાવતા સુ૦ ઉચિત પ્રમુખ કરે દાન; સા૦
શાસન શોભા દાષવી સુ૦ નિજ વચનસ્યું રાખ્યુ માન. સા૦ ૭૮

ઠામ ઠામ પરભાવના સુ૦ પૂજા સતર પ્રકાર; સા૦
દેવદ્રવ્ય વૃદ્ધિ દાષતા સુ૦ સફલ કર્યો અવતાર. સા૦ ૭૯

સંવત સતર પંચાવનેં સુ૦ સફલ મનોરથ સીદ્ધ; સા૦
જેષ્ટ સુકલ દસમી દિનેં સુ૦ એ તીરથ રચના કીધ. સા૦ ૮૦

## કલશ.

ઇમ તીર્થમાલા ગુણવિશાલા કરી સંઘેં અતિ ભલી,
કલ્યાણમાલા ભવિકબાલા લહો જિમ મનની રૂલી;
પરભાતિ ઉઠી એહ જિનવર નામ ગુણકંઠિ ધરઇ,
'જ્ઞાનવિમલ' ગુણૌઘ સમકિત સહજ લીલા તે વરઇ. ૮૧



वाचनाचार्यमेरुकीर्त्तिविरचित

# शाश्वततीर्थमाला.

પણુમિય પહિલઉ ધુરિ નવકારો, ત્રિણ્ણિ ચઉવીસી જિણુવર સારો,
નામિ નમું સિવભૂતિ;
કેવલનાણી નઇ નિરવાણી, સાગર મહાયસ વિમલ સુવાણી,
જાણીજઇ સિવભૂતિ. ૧

સિરિ હરદત્ત દમોદર દેવા, સામિ સુતેજા સુવઇ નમેવા,
સેવા સુમઇ જિણુંદ;
સિવગતિ જિણુપતિ નમિ અસ્ત્યાગ, અનિલ જસોહર કિયથ સુમાગ,
રંગિ હિઇં ધમ્મસુરિંદ. ૨

શુદ્ધમતિ શિવકર સ્યંદન સંપ્રતિ, ચઉવીસઇ જિણુ નમિવા સંપ્રતિ,
સંપ્રતિ જગદાનંદ;
રિસહ અજિય સંભવ અભિનંદણુ, સુમઇ પઉમ સુપાસ સુચંદણુ,
વંદણુ ચંદ જિણુંદ. ૩

સુવિધિ સુશીતલ જિણુ સેયસો, વાસુપુજ્જ જિણુ વિમલ વતંસો.
વંસોણુંત સુધમ્મ;
સંતિ કુંથ અરૂ મલ્લિ કિ સુવ્રત, નમિ નેમીસર પાસ કિ સુવ્રત,
સુવ્રતિ વીર સુરમ્મ. ૪

પઉમનાભ જિણસૂર સુદેવા, પાસ સયંપહુ પાય નમેવા,
સેવા સવ્વણુભૂતિ;
દેવશ્રુતોદય સિરિપેઢાલો, પોટિલ સિતકિ તિસુવઇ રસાલો,
અમમ નમઉ શુભભૂતિ. ૫

નિષ્કષાય નિપલાક જિણેસર, નિર્મમ ચિત્રગતિ સમાધિ જિણેસર,
સંવર જસહર દેવ;
વિજય મલ્લિ ઉવવાય જિણંદો, અણુંત ભેદ નઇ દુઇ જિણચંદો,
વંદઉ સુર નર દેવ. ૬

સીમંધર જુગમંધર સામી, બાહુ સુબાહુ સુજાતિ સુપામી,
સયપહુ ઉસહ જિણંદ;
અણુંત સૂરપહ જિણ સુવિશાલો, ચંદાણણ જિણ વજધર શાલો,
શશિકર ભુજગ મુણિંદ. ૭

ઇસિર નેમિ સિરિ ભડસેણો, મહભદ દેવજસો જિણરાણો,
અજિય જુયા જિણ વીસ;
રિસહ ચંદાણણ સિરિ વરિસેણો, વદ્ધમાણ મહિ તેજિહિ ભાણો,
સાસય ચઉ જગદીસ. ૮

ઇગ સઉ સત્તરિ વિહરઇ જિણવર, નમિ નવ કોડી કેવલિ મુણિવર,
ઉત્તમ મજ્ઝિમ કાલિ;
વિહરમાણ વિહરઇં જિણ વીસ, દુઇ કોડી કેવલિ જગદીસ,
વીસ વિસા નમિ ભાલિ. ૯

સોહમીસાણિહિ સણંતકુમારહ, માહિંદિ બંભ કિ લંતક નામહ,
શુક્ર કિ મુણિ સહસાર;
આણય પાણય આરણ અચ્યુત, નવગ્રીવેક અનુત્તર અચ્યુત,
જિણવર ભુવન વિચાર. ૧૦

લાખ ચઉરાસી સહસ સત્તાણું, ત્રેવીસ અધિકાં જિણગૃહ માણું,
જાણ તિહિ પરિણામ;

કોડિ કિ સઉ નઇ બાવન કોડી, લાખ ચઉરાણું સહસ ચઉઆલીસ,
સગસઈ સાઠાં તામ. ૧૧

ચંદ સૂર નઈ ગહ રિખ્ખ તારા, તિહિ જિણબિંબ ન લાભઈં પારા,
ઘણુ પણસઇં શુભકાયા;
સગસઇં કોડી નઇ બહુતરિ કોડી, ભુવનપતિહિ સવિ જિનગૃહ જોડી,
હિવ સંખ્યા જિનરાયા. ૧૨

તેર કોડિ સઇં કોડિ નવ્યાસી, સાઠિ લાષ અધિકા સુ સમાસી,
વિંતરમાહિ અસંખ;
મણુયલોઇ સાસય સવિ તીરથ,.નમું સવેહું ભણિ ગુણ સમરથ,
સાસય પડિમા સંખ. ૧૩

નંદીસર નઇ કુંડલ દીવિહિ, રૂચક મેરૂ વિંશતિ ગયદંતિહિ,
દેવોત્તર કુરૂ દસક;
ઇષુકારિહિ નઇ માણુસપરબત, વક્ષસ્કારિહિ કુલગિરિ સંગત,
ગયવૈતાઢ્ય અનંક ૧૪

જંબૂ પ્રમુખ મહાતરૂ ગરૂયા, કણયાચલ ઇગ સહ જિ સરૂયા,
સતરિ નદી પુણ અંક,
અસીઇ દ્રહ નઇ ત્રિણિસઇં અસીયાં, કુંડ કહાંઈ કિહાં નવિ ખિસીયાં,
વેયડ્ઢગિરિ યમકંત. ૧૫

સહશ્ર તિણિ દોસઇ ઉણસઠી, જિણગિહ સંખા એ મઇં દિઠી,
જિણપડિમા હિવ સંખ;
નવ કોડી નઇ દસ લખ ત્રિણસઇં, વીસે અગ્ગલ ભણી વિસેસિઈં,
તિરિયલોઇ સુહકંખ. ૧૬

અડસઇં કોડી કોડિ સતાવન, દુઇસઈ છયાસી શાસત ભાવન,
સંખ્યા તિહુયણલોએ;
પનર કોડિ સઇં કોડિ બિતાલીસ, લખ્ખ અઠાવન્ન સહસ છતીસ,
અસી જિણપડિમા જોએ. ૧૭

સમેઇ સેત્રુજિ સિરિઅઠાવઇ, સોપારઇ સિરિરેવઇ પાવઇ,
જીરાઉલિ ફ્લવદ્ધી;
રયણુપુર નઇ સિરિસાચુરિઇં, થંભણુ ઘોઘે મહૂય દાઠઇ,
ઉનઇ દીવ પ્રસિદ્ધી. ૧૮

દેવકપત્તનિ ચોરીવાડિઈં, મંગલપુર નઇ બાલાગામિઈં,
ગઢજૂનઇ બલેજિ;
અહિપુર ઢીલી સરસુ મથુરા, જિણુવર જનમ કીયા વર નગરા,
નગર વડઉં પુણુ લેજે. ૧૯

સંખેસરિ સીરેસે તારણિ, પંચાસરિ ચારૂપિ અરાસણિ,
માંડવ નઇ કુલપાકિ;
સૂરતિ ભરૂઅછિ નઇ નવસારી, સારદ કાવી વણુથલિ સારી,
ખેડજ નામ મ મૂકિ. ૨૦

નગરકોટ નઇ દેઉલવાડઇ, ચિત્રકૂટ નઇ સિરિતલવાડઇ,
જે છઇ જિહાં જિનરાજ;
તિહિ સવિહુ કરૂ પરિણામ, ભાવિહિ લેઈ જૂજૂય નામ,
જિમ હુઈ વંછિતકાજ ૨૧

જલ થલ નગર નઇ દેસ વિદેસિઇં, પરબત નદી ગુહાંતરિ દીસઈં,
ગુરૂ લઘુ ખરતર દેવા;
કીત્તિ કરી નઇ મેરૂ સમાણુા, તિહિ સામિની સિરિ વહું આણુા,
ભવિ ભવિ તમ્હ પઇ સેવા. ૨૨

ઇણિ પરિ જિનગુણ જે જિણુ જપઇ, સાસય જિણુધમ્મ પામઇં સંપઇ,
જપઇ 'કીરતિમેરૂ';
તિ ત્રિકાલ જો જિણુગુણુ બોલઈ, તેહની કીરતિ સાગર તોલઇ,
રાષઈ ભવનુ ફેર. ૨૩

કોહ માણુ માયા મદહીણુા, તવિહિ કરીનઇ સવિ કમ્મ ફૂખીણુા;
તે એ સવિ જિણુ જાણિ;

પંચ મહાવ્રત સૂધાં પાલઈં, પાપતણાં પદ દૂરિહિ ટાલઈં;
ઇરિયાગય સહિનાણિ. ૨૪

ભવિયણુ જણુમણુ બોહણુહારો, નવ કપ્પિઈં નિત કરઈં વિહારો,
વંદઉ તે મુણિરાઈ;
જીવદયા ગત જિણુધમ્મ પાલું, જાખલ સેપલ દૂરિહિઇ ટાલું;
તિહિ ઊપરિ મણુ ઠાઈ. ૨૫

ઉભયકાલિ પડિકમણું કરેઇ, દાણુ સીલ તવ ભાવણુ ભાવઈ,
નાણુઈ પણિ અતિચાર;
કુવણિજ કુવ્યસન કરઈં ન કારઈં, મિચ્છિત્ત પવિઈં સરઈં ન સારઈં,
તે સાહમી સવિચાર. ૨૬

ચઉરાસી લખ જીવ ખમાવું, સિત્ત મિત્ત સમ દિઠિઈં ભાવું,
બાર મહાવ્રત ચીતિ;
જીવતણી નિત જયણા કીજઇ, અવસરિ આવ્યાં નવિ ભૂલીજઇ,
પાલઉ સૂધી રીતિ. ૨૭

ઇય સયલ જિણુવર પવર મુણિવર સુદ્ધ સંથુવિ સ થૂયા,
પાયાલસગ્ગિહિ તિરિયલોયહિ રહિઅ સાસયસંઠિઆ;
જે નામિ જંપઇ પામિ સંપઇ અમર દંસણુદાયગા,
મમ હુંતુ સિદ્ધા સિદ્ધદાયગ ભવહ સંકડમોયગા. ૨૮





॥ ॐ ॥

श्रीजिनसुखसूरिविरचित

# जेसलमेर–चैत्यपरिपाटी.

## ॥ ઢાલ ૧ રસીયાની ॥

જિનવર જેસલ જુહારીયેં લીજે લિષમીનો લાહ વિવેકી,
ગાજે બાજે બહુ ગડગાટસુ ચૈત્રપ્રવાડે રે ચાહ. વિ૦ જિ૦ ૧
પહિલી પરદક્ષણાયૈ પ્રણમીયેં જગગુરૂ વીર જિણંદ, વિ૦
વડ પ્રાસાદ કરાયો વરઢીયેં દીપે જાણુ જિણંદ. વિ૦ જિ૦ ૨
પહિલી ભમતીમાંહિ પરતમા એકસો અધિક ઇગ્યાર, વિ૦
ગભારે દેહરાસરમાહિ ગિણો ઇકસો ઇકવીસ સાર. વિ૦ જિ૦ ૩
આગલિ શ્રીઆદીસર આવતાં ભમતી બિહુ ધર ભાવ, વિ૦
પ્રતિમા પંચાણ નૈ વલિ પાંચસૈં ગિણતી કરિ ગુણ ગાવ.વિ૦ જિ૦ ૪
ગભારૈ નૈ વલિ ઊપરિ ગિણ છાજે બિબ છત્રીસ; વિ૦
ધન પ્રાસાદ કરાયો ગણધરે જોવો ધરીય જગીસ. વિ૦ જિ૦ ૫

## ॥ ઢાલ પંભાયતી ॥

ઇમ ચંદ્રપ્રભુ જિનવર મોહીયો પ્રગટ વડો પ્રાસાદ, વિ૦
ભૂમેતી ને ચોમુષ ભેટીયેં પરહો તજીય પ્રમાદ. વિ૦ જિ૦ ૬
ભલે ઇકસો આણૂ પૂરિ ભૂમિકા એકસો છાવીસ એહ; વિ૦

તીજે ભૂમે ચાલીસૈ તરાણુવૈ જિણવર રાજે જેહ. વિ૦ જિ૦ ૭
કીધી ખ્યાંતૈ ભાંતૈ કોરણી ચારૂં વિવિધવિનાંણ; વિ૦
ભણશાલીયૈ લાભ લીયૌ ભલો મોટો જાંણ વિમાંન. વિ૦ જિ૦ ૮

## ॥ ઢાલ ૨ કાગલીયાની ॥

આવૌ અષ્ટાપદૈ રે આપદ જાય અલગ્ગ;
કુંથ પ્રાસાદ કરાયૌ સિંઘવી રે જેહનૌ જસ કહૈ જગ્ગ. જિ૦ ૯

બાહિરલી ભમતી તિમ ચોકમૈ રે જિન એકસૌ સેંતીસ;
દોઇ સો સાઠ ગુભારૈ દૂસરૈ રૈ ગણધર અટ્ઠાવીસ. જિ૦ ૧૦
સોલમ સતિ જિણેસર સેવીઇં રે હિતસૌ ઉપર હેવ;
ભમતી બાહિરલીમઇ ભેટીયૈ રે દોઇસો ચાલીસ દેવ. જિ૦ ૧૧

.......... ..................................................;
ચૌકમાંહે જિહાં પ્રતિમા ગ્યારસૈ રે ભરીયૌ પુણ્યભંડાર. જિ૦ ૧૨

## ॥ ઢાલ ૩ કરમપરીક્ષ્યાની ॥

નમીયૈ તિહાંથી સંભવનાથજી રે, તીજો જિનવર તેહ;
ચાવૌ તીરથ કીધો ચોપડે રે એહનૌ સુજસ અછેહ. જિ૦ ૧૩
બાહિરલૈ ચોકૈ પ્રતિમા દોસો રે માંહિ અઠીસૈ ઇકતીસ,
છત્રીસ મંડપ વિચલૈ ઓ[illegible] રે ગભારૈ ચોવીસ. જિ૦ ૧૪

બાર માંહિલી ભમતી બોલીયૈ રે દીપૈ થભા દોઇ;
રચના સહૂ તપની પાટૈ રચી રે યત્ર તિકે તૂ જોય. જિ૦ ૧૫
ડાગે ભલૌ રચાયૌ દેહરૌ રે સીતલ નૈ જિહાં સાંતિ;
ત્રિણસૈ નૈ ચવદૈ પ્રતિમા તિહાં રે ભેટીજે તજિ ભ્રાંતિ. જિ૦ ૧૬

## ॥ ઢાલ ૪ ચરણ કરણની ॥

વિધિચૈત્યાલૈ જિનવર વંદીયૈ સંઘ ચતુર્વિધ સાથ,
સક્રસ્તવ એ બેકરિ સુભ વિધૈ પ્રણમૌ પારસનાથ. જિ૦ ૧૭
દેહરી બાવનમેં બિંબ દીપતાં પાંચસૈ પેતાલીસ;

પાટિ સેત્રુંજૈ છિન્નૂ પ્રભૂ જિકે પ્રેમ ધરી પ્રણમીસ. જિ૦ ૧૮

ઇકસૌ બૈતાલીસ બિહું ચોકમેં ઊંચે મંડપ બાર;
મૂલગંભારૈ દેહરાસર નમૂં સૌ ઇક ચવદૈ સાર. જિ૦ ૧૯

તિલકૈ તોરણ બીજૈ તોરણૈ બિંબ બાસઠ નૈ બાર;
ત્રેવીસ પાસૈ મંડપ રૈ તિકૈ સો પ્રણમું શ્રીકાર. જિ૦ ૨૦

સંબત બારૈસૈ બારોત્તરૈ એ જેસલગઢ જાણ;
થાપ્યૌ સેઠે કીરતથંભ જયૂં મોટો ચૈત્ય મંડાણ. જિ૦ ૨૧

॥ કલશ ॥

ઇમ મહા આઠ પ્રાસાદમાંહે બિંબ પેંતાલીસસૈ,
ચૌરાસી ઊપર સરબ જિનવર વંદતાં ચિત ઊલસૈ;
દુષ જાય દૂરૈ સુષ પૂરૈ સંઘનૈ સંપતિ કરઇ,
સંથુણ્યા શ્રી 'જિનસુખસૂરૈ' સતરૈસૈ ઇકહોત્તરઇ. ૨૨





॥ श्रीपार्श्वाय ऍ नमः ॥

मेघविजयउपाध्यायविरचित

# श्रीपार्श्वनाथ–नाममाला.

જિનવાંણી આંણી હિંઈં પુરિસાદાણી પાસ;
જાંણી પ્રાંણી મયકરૂ થુણુસ્યું નિય મનિ વાસ. ૧

અમલ કમલ પરિમલ જિસો મહિમા મહિમા જાસ;
વ્યાપઇં થાપઈ પરમપદ અતિશય કરત ઊજાસ. ૨

ઠવણારૂપ જિણુંદનું દીપઇ દેસઇં દેસ;
નામમાલ તેહની કહી આતમ પવિત્ર કરેસ. ૩

॥ ઢાલ ૧ ॥

ગૌતમરાસનો.

સંભારૂં સખેસર ઠામઈં પ્રથમ અઠોત્તરસઉ પરણામઇં;
નવનિધિ સિધિ થાઇં જિન નામઇં પ્રભુ પૂજાઇં જન સુખ પામઇં. ૪

પરતષ દીઠો એ પરમેસર અવની અતુલીબલ અલવેસર;
અરચીઇ ઘસિ ચંદન કેસર કંઠ ઠવો મુગતામણિ તેસર. ૫

સુંદરિ સરિસી અપછર રૂપઇ જિન આગળ નાટકનઇં જૂપઇં;
નવનવ ભગતઇં રાગ આલાપઇં અંગ વાળતી ઉચ્છવ આપઇં. ૬

અજ્જાહર જગજાહર સામી પાસ નમું નિજ નિત સિરનામી,

દીવબંદિર નવલખ જિન નામી પાસ પસાય સુખસ પદ પામી. ૭
દેવકઈ પાટણ દાદો દેવ માંગલોર નવપલ્લવ સેવ;
બલવંત ધ્યાઉં પાસ વલેજઉ અમીઝરો ઉંનઈ વડતેજઉ. ૮
સહસ્ફણો વિમલાચલ ભેટઉ ગિરનારઈં તિમ ભવભય મેટઉ;
ફતેપુર ઉનિ કુંકુમરોલ નવખંડ ઘોઘઇ હર્ષકલોલ. ૯

## ॥ ઢાળ ૨ ॥

જિનવર થંભણ પાસ લોડણ છોડઈ ભવપાસ;
ભાભઉ ભયહરૂ એ મોઢેરઉ ગુરૂ એ. એ. ૧૦
સહસફણઉ પ્રણમેસ ચિંતામણિ પરમેસ;
વિજયચિંતામણી એ દીપઇં દિનમણીએ. એ. ૧૧
પંચાસર નારંગ કોકો કરઈં નવરંગ;
કંસારી જિન એ ચાંણસમો ધન એ. એ. ૧૨
ભટેવઉ ભગવંત ખેતલવસઈ ખંત;
સૂરતિમંડણ એ ભજ ભીડભંજણ એ. એ. ૧૩
ગઉડી ગુણ આરામ દેવ વડઉ દહગામ,
કલ્હારઉ વરૂ એ જીરાઉલ જયકરૂ એ. એ. ૧૪

## ॥ ઢાળ ૩ ॥

ડોકરિઓ દિલ ડારઈં જી સાહિબ સમરીઇં જી,
ગાડરિઓ દુખ ડારઈં જી સેવત સુખ ભરીઇ,
સેરીસઇં સિવદાઈ જી સા૦ ચોડવાડ નમુ ધાઇ જી. સે૦ ૧૫
પાન્હવિહારઈં પાસ જી સા૦ સાચોરઉ સુખવાસ જી, સે૦
ભિન્નમાલ ભલ રૂપ જી સા૦ પોસીનઉ ચારૂપ જી. સે૦ ૧૬
જાલોરઉ જગિ જાગઈં જી સા૦ મંડોવર મન લાગઈં જી; સે૦
ફલવધીઇં ફલ આપઇં જી સા૦ વરકાણઇ વર વ્યાપઇં જી. સે૦ ૧૭

વાડીપાસ વિશેષ જી સા૦ નાગોરેં નવરેખ જી; સે૦
વીકાનેરઇં દીઠઓ જી સા૦ તિવરી મહિમા મીઠઓ જી. સે૦ ૧૮

વિઘનહરઉ જિનરાજઇ જી સા૦ ચાચોલઉ જગિ ગાજઈ જી; સે૦
નીલવરણ નાકોડઈ જી સા૦ ઊધમણઉ દુખ ત્રોડઇં જી. સે૦ ૧૯

## ॥ ઢાલ ૪ ॥

શ્રીસોમચિંતામણિ દેવમણી દેલવાડઇં,
નીંબાજ નીંબોલઈ નામી નિબૂચાડઇં;
સાદડીઇં માદઈ વાંકલીઇં જાષોરઇં,
ધ્યાઉં ધનદાયક છેછલીઇં અણદોરઇં. ૨૦

કાચોલી કરજૂ જિનવર ધૃતકલ્લોલ,
ઝોટિંગો ચેલણ કાપરેડઉ રંગરોલ;
અહિચ્છત્તઉ ભડકલ ચલવેસર ચીલોડઈ,
સામલઉ સુભ સાંમી સેવ કરૂં મન કોડઇં. ૨૧

શ્રીરાવણપ્રભુજી સંકટભંજન.નામઇં,
કરહેડઉ કામિતપૂરણ માંડણ ગામઇં,
આણંદ આણિ દઇં દિઇ સમીનો સાર,
નાગદ્રહ નમીઇં દેવ અલોપ ઉદાર. ૨૨

કુકડેસર ભયહર રામપુરાઇં અભિરામ,
ઊજેણ અવંતી માઢ·પરિડઇં ઠામ,
માંડવ સુંડાલો તિમ વલિ લીલવિલાસ,
પ્રણમીઇં વડાલી દૂધાધારી પાસ. ૨૩

મહિમાહિં મહિમામંદિર શ્રીમગસીશ,
સુર નર નાયકપદ આપઇં જે બગસીસ,
વાસમઇં અલોણઉ સેરપુરઇં અંતરીક,
ફણ સરિસઇં હરસઇં વરસઇં જસ રસનીક. ૨૪

જેસલમેરઈં જિન મનમોહન કલિકુંડ,
ઇલોરઇં અતિશય વડોદરઈં પરચંડ;
ડુંગરપુર ઈડર ઉદયપુરઈં જિનરાય,
ધવલકઇં નવસારી વાણારસી વરદાય. ૨૫

## ॥ ઢાલ ૫ સેત્રુંજ ઉદ્ધારની ॥

ઇણુપરિ પાસ જિણંદજી એ ઠવડણા દેસઈં દેસ,
સંખેસર સુરતરૂ એ નામમાલ એ નિત ભણુઈં એ;
તસ દિઈં લચ્છિ અસેસ જિણેસર જયકરૂ એ. ૨૬

ધન્ય દિવસ મુઝ આજનો એ સફલ થયો અવતાર; સંખે૦
નામ મંત્ર કરિ હું જપું એ પ્રભાવતીભરતાર. જિણે૦ ૨૭

ધરણિંદ નઈં પદ્માવતી એ પાસયખ્ખ જિનપાસ; સંખે૦
દેવ અનેક સેવા કરઈં એ પૂરઈં સેવક આસ. જિણે૦ ૨૮

ॐ ह्रीँ श्रीँ अर्हं ભણી એ માહિં વરણુ અઢાર; સંખે૦
ધ્યાઈં ધવલઈં ધ્યાનસું એ તે લહઇં કેવલ સાર. જિણે૦ ૨૯

કોહ લોહ મદમોહસું એ બાંધ્યાં કરમ દુરંત; સંખે૦
દેવ દિણેસર દરિસણુઈં એ છોડઇં તે સવિ સંત. જિણે૦ ૩૦

સતર પ્રકારઈં પૂજના એ કરિ જિનની નવરંગ; સંખે૦
લષમી લાહઉ લીજિઈં એ જિમ થાઈં સિવસંગ. જિણે૦ ૩૧

શ્રીવિજયપ્રભ સૂરિવરૂ એ જયવંતો નિસદીસ; સંખે૦
ગુરૂવચનિં સમકિત લહી એ સેવઉ સબલ જગદીસ. જિણે૦ ૩૨

નવ નવ રાગઈં જિનતણી એ નામમાલ ગુણગીત; સંખે૦
ગાઈં ધ્યાઈં ભાવસુ એ તે થાઈં જગજીત. જિણે૦ ૩૩



## કલશ.

શ્રીપાસજિનવર વિનતસુરનર હરિહર સેવિત પાદ એ,
ભયભીડભંજન ભવિકરંજન સેવકજન સુપ્રસાદ એ;
તપગચ્છસુંદર મુનિપુરંદર વિજયપ્રભસૂરિરાય એ,
તસ પુણ્યરાજઈં પંડિત છાજઈં કૃપાવિજય જસવાય એ. ૩૪
તસ સીસ બંધુર દીવબંદિર મેઘવિજઈં જયકરી;
એ નામમાલા ગુણવિશાલા રચી ગુરૂપદ અનુસરી. ૩૫

ઇતિ શ્રીપાર્શ્વનાથનામમાલા પૂર્ણા ।। સંવત્ ૧૭૨૧ વર્ષે ભટ્ટારક શ્રી ૧૦૬ શ્રીવિજયપ્રભસૂરીશ્વરચરણસેવાં કુર્વતા ચતુર્માસકમધ્યે પં૦ મેઘવિજયેન કૃતા લિખિતા ચ શ્રીશત્રુંજયાદિ તીર્થયાત્રા સંઘપતિ પટ્ટભક્ત વ સા૦ શ્રીનેમીદાસ સામીદાસ વીરદાસ પઠનાર્થમ્ ।।





॥ अर्हम् ॥

# शत्रुंजयचैत्य–परिपाटी.

સરસતિ સામણિ નમીય પાય સિરિ સેત્રુજકેરી,
ચેત્રપ્રવાડી જઉ રચિ સહેવ મનિ રગિ નવેરી;
પાલીયતાણુય પાસ વીર લલતાસર વાંદઉં,
નેમિહિં કડણુહિં નમીય પાય ભવદુખનિક દઉં. ૧

ચડીઇ સેત્રુજિ રગિ શૃગિ જઉ દેઉલ દીસઇ,
જાણે આવ્યાં અમરલોકિહિ વ કાજન કૈસઇં;
પહિલઉં પઢમારંભિ માત મરૂદેવિ નમેસિઉં,
સતિ નમીય પય મણૂઅ જનમ હિવ સફલ કરેસિઉં. ૨

છીંપાવસહીઅ નમીઅ આદિ અનયવણૂવિહારો,
આસ ધીર ધરિ ધર્મશ્રીહ નિરશ્રીહવિહારો;
આદીસર પડિહાર સાર જખેસ વડિલ્લ,
ફલનાલીરે ભેટીઇ મનરગિહિં કઉડિલ. ૩

લાધૂવસહી અમં ચંગ રગિ મનરંગિહિં ગાઢઉં,
સિંહનાદપ્રાસાદ તિહાં અચ્છઇ અસનાઢઉં;
વીર જિણેસર નમિસ નેમિ ટોટરાવિહારો.
મોલ્હાવસહી નમિસ દેવ શ્રેયંસ સસારો. ૪

બાહુડજિણુહર સોલમઉ સિરિ સંતિ જિણેસર,
ભંજિસ ભવભયતણીય બ્રતિ ફેડય પરમેસર;

રાજરખહિં કારવિય દેવ આદીસર સઇંભૂ,
દીઠા સામી જીવતાં એ જાણે કિર મઇંભૂ. ૫

॥ વસ્તુ ॥

પઢમ જિણુવર પઢમ જિણુવર માત મરૂદેવિ પણુમેવીય,
સ તિજિણું રિસહ નેમિસિર વીર સામીય,
નાલીરે ફલિ ભેટીય કવડજખ ગયખધિ;
ગામાયસિરિ સેઅંસજિ સંતિજિણું પણમીય પહિલયટૂકિ,
અભિનવ આદીસર નમીય પાપ પરહાં સિવ મૂકિ. ૬

હિવ અણુપમસરપાલિ વેશ્યાવસહી જિણુ નમૂઅં;
સરગારોહ નિહાલિ ત્રિહુરૂપે સિરિ રિસહજિણું. ૭

જોઇય પોલિ પ્રવેશ વાઘણિ સીલમય ઘડીય;
મૂકિઅ પાપ અસેસ જઉ જિણુવયણુહિં સિઉં જડીય. ૮

હિવ દક્ષણુદિસિ જોઇ વરવસહી ખરતરતણીય;
કોય ભણુય સુરલોઇ અમીઅકુંડ કુવણુહિ ભણીય. ૯

આદિજિણેસર વાંદિ ગભારય તિહાં મૂલગય એ;
બીજય નેમિ જિણુદ ત્રીજઇ પાસ જિણુંદપહ. ૧૦

પાંચઇ મેરૂ જિણુંદ પચ્યાસી તિહાં પણુમીય એ;
અમૂલીય ભવદક ચઉરીથ્થિઉ સિર નેમિજિણું. ૧૧

દિખ્ખ નાણુ નિવાણુ કલ્યાણિક નેમીસરહ;
દસ દો અ જિણુબિંબાઈ ચિહુદસિ ત્રિહુભૂયણે નમ અ. ૧૨

થાનક થોડામાંહિ થાપિઆ અચ્છઇં સવિ નમૂ અ;
ભાંજિસ ભવની દાહિ તુ ભાવિહિ આઘઉ નમૂ અ. ૧૩

ગિરનાર ગિર અવતાર નેમિજિણેસર પ્રણુમીય એ;
સાંબપઇજ્જૂનકુમાર અંબિ કિ થભણિજિણુ સહીય. ૧૪

ઇન્દ્રમંડપ અનય સાત બહિ નર કેરી દેહરીય;

જયતસીહ ધન તાત જિણિ નંદીસર આણિઉઓ. ૧૫

ઘોડાંચઉકી ગઉખ મઢ મંદિર વસ્તગિતણા એ;
કારવ્યાં તસ સંખ જાણુય કવણુ વંચક્ષિણૂ એ. ૧૬

॥ વસ્તુ ॥

સરહુપાલિહિં સરહુપાલિહિં સરગારોહુ ત્રિહુરૂપે,
સિરિરિસહજિણું નમિવનમિખેચરહિં સેવીય,
દક્ષણુદિસિ ખરતરવસહી માંહિ સિવ જિણુ નમેવીય;
ગિરનાહ અવતાર વર નંદીસર બાવન્ન,
ઇંદ્રમંડપ સો કારવીય વસ્તુપાલ ધન ધન્ન. ૧૭

હરષિઊ એ ચિત્ત અપાર દેહ રોમંચિય અમ્હ તણુઉ ય;
પહુતઊ એ ભવનદુવારિ તિલખ્ખતોરણુ દેખિસિઊ ભણૂ એ. ૧૮

પોલહિં એ માહિં પઇટ્ઠ પાવડીઆરે તુ ચડ્યાં એ;
સામહૂ એ સામી દીટ્ઠ નયણિ અમીયરસિસિઉં જડ્યાં એ. ૧૯

દેઉલી એ પાખલિ ત્રિનિ પ્રદક્ષણુ દીજઇં અતિભલી એ;
પાંડવી એ થાપીઅ ધન્નિ તુ દીટ્ઠઉ જિણુ લેપમઉ એ. ૨૦

થાપીઊ એ સમરિનરિંદ મૂલગભારઇ આદિપહો;
ઘડીઊ એ અમીયનીસંદિ કિર કપૂરિ કિ ચંદમહો. ૨૧

પૂજીઊ એ તિહૂયણુસામિ તિહૂયણુ વંછિય કપ્પતરો;
ડાવઇ એ જિમણુટ્ઠામિ પુંડરીક ગુણુધાર વરો. ૨૨

નાન્હાં એ મોટાં બિંબ ત્રિબાર ગભારૂંટ્ઠય;
વાંદઉં એ સવિ અવિલંબ કર જોડીય સિરવર ઠવિય. ૨૩

॥ વસ્તુ ॥

તિલખ્ખ તોરણુ તિલખ્ખ તોરણુ નયણુ જુ દિટ્ઠ,
તુછૂટઉ ભવદુહ પોલિમાંહિ પગથીઅ ચડી એ,
સુરૂદેખ્યા અંગ રહ નયણિ દિટ્ઠ કિ સિઉ અમીયઘડી એ;

ત્રિભારઇ પહુ લેપમઅ ગભારઇ સો નાહ,
પુંડરીકપડિમા સહીય બિંબ નમીલયનાહ. ૨૪

ગભારઇ હૂતાં દસિ દક્ષણ ચૈત્રપ્રવાડિ કરઇં વિચક્ષણ;
સફલ જનમ કરઇં આપણૂ એ. ૨૫

આગલિ સામલીઆવિહારો સીલમી ઓલિં જિણજ હારો;
દેસલવસહીઅ મન રહિઉં એ. ૨૬

ત્રિહુભવણઇં કહીયં કોડાકોડિ તિહાં બિંબ વાંદઉં કર બે જોડિ;
વિહરમાન વીસઇ નમૂં એ. ૨૭

માસખમણિ જણીણ સંજુત્તા પાંચય પાંડવ મોક્ષ પહૂતા;
ઉત્તમ તે નર વંદિય એ. ૨૮

અટ્ટાવય ચઉવીસ જિણાલઉ સમેતિસહરિ જિણવીસ નિહાલઉં;
ષોષાવસહીય મન રહિઉં એ. ૨૯

હેઠલિ આવ્યા રાયણિ રૂપ તુઉ નિશ્ચિઇં ટલીયાં સવિ દૂષ;
સંઘવી સિરિ દૂધિ ઝરય એ. ૩૦

તાસ તલઇ આદીસરચરણ પૂજ્યાં ટાલઇં જામણ મરણ;
મોર નાગ બે જોઇઇં એ. ૩૧

ચલણ સહિત જિણવર બાવીસ લેપમય તીહ નામઉં સીસ;
સાચઉરૂ સિરિ વીરજિણ એ. ૩૨

સંખીસરિ નઇ સોષલવસહી પાસ વીર મઇં નમવા સહી;
કાસગીયા બે બારણ એ. ૩૩

જગતિમાહિ છઇં અતિઘણા દેહરાં એક નાન્હાં છઇ એક મોટેરાં;
બિંબ સંખ્ય નવિ જાણીય એ. ૩૪

તીહં બિંબહઉં કરઉં પ્રણામ ચંદ્રિ લેહાવઉં આપણ નામ;
ગભારય વલી આવીઆ એ. ૩૫



॥ વસ્તુ ॥

જગતિ વંદિય જગતિ વંદિય સયલ જિણબિંબ,
સીલમઈ લેપમય એોલિ મૂલિ જિણવરહ નામીય,
મુણિસુવ્વય વીરજિણં અસ્સઓહ સચઉર સામીય;
સંખીસરિ નય સોષલવસહી કાસગ્ગીઆ બે બારિ,
વંદિય રગિઇં પૂરિઅ આવિય ભવતુ મજઝારિ. ૩૬

સિદ્ધિષેત્રિ આદીસજિણં માલ્હંત એ દીઠ્ઠઉ તિહૂઅણનાહ;
જાણે વૂઠઉ અમીય ઘણુ માલ્હંત એ ફીટઉ ભવદહદાહ. ૩૭

સફલ જનમ મઝ હૂઉએ માલ્હંત એ સફલ હૂઉએ દીહ,
દીઠઉ વિમલાચલઘણીય માલ્હંત એ સાધુમાહે હુઈ લીહ; ૩૮
બાલકપરિ કીય લાડિસિઉંઅ માલ્હંત એ સામાય તણુય ઉચ્છંગિ;
લોટીંગણે જઈ માગિસિઉં માલ્હંત એ સિવસુખ મનનઇ રંગિ. ૩૯
સેત્રુજિગિરિવરિ સઇંધણીય માલ્હંત એ ઊગિઉ અભિનવચંદ;
મૂરતિ પરમાનંદ દય એ માલ્હંત એ ટાલઈ સવિ વિચ્છંદ. ૪૦

રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરઇ માલ્હંત એ ચૈત્રવાડિજ એહ;
તીરથયાત્રા ફલ દય એ માલ્હંત એ નિરમલ કરઈં સુદેહ. ૪૧





पं०–विनीतकुशलविरचित

# शत्रुंजयतीर्थयात्रा



### દુહા.

સરસતિ માત મયા કરી આપો વચનવિલાસ;
શ્રીસેત્રુજયગિરતણું તવન કરૂં ઉલ્લાસ. ૧

શ્રીશત્રુજય એહવું જપતાં પાપ પલાય,
તો જાત્રા કરતાં થકાં પુન્યભંડાર ભરાય. ૨

શ્રીસત્રુજય સંઘપતી થયા થાસઇ અનેક;
પણિ પંચમ આરઇ અધિક રાખી સંઘવી ટેક. ૩

સાંભલતા ગુણ તેહના હોઇ લાભ અપાર;
સેત્રુજતીરથ સંકથા કરતાં સુલભ સંસાર. ૪

### ॥ ઢાલ ૧ ॥

રાગ દેશાખ.

આવો આવો રે ચતુરનર સેત્રુજ જઈઇં, આણી અંગિ ઊમાહ લાલ રે;
કૈ ભવકેરાં પાતિક વારઇ, ભેટ્યાં ઋષભજિનનાહ લાલ રે. આવો. ૫

તીરથંકર ગણધર ઇહાં આવ્યા, આવ્યા મુનિવર કૈ કોડિ લાલ રે;
સુરનર વૃંદ અસુર પણિ આવી, પ્રણમઇ બે કર જોડિ લાલ રે. આવો. ૬

સિદ્ધ અનંત થયા એણિ ગિરવરિ, થાસઇ સિદ્ધ અનંત લાલ રે;
કાકરઇ કાકરઇ સિદ્ધ અનંતા, ઇમ ભાષઇ ભગવંત લાલ રે. આવો. ૭

તીરથ સઘલાં કરતાં જે ફ્લ, તેહુથી અસંખ્ય ફ્લ હોય લાલ રે;
સેત્રુંજ ગિરવર દીઠઇ તે ફ્લ, જાત્રઇં બહુફ્લ જોય લાલ રે. આવો. ૮

કુણુ સંઘ સંઘાતિ જાત્રા, આવ્યા વિમલગિરિ શૃગિ લાલ રે;
ઋષભાદિકજિન જુહાર્યા જુગતિં, તે કહું મનનઇ રંગિ લાલ રે. ૯

॥ ઢાલ ૨ ॥

રાગ કેદારો ગોડી.

કપૂર હોઇ અતિ ઊજલું રે, એ દેસી.

જંબૂદીપમાં જાણીઇ રે, ભરતખેત્ર ઉદાર;
સોરઠદેસ સોહાંમણો રે, જિંહાં સેત્રુંજ ગિરિનારિ;
ભવિકજન, સમરો સેત્રુંજ નામ, જેહુથી સઝઇ સઘલાં કામ;
જેહનાં એકસો અટ્ઠોતર નામ, ભવિકજન સમરો સેત્રુંજ નામ.
આંકણી. ૧૦

જૂનોગઢ યાદવતણો રે, વસઇ વ્યવહારી અનેક;
ધરમ કરમ સહૂ સાચવઇ રે, મનિ ધરઇ અરિહંત એક. ભવિ. ૧૧

સહુસવીર સંઘવીતણા રે, સાતે પુત્ર રતન્ન;
પણિ કુલમંડણ રાજસી રે, ધરમ ઊપરિ જસ મન્ન. ભવિ. ૧૨

સજનમાં બેઠાં એકદિનિં રે, આવ્યો મન ઉછરંગ;
ભાગ્ય હોઇ તો કીજીઇ રે, સેત્રુંજ સંઘ સુચંગ. ભવિ. ૧૩

સજનવરગ સહુઇ કહઇ રે, લીઓ લખમીનો લાહ;
સકલ સંઘ તવ મેલીઓ રે, વીનવઇ ધરીય ઉચ્છાહ. ભવિ૦ ૧૪

શ્રીસેત્રુંજય સંઘ કરી રે, જાત્રા મનહ જગીસ;
સહુઇ સાથિં સૂંડવૂં રે, હા ભણો વિસવાવીસ. ભવિ૦ ૧૫

વિજયદસમીનિં દીનિં રે, કરઇ સંઘ તિલક ઉદાર;
મુહુરત દિન નિરધારીઓ રે, સતર બાવીસા મઝારિ. ભ૦ ૧૬

પોસ વદિ પહિલી તિથિ ભલી રે, પુષ્ય નક્ષત્ર ગુરૂવાર;
જાત્રા જાતા જય કરઇ રે, સબલ મુહુરત શ્રીકાર. ભ૦ ૧૭

## ॥ ઢાલ ૩ ॥

રાગ આશાઓરી.

ધન ધન સંપ્રતિ સાચો રાજા, એ દેશી.

દેસ પ્રદેસઇં કંકોતરી મેહલી શ્રીસંઘ તેડવા કાજિ રે;
સીદ્ધાચલની જાત્ર સારૂ આવવું સહૂ કરી સાજ રે. ૧૮

ધન ધન તે જે સેત્રુંજ ભેટઇ મેટઇ પાપનાં પૂર રે;
એ ગિર દીઠઇ દૂરગતિ નોહઇ હોઇ પુન્ય પડૂર રે. ધન૦ ૧૯

સરદારષાન નબાપનઇં મલીઆ ભેટણ વારૂ લેઈ રે;
પુસીય થઈ સિરપાબ ધાવઈ માન મહોત બહુ દેઈ રે. ધન૦ ૨૦

પરવાના લષીઆ ગામ ગામઇ સંઘવી કહઇ તે કરયો રે;
થાણાં બોલાવઇ ઠામ ઠામઈં લાલચિ લોભ મ ધરયો રે. ધન૦ ૨૧

ફરમાન લેઈ આવ્યા માન પાંમી સંગ સામગરી મેલઇ રે,
સંઘ સંઘાતિ જે જે જોઈઇ તે તે અણાવઇ પહઇલઇ રે. ધન૦ ૨૨

સંઘ ચતુરવિધ સાથિ નેમિજિન ભેટ્યા શ્રીગિરિનારિ રે;
પૂજઇ પ્રણમઇ ભાવના ભાવઇ ગાઇ ગુણિજન ગીત અપાર રે. ધન૦

ઓચ્છવસૂં આણંદઇં નિજ ઘરિ સંઘવી આવ્યા જામ રે;
સંઘ આવ્યાની વધામણી વારૂ સાંભળી હરષ્યા તામ રે. ધન૦ ૨૪

દીવબંદિર પાટણ વેલાઓલ પોરબંદિર પરસીદ્ધ રે;
દેસ પ્રદેસી ગામ નગરના આવી સંઘઇં ડેરા દીદ્ધ રે. ૨૫



## ॥ ઢાલ ૪ ॥

રાગ ધન્યાસી.

ભરતનૃપ ભાવસ્યું એ, એ દેસી.

મુહુરતનઇ દિનઇં પ્રહઇ સમઇ એ, દેવગુરૂ પ્રણમી પાય કે;
હરષ ધરી ઘણો એ, કરવા શ્રીસેત્રુંજ જાત્ર કે,
હરષ ધરી ઘણો એ. ૨૬

કહઇ સેત્રુંજય પધારવું એ, તેડી સાધ સમુદાય કે. હ૦ ૨૭
ભોજન કરી મન ભાવતુ એ, સધાવઇ સંઘવીરાય કે. હ૦ ૨૮
પંચ શબ્દ વાજિત્ર વાજતઇ એ, ગુણિજન ગાવતાં ગીત કે. હ૦ ૨૯
ઓછવસૂં આડંબરઇં એ, ભાટ ભલાં બિરૂદ ભણંત કે. હ૦ ૩૦
સાથિં સહૂ સ ઘ ગઢતણો એ, સંઘવીનઇં દીઇ બહુમાન કે. હ૦ ૩૧
પ્રસ્તાનઇ સંઘવી સધાવતાં એ, શકુન ભલાં ભલાં થાય કે. હ૦ ૩૨
આઠ દિન પ્રસ્તાનઇ રહી એ, સિદ્ધિ કરી વડાલિં જાય કે. હ૦ ૩૩
ધોરાજી નિ મઝેવડી એ, સંઘ ભેલો રાણપુરઇ થાય કે. હ૦ ૩૪
મજલઇં મજલઇ ચાલતાં એ, બૈલ ધોરીનઇં દેવાય કે. હ૦ ૩૫
સાથિં વોલાવા તેડીયા એ, પાલા નઇં અસવાર કે. હ૦ ૩૬
છત્રીઆલી વહિલિ સાથિં ઘણી એ, બેઠા બહુ નર નારિ કે. હ૦ ૩૭
સંઘવી રાજસી રંગસું એ, પાલષીમાં સોભાય કે. હ૦ ૩૮
સુત પાસઇં સોભઇ વડો એ, કપૂરચંદ ગુણગેહ કે. હ૦ ૩૯
વજપાલ અમરો સંઘવી એ, સુંદર સંઘવી જોડિ કે. હ૦ ૪૦
આગલિ પાછલિ ચાલતાં એ, ચોકીમાં સિરદાર કે. હ૦ ૪૧
નવરંગ નેજા આગલિ એ, ગડયડ વાજઇં નીસાણ કે. હ૦ ૪૨
ભાઈ ભત્રીજા ભાણેજસું એ, મિલતા મિત્ર વિવેક કે. હ૦ ૪૩

દોલતિવતા દીપતા એ, વ્યવહારી સંઘમાં અનેક કે. હુ૦ ૪૪
સાથિં દેહરાસર દીપતુ એ, પૂજા સનાતર થાય કે. હુ૦ ૪૫
સાધ ઘણા સંઘમાં મલ્યા એ, ધરમ ઊપરિ જસ ચિત્ત કે. હુ૦ ૪૬
દાન સુપાત્રિં દીઈ ઘણા એ, ધરતા સેત્રુંજ ધ્યાન કે. હુ૦ ૪૭

॥ ઢાલ ૫ ॥

રાગ ગોડી.

આઠમઇ દિન આણંદસુ, મન ભમરા રે;
દીઠો સેત્રુંજય દીદાર, લાલ મન ભમરા રે. ૪૮

રૂપા નાણઇ કરી લૂંછણા મન૦ દીઇ જાચકનઇં સાર, લાલ મન૦ ૪૯

પાલીતાણઇ ડેરા દીઆ મન૦ લલિતસરોવર પાલિ; લાલ મન૦
સેત્રુજ ધ્યાન ધરઇ સહૂ મન૦ મુકી મનિ જંજાલ. લાલ મ૦ ૫૦

ઘોઘેથી શ્રીપૂજ્ય તેડીઆ મન૦ આદર કરીય અપાર; લાલ મ૦
સામહીઉં સબલૂ કરી મન૦ આવ્યા પાલીતાણા મઝારિ. લાલ મ૦ ૫૧

શ્રીપૂજ્ય સાથિં સઘપતી મન૦ તિમ વલી સંઘ સમુદાય; લાલ મ૦
ઋષભજિણેસર ભેટીઆ મન૦ ભાવઇં પ્રણમી પાય. લાલ મ૦ ૫૨

ત્રિણિ પ્રદક્ષિણા દેઈ કરી મન૦ આવઇ રાયણિ પાસ; લાલ મ૦
શ્રીપૂજ્ય વાચક મુનિવરા મન૦ સહુ સઘ બેઠા ઉલ્લાસિ લાલ મ૦ ૫૩

સઘવીની માત સજાણદે મન૦ શ્રાવિકા છ સંઘાતિ; લાલ મ૦
માલ પહઇરઇ મન રંગસૂ મન૦ કોએ કરઇ પચખાણ બહુ ભાતિ. લા૦ મ૦

॥ ઢાલ ૬ ॥

નાહનાં મોટાં બિંબ સવે સાહેલડી રે, પૂજી પ્રણમી પાય; ગુણવેલડી રે.
પ્રબલ પૂન્યઇ કરી સઘવીઈં સા૦ અંદ્રમાલ પહેરી ઊછાય. ગુ૦ ૫૫

સહુ સંઘ સઘવીઇં જમાડીઓ સા૦ પરિઘલ મનઇ પકવાન; ગુ૦
તિમ વલી ભાઈ ત્રિણિ વડા સા૦ સંઘવી ચાંપસી પ્રધાન. ગુ૦ ૫૬

સંઘવી લષમસી અદ્રજી સા૦ મનિ ધરી અધિક ઉચ્છાહ; ગુ૦
જુગતિ સંઘ જમાડીનિં સા૦ લીધ લષમીનો લાહ. ગુ૦ ૫૭

એકસો પચાવન સાધસુ સા૦ શ્રીવિજયપ્રભસૂરીરાય; ગુ૦
આદરઇં સંઘનઇં અતિ ઘણુઇ સા૦ પગલાં કરઇ તપગછરાય. ગુ૦ ૫૮

પુન્યવંત પોરબંદિરતણો સા૦ અભયચંદ નામ પ્રસીદ્ધ; ગુ૦
સંઘમાંહિં સહૂકો એનઇં ઘરઇં સા૦ ષાંડઇં લહણી કીદ્ધ. ગુ૦ ૫૯

જાચકજન સંતોષીઆ સા૦ મુહ માગ્યાં દેઈ દાન; ગુ૦
શ્રીપૂજ્ય વાંદી પ્રહસમઇ સા૦ સંઘ ચાલઇ થઈ સાવધાન. ગુ૦ ૬૦

અગ્યારમઈ દિન આણંદસુ સા૦ દેઈ દમામે ઘાય; ગુ૦
સાતે મજલે આવીઆ સા૦ ગિરિનારિ ધરીય ઉછાહ. ગુ૦ ૬૧

સહુજન સાહમા આવીઆ સા૦ આડંબર કરીય અપાર; ગુ૦
સુભશકુને પ્રવેશ કરઇ સા૦ વરત્યા જયજયકાર. ગુ૦ ૬૨

જે જિહાંથી સંઘ આવીઆ સા૦ નેમીસર પ્રણમી પાય; ગુ૦
કુશલિ ષેમિં નિજ ઘરિં સા૦ તે તિહાં પોહુતા થાય. ગુ૦ ૬૩

## ॥ ઢાલ ૭ ॥

રાગ ધન્યાસી

ભેટિ રે ભેટિ રે ભેટિ સેત્રુજગિરિ,
રંગભરિ ભવિકજન ઋષભસામી;
એહ તીરથતણું ધ્યાન ધરી એકમના,
પ્રહસમઇ પ્રણમીઇ સીસ નામી. ભે૦ ૬૪

તીરથ ત્રિભુવનતણાં નામ નિરૂપમ ઘણાં,
આબૂ સમેત ગિરિનારિ સોઈ;
સેત્રુજ જિન જુહારતાં ફલ અસંખ્યાં કહ્યાં,
ભાવ ભલઈ ભેટતાં પુન્ય હોઈ. ભે૦ ૬૫

ધન્ય માનવતણો જનમ જગમાં લહી
વિમલગિરિ વાટિ દ્રવ્ય જેહ વાવઇ;
તેહતણાં ફલતણો પાર કુણ કહી સકઇ
સાસ્વતાં સુખ નર સોય પાવઇ. ભે૦ ૬૬

દિવસ ઘણાતણો મનોરથ મનિ હતો
વિમલગિરિ વંદવા ઋષભ સામી;
પ્રબલ પુન્યઈ કરી સફલ સહુ તે થયુ
કોડિ કલ્યાણ નવનિદ્ધિ પામી. ભે૦ ૬૭

સંવત સત્તર સાર બાવીસમાં
જાત્ર જુગતિં કરી એહ વરષઇ;
જંગમતીરથ જૈનશાસનપતી
વંદીયા વિજયપ્રભસૂરી હરષઇ. ભે૦ ૬૮

## કલસ.

ઇમ સ્તવ્યો સ્વામી મુગતિગામી ઋષભ જિનવર સંકરો,
શ્રીવિજયપ્રભસૂરિંદ સાહિબ સંપ્રતિ ગોયમ ગણધરો;
તસ ગચ્છિ પંડિત સુમતિકુશલ શિષ્ય વિવેકકુશલ વિબુધવરો,
'વિનીતકુશલ' કહઇ સેત્રુજમંડણ આનંદ મંગલ જયકરો.
સંઘ ચઉવિહ સુખ કરો. ૬૯



कविलावण्यसमयविरचित

# आदिनाथ-भास.

સરસતિ સરસતિ દિઉ વયણું ઘણું ગાઇસિ ગિરૂઆગુણ સેત્રુજિતણા. ૧

ગાઇસિઉ શ્રીસેત્રુજિતણા ગુણવિમલ વસુહાં વિસ્તર્યા,
પૂરવ નવાણૂ વાર જાણૂં આગઇ આદિ સમસર્યા;
ઇણુઇ ડુંગર દીઠઇં નરગ નીઠઇં મુગતિનાં ફલ ઢૂકડાં,
પામીઇ સદગતિ નહીય દુરગતિ દૂરિ જાઇં દૂષડાં. ૨

ભરથનરેસરૂ અતિહિ ઉદારૂ એ શ્રીસેત્રુજિગિરિ પ્રથમ ઉધારૂ એ. ૩

ઉદ્ધાર પહિલઉ ભરથકેરૂ બીજઉ સુગુરૂ સોહાવ એ,
ત્રીજઉ તિ પંડવરાય યુધિષ્ટુર પુહુવિ પ્રકટ કરાવ એ;
ચુથુ તિ જાવડ અનઇ બાહડ કરાવ્યુ જગિ જાણીઇ.
ઉદ્ધાર છઠ્ઠઉ સાહ સમરાતણુ વલીઅ વષાણીઇ. ૪

ધન ધન ધરમી દેસ મેવાડૂ એ ચિહુ દિસિ ચઉપટ નગર ચીત્રોડૂ એ. ૫

ચીત્રોડ ધન ધન નગર નિર્મલ આમરાયકુલિ મંડણઉ,
સાહ સરણદેવ તિ રામદેવ તિ લષમસી લષપરિ ગણઉ;
સાહ ભોઅણપાલ તિ ભોજ રાજત ઠાકુરસી પેતાગરૂ,
નરસિંગ તોલા ઘરણિ લીલૂ પુત્ર જનમ્યા સુરતરૂ. ૬

રતના પોમા દશરથ ગુણનલા ભોજા કરમા બધવ સવે ભલા. ૭

સવિ ભલા બંધવ કરમ રાજત પુણ્યકાજ પ્રગટ કરઈ,
પ્રાસાદ પ્રતિમા રંગમંડપ અચલ થાનક ઉદ્ધરઇ;
અતિ કરઇ આદર સાહ બાહાદર તાસ ફુરમાણુજ લહી,
ઉદ્ધાર કારિઉ સાતમુ શ્રીસેતુજિગિરિ જાણુઉ સહી. ૮

પાલીતાણુઇ સહજ સુહાલડી લલતસરોવરિ બાંધી પાલડી. ૯

પાલડીઅ બધિ સુષધિ રાયણિ વેગિ વિમલાગિરિ ચડઇ,
શ્રીકર્મસિંહતણા મનોરથ સવિ પ્રમાણુ જ પુન્ય વડઇ;
રવિરાજ નરસિંહ મંત્રિ મોટા વીર ઘણુ આદર કરઇ,
શ્રીઆદિનાથ પ્રાસાદ પરિકલ કાજ સવિ કહિનાં સરઇં. ૧૦

સંવત પન્નર વરસ સીત્યાસીઇ વદિ વૈશાષિં લગન પ્રકાસીઇ. ૧૧

પરકાસીઇ વરલગન પંચમિ વેગિ વાહણિ જોતરી,
ઉત્તર દષિણુ પૂરવ પશ્ચિમ પાઠવઇ કંકોતરી,
કેવિ અશ્વા આસનિ કેવિ સુષાસનિ કેવિ રથ સોહાવએ,
શ્રીસંઘ માગણુ જણુ મનોહર મોટા મુનિવર આવએ. ૧૨

હુઇ પ્રતિષ્ઠા સંઘ સવે મિલ્યા અન્ન અવારી વંછિત સવિ ફલ્યા. ૧૩

સવિ ફલ્યા વંછિત મિલઇ માગણુ કણુય કપ્પડ અપ્પએ,
સિંગાર સાર તુષાર તેજી દાનિ દાલિદ કપ્પ એ;
ચિત્રકોટિ પાસ સુપાસનુ પ્રાસાદ રતનિ કરાવીઉ,
ધન ઓસવંશિઇ સાહ દસરથ સેતુજિ સંઘ વધાવીઉ. ૧૪

ધન વર તરૂઅર છઈ ઘણુ છાંહડી લલતસરોવર ધન ધન પાલડી. ૧૫

પાલડીઅ ધન ધન પાસ તરૂઅર ઉતાર્યા સંઘ થાટૂ એ,
વિત વેચઈ વિગતા યુગતિયુગતા કર્યા મુગતા ઘાટૂએ;
સંઘપતિ મેલા લહીઅ વેલા ભણુઈ મંલગ ભાટૂ એ,
વાજઇં નફેરી પુણ્યકેરી કરીય વહિતી વાટૂ એ. ૧૬

સિદ્ધ અનંતા હુઆ ઇણુ ગિરિં વલી અનંતા હોસિં ઇણુપરિં. ૧૭

ઇણ પરિં હોસિં સિદ્ધ અનંતા પંચ કોડિ પરવર્યા,
તે ચૈત્ર માસહતણીઅ પૂનિમ પુંડરીક મુગતિ વર્યા;
જિનરાજ બોલઇ સેત્રુજિ તોલઇ અવર તીરથ કો નહીં,
કર્મરાજ તઇં ઉદ્ધાર કીધઉ જગત્રિ જસ લીધુ સહીં. ૧૮

પ્રથવી પદમિનિ નારિ સોહામણી મેરૂમહી કર કંકણ દિનમણી. ૧૯

દિનમણીઅ કંકણ થાલ અંબર અક્ષત્ર વર નક્ષત્ર ભરિઉં.
તે ઠવિઉ શ્રીફલ ચંદ્ર નિરમલ પ્રભાતે ચંદન કરિઉ;
એ ઇસીઅ પદ્દમિનિ પ્રેમ પૂરી વધાવઇ વિમલાગિરિ,
ઉદ્ધાર અવિચલ તાહરૂ વલી વૃદ્ધિ પામુ પરિપરિં. ૨૦

ભૂંગલ ભેરી નાટક અભિનવા સનાત્રમહોત્સવ ઉત્સવ અભિનવા. ૨૧

અભિનવા ઉત્સવ ભેરિ ભુંગલ દીપમંગલ આરતી,
શ્રીઆદિદેવ જિણંદ પૂજા કરૂ કુસુમિ ભાવતી,
ઉદ્ધાર એ સાતમુ સેત્રુજજગત્ર અચલદ્ર સાગરૂ,
**લાવણ્યસમઇ** મુણિંદ બોલઇ સંઘ ચઉવિહ જયકરૂ. ૨૨





पं०—रत्नकुशलविरचित

# पार्श्वनाथसंख्यास्तवन.

શ્રીજીરાઉલિ નવખંડ પાસ વષાણીઇ રે નામઇં લીલવિલાસ;
સંકટ વિકટ ઉપદ્રવ સવિ દૂરિઇં ટલઇ રે મંગલ કમલાવાસ. શ્રી૦ ૧
વરકાણુ સપરાણુ રાણુ વિશ્વનુ રે રાવણુ ગોડી પાસ;
નવપલ્લવ શ્રીપાલવિહાર અમીઝરૂ રે ફલવધિ લોડણુ પાસ. શ્રી૦ ૨
મહીયલિ મહિમા ગાજઇ જેહનુ અતિઘણુ રે શ્રીસંખેસર પાસ;
આણી ભાવ રિદિ નર અહુનિસ જે જપઇ રે તેહની પૂરે આસ. શ્રી૦ ૩
શ્રીચિંતામણિ ચિંતામણિ સમ જાણીઇ રે નવરંગ નારિંગ પાસ;
મગસી પાસ પંચાસર ભાભો સામલો રે કોકો પ્રણુમુ પાસ. શ્રી૦ ૪
થંભણુ પાસ જિણેસર સાચુ સુરતરૂ રે અડવડિયાં આધાર;
ભીડભંજન પાસ ભીડભંજન જિન નમો રે ટાલે રોગ પ્રચાર. શ્રી૦ ૫
થાવરતીરથ જગમા જાણિ જાગતું રે મથુરાં પારસનાથ;
અંતરિખ્ય અવંતી દાદો પાસ જી રે સમરાં આપઇ હાથ. શ્રી૦ ૬
કુલ્પાક મનરંગિઇં નમસુ પાસ જી રે કરહડીઓ કલ્હાર,
પાસજિણુંદ ડભોઈ દુખવિહંડણુ રે વામાદેવિ મલ્હાર. શ્રી૦ ૭
ભાવઠિ ભંજન કલિકુંડ પૂજો મનરૂલી રે કંઠિ ઠવો વરમાલ;
અજઝારાની ઓલગ કીજઇ અતિભલી રે વિઘ્ન ટલે તતકાલ. શ્રી૦ ૮
ગુણમાણિક્યતણુ એ સાગર આગરૂ રે કરૂણાનું ભગવંત;

માણિક્યસ્વામિ મનોહર પાસ જુહારીઇ રે સોપારિ અરિહંત. શ્રી૦ ૯

ધૃતકલ્લોલ જિણેસર જે નર પૂજસઇ રે તસ ઘરિ ધૃતકલ્લોલ;
ધણુ કણુ કંચણુ કપ્પડ કામિની પુત્રસું રે કરસઇ તે રંગરોલ. શ્રી૦ ૧૦

રોગ સોગ દુહ દાલિદ દોહગ ષંડણુ રે પૂજો મનનઇં રંગિ;
શુદ્ધદંત શ્રીવામાનંદન જગધણી રે આપઇ અવિહડ રંગ. શ્રી૦ ૧૧

સપ્તફણામણિ દીપઇ ઝીપઇ અરિબલ રે કામિત ફલદાતાર;
સપતફણુ શ્રીપાસ જિણિંદ સોહામણુ રે આપઇ ભવનુ પાર. શ્રી૦ ૧૨

નવનિધાન તસ મંદિર સુંદર વર રમઇ રે પૂજિ જે ઉલ્હાસ;
બાવનચંદન કેસર પૂર કપૂરસું રે નવલુ નવફણુપાસ. શ્રી૦ ૧૩

ન વીસારૂ નવસારી દેસઇ સંપદા રે શ્રીનવસારીપાસ;
વિઘ્ન હરે શ્રીવિઘ્નહરો જિન રાજીઉ રે સહસફણુ સુખવાસ. શ્રી૦ ૧૪

રણુ અરિ શાઉલિ જલ ગિરિ મ બીહુ બાપડા રે જપિ વીહાનુ નામ;
આધિ વ્યાધિ વિષ વેગ નિવારણુ ગારૂડી રે ગારડીઓ અભિરામ. શ્રી૦ ૧૫

ભોગ પુલિંદ ભલુ ભુવિ ભજ ભોગીસરૂ રે બલજો અતિ બલવંત;
ચાંચલીઓ પ્રભુ ચંચલ ચોર વિડારવા રે મહીયલિ મહિમાવંત. શ્રી૦ ૧૬

સોમ ચિંતામણિ સ્વામીજન ચિંતા હરો રે કબોઈ શ્રીમાલ;
દેવદયાલ અકલ જિન ઊભરવાડીઉ રે તવસું વાણિ રસાલ. શ્રી૦ ૧૭

અશ્વસેન નૃપનંદન નયનાનંદનુ રે ષાતો પારસનાથ;
અનીધુઆની સેવા કરતાં અતિઘણી રે મિલસઇ મુગતિનુ સાથ. શ્રી૦ ૧૮

તવરી તવરી તવરી તવરી જે જપઇ રે પ્રાહ ઊઠી જિનરાજ;
ત્રિભુવનનાયક તવરીપાસ જિણેસરૂ રે પામઇ અવિચલરાજ. શ્રી૦ ૧૯

ભોગ સંયોગ તે પામઇ માનવ નવ નવા રે જસ તૂસઇ શ્રીપાસ;
ગણિ દામાશિષ્ય 'રતનકુશલ' ભગતિઇ કહઇ રે આપો ચરણુઇં વાસ. ૨૦





कविदीपविजयविरचित

# कावीतीर्थवर्णन.

---

અવિનાસીની સેજડીઇ રંગ લાગો માહરી સજની, એ દેશી.

ઋષભજિણંદ ને ધરમપ્રભુના પ્રેમેં પ્રણમુ પાય જી;
કાવીતીરથમાંહે બિરાજે જગજીવન જિનરાય. સાંભલ સજની. ૧

સાસૂ વહૂઈ વાદ વિવાદેં દેવલસિષર બનાયા જી;
તેહુની ઉતપત સઘલી વરણું જે જસ સુકૃત કમાયા. સાં૦ ૨

ગુજરદેસેં શ્રીવડનગરેં નાગર નાત સવાઈ જી;
ભદ્રસિવાણા ગોત્ર છે જેહનું શ્રાવકધરમ વડાઈ સાં૦ ૩

નાગર વણિક અને લઘુસાખા ભાષા મધુરીવાણી જી;
દેપાલ ગાંધી ધરમ ધુરંધર જીવદયા ગુણષાંણી. સાં૦ ૪

સકલ કુટંબ સહુ પરિવારે ખભાત નગરેં આયા જી;
વણજ કરંતા પુન્યપસાઇં કોટી દ્રવ્ય કમાયા. સાં૦ ૫

તેહનો સુત એક અલુઓ ગાંધી તે પણ પુન્ય વિશાલ જી;
તસ સુત લાડકો ગાંધી ગીરૂઓ જીવદયા પ્રતિપાલ. સાં૦ ૬

તેહની ધરમવહુ કૂખેથી દો સુત છેં વડ ભાગી જી;
વાડુઆ ગાંધી નેં ગંગાધર જિનગુણના બેહુ રાગી. સાં૦ ૭

દીપવિજય કવિરાજ સદાઈ જેહને પુન્ય સષાઈ જી;

ચઢતા ભાવ સદા સુષદાઈ પૂરવસુકૃત કમાઈ. સાં૦ ૮

॥ ઢાલ ૧ ॥

આદિ જિનેસર વિનતી હમારી, એ દેશી.

વાડૂઆ ગાંધીને છે દોય ઘરણી પોપટીવહુ હીરાંબાઈ રે;
હીરાંબાઈને પુન્યસ જોગે તીન પુત્ર સુખ દાઈ રે.
જૂઓ એહ પુન્યતણી એહ લીલ. ૧

પેહેલો ગાંધી કુંઅરજી બીજો ધરમદાસ નેં સુવીર રે;
કુંઅરજી ગાંધીને છે એક ઘરણી વીરાંબાઈ ગુણધીર રે. જુ૦ ૨

માતપિતા સુત વહુઅ એ વીરાં સાધે ધરમનાં કામ રે;
પોસા પડિકમણાં જિનભક્તિ લોકોત્તર વિસરામ રે. જુ૦ ૩

એક દિન સકલ કુટુંબ મલીને સુકૃત મનોરથ ભાવેં રે;
કાવી સેહેર અનોપમ ભૂમી દેષી પ્રાસાદ બનાવેં રે. જુ૦ ૪

તપગચ્છપતી શ્રીસેનસૂરીસર બહુ પરિકર ગણી સાથે રે;
સંપ્રતિ નૃપ વારાની પ્રતિમા થાપે ઋષભ જગનાથ રે. જુ૦ ૫

સંવત સોલ નૈ ઓગણપંચાસૈ ઋષભપ્રભુ મહારાજ રે;
સુભ મુહુરત દિન તષત બિરાજ્યા દીપવિજય કવિરાજ રે. જુ૦ ૬

॥ ઢાલ ૨ ॥

ઝીણા ઝરમર વરસેં મેહ ભીજેં માહરી ચુનડલી,

તથા

મ્હારે દીવાલી થઈ આજ જિનમુખ જોવાને, એ દેશી.

હીરાંબાઈ સાસૂ ને વીરાં વહુજી દરસન કરવા આવેં રે;
વહુ ઉંચી નૈં બારણું નીચું દેવી સીસ ધુણાવેં;
સાજણ સુણજ્યો રે, એહ સાસૂ વહુ સંવાદ. સા૦ ૧
બાઇજી શિખર કર્યો બહૂ મૂલો બારણુ નીચુ કીધુ રે;

સાંભલી સાસૂ રીસ ચઢાવી વહુનેં મેંહણું દીધુ. સા૦ ૨

વહુજી તમનૈં હૌંસ હોય તો પીહરથી દ્રવ્ય મ ગાવો રે;
ઉંચા નીચા સમઝી કરજ્યો મોટો સિખર બનાવો. સા૦ ૩

સાસૂ મેહેણા ઉપર વહુઇં પિહરથી દ્રવ્ય મ ગાયો રે;
સંવત સોલ પંચાસે વહુઇ મુહુરત પાત કરાયો. સા૦ ૪

પાંચ વરસમૈ બાવન જિનાલો દેવલ તુરત બનાયો રે;
રતનતિલક પ્રાસાદ છે જેહનું ઉત્તમ નામ સોહાયો. સા૦ ૫

તપગચ્છપતી શ્રીસેનસૂરીસર તે પણ સમયેં આવે રે;
સવત સોલ પચાવન વરસેં અંજનસિલાક બનાવૈં. સા૦ ૬

શ્રાવણ સુદિ નવમીનેં દિવસે ધરમનાથ જગ રાજે રે;
દીપવિજય કવીરાજ પ્રભુજી તે દિન તખત વિરાજેં. સા૦ ૭

## ॥ ઢાલ ૩ ॥

સમુદ્રવિજય સુત ચદલો સામલીયા જી, એ દેશી.

સાંહમા સાંહમી દીપતા વિસરાંમી રે,
સિધરા દો પરસાદ ગુણ વિસરાંમી રે;

સિદ્ધાચલની માંડણી વિ૦ ગાજે ગુહિરાનાદ. ગુ૦ ૧

વલી કોઇ સાસૂ નેં વહુ વિ૦ કરજ્યો એહવા વાદ; ગુ૦
ધરમવાદ ફલ પુન્યના વિ૦ બીજા સહુ વિષવાદ. ગુ૦ ૨

સાસૂ વહુનાં દેહરા વિ૦ ચાલી જગમાં ખ્યાત; ગુ૦
સાસૂ વહુની જોડલી વિ૦ ધન નાગરની નાત. ગુ૦ ૩

સંઘવી દેસ વિદેસના વિ૦ સંઘપતી નાંમ ધરાય ગુ૦
તીરથયાત્રા ઉમહ્યા વિ૦ સુકૃત કરમ કમાય. ગુ૦ ૪

જંબૂસરનો સંઘ દીપતો વિ૦ એ તીરથનો રખવાલ; ગુ૦
તીરથની રખ્યા કરેં વિ૦ પુન્યતણી પરનાલ. ગુ૦ ૫

સંવત અઢારસેહે છયાસીયેં વિ૦ ગાયા તીરથરાજ; ગુ૦
ઋષભ ધરમ જિનરાજજી વિ૦ દીપવિજય કવિરાજ. ગુ૦ ૬



विनीतकुशलविरचित

# शत्रुंजयस्तवन.

રાગ કાફી.

સકલ તીરથમાં મૂલગો રે લાલ, સેત્રુંજ તીરથ સાર, મન મોહ્યો રે;
સિદ્ધ અનંતા ઈહાં હુયા રે લાલ, એહનો મહિમા અપાર. મન૦
સેત્રુંજ સેવો ભવિજના રે લાલ. આંકણી. ૧
સેત્રુંજ માહાતમ્યમાં કહિઉં રે લાલ, સીમંધર ભગવંત; મન૦
સહસપલ્યનુ પાતક હરઇ રે લાલ, વિમલાચલ નામમંત. મન૦ સે૦ ૨
લાખ પલ્યોપમનુ કહિઉં રે લાલ, પાતક કરઈ ચકચૂર; મન૦
વિમલાચલ વાટઈં થકા રે લાલ, પૂન્ય ભરઇ ભરપૂર. મન૦ સે૦ ૩
જાત્ર કરી છહરી પાલતાં રે લાલ, ચોષઇ ચિત્તઈં જેહ; મન૦
સો સાગરનુ સામટું રે લાલ, પાતક વારઇ તેહ. મન૦ સે૦ ૪
એ તીરથ મહિમા ઘણો રે લાલ, કહતા નાવઇ પાર; મન૦
ઋષભ જિણંદ સમોસર્યા રે લાલ, પૂરવ નવાણું વાર. મન૦ સે૦ ૫
સંવત સત્તર બાવીસની રે લાલ, માહ સુદિ પંચમી સાર; મન૦
સંઘસાથિ જાત્રા કરી રે લાલ, સફલ કર્યો જવાર. મન૦ સે૦ ૬
સહસવીર સંઘવીતણા રે લાલ, બેટા સાતે સુજાણ; મન૦
સંઘવી બિરૂદ સોભાવીઉ રે લાલ, કરી સંઘ સબલ મંડાણ. મન૦સે૦
સજાણુદે ઊઅરિ અવતર્યા રે લાલ, ચ્યારે પુત્ર પ્રધાન; મન૦
સંઘવી રાજસી નઈં વજો રે લાલ, અમરો સુંદર જુવાન. મન૦ સે૦૮

દીવાન દીપક દોલતી રે લાલ, કરઇ સંઘ તિલક ઉદાર; મન૦
ગઢથી સેત્રુજા ભણી રે લાલ, ધન ધન તસ અવતાર. મન૦ સે૦ ૯

સંઘસબલ આડંબરઇં રે લાલ, જુહાર્યા ઋષભજિણંદ; મન૦
પોઢી પ્રતિમા પેષતાં રે લાલ, ઊપનો અતિ આણંદ. મન૦ સે૦ ૧૦

મસ્તગિ મુગટ સોહાંમણો રે લાલ, આભરણ અંગિ અપાર; મન૦
નેહભરિ નયણે નિરષતાં રે લાલ, પૂજઇ ઘસી ઘનસાર. મન૦ સે૦ ૧૧

તપગછપતિ ગુરૂ વાંદીયા રે લાલ, વિજયપ્રભસૂરિંદ; મન૦
એકસો પચાવન સાધસ્યું રે લાલ, સોભઇ સારદચંદ. મન૦ સે૦ ૧૨

તીરથ ભેટી ભલી પરિં રે લાલ, આવ્યા કુશલઇં ષેમ; મન૦
આણંદઇ ઉજ્જલગિરિં રે લાલ, જાત્ર કરી શ્રીનેમ. મન૦ સે૦ ૧૩

પૂરવપુન્યઇં વલી વલી રે લાલ, સેત્રુજ નઇં ગિરિનારિ, મન૦
જાત્ર સફલ એહવી હુયો રે લાલ, સહુ કહઇ વારો વાર. મન૦ સે૦ ૧૪

સુમતિકુશલ પંડિતતણો રે લાલ, વિનીતકુશલ કહઇ સીસ; મન૦
સેત્રુંજમંડણ માહરી રે લાલ, પૂરો મનહ જગીસ. મન૦ સે૦ ૧૫





॥ ॐ ॥

पं०–मतिरत्नविरचित

# सिद्धाचल–तीर्थयात्रा.

—◆—

दूहा.

સરસતિ સામિને પાય નમી માગુ વચન વિલાસ;
સંઘવી સેત્રુંજાગિરિતણો ગાવા મન ઉલ્લાસ. ૧

નમુ તે દેવિ ચક્કેસરી કવડજખ્ય ભલિ ભાત;
આદિસર નમતાં થકા મિલે મુગતિ મહુત. ૨

વીરજિણેસરને નમુ ગોતમ ગણધર સાર;
જીવ ઘણા પ્રતિબોધિને ઊતાર્યા ભવપાર. ૩

પાટણ નયર સોહામણું જિહાં નહીં પાપ પ્રવેશ,
વ્યવહારી ગુણવંત વસેં ઋદ્ધે જાણે નરેશ. ૪

તેહ નગરમાંહે વસે કચરા કીકા જાંણિ;
રવજીસા કુલ ઊપનો જાણુ સોહે ભાણ. ૫

તિહાંથી સૂરતિ આવીયા ભાઈ ત્રિણ્યની જોડિ;
ધન ઊપરાજણ બહુ કરી લાભ લહે લખ કોડિ. ૬

ધન ખરચેવા ધસમસ્યો ઉલટ અંગ ન માય;
રૂપચંદ રંગે મિલ્યો આંણી મન ઉચ્છાહિ. ૭

સૂરતિ નયર સોહામણું શ્રાવક સુખીઆ લોક;
સેત્રુંજગિરિ ભેટણભણી મિલીઆ થોકાથોક. ૮

રૂપચંદ કચરા મિલી મુહુરત લીધું સાથ;
કારતિક શુદિ તેરસ દિને મંગલવાર પ્રભાત. ૯

સંઘ સૂરતિથી સંચર્યો બેસી વાહણ મઝારિ;
સહુ કર્યા સામટા આવ્યો ડુંબસ વિચાલ. ૧૦

લોક થોક સઘલા મિલ્યા હિયડે હરષ ન માય;
યાત્રા શેત્રુંજગિરિ ભણી ચાલ્યા મન ઉચ્છાય. ૧૧

॥ ઢાલ ૧ ॥

નમો રે નમો શ્રીશેત્રુજગિરિવર સકલ તીરથમાહેં સાર રે;
ભરતેસર સરિષા જે સંઘવી પામ્યા ઇણિ ગિર પાર રે. નમો૦ ૧

ભરતેસર સંઘવી ઋદ્ધિ સાથેં શેત્રુજે યાત્રા આવે રે;
લાષ ચોરાસી હાથી ઘોડા રથ પાયક ઘણું લાવેં રે. નમો૦ ૨

ભરતેસર સંઘવીની સાથેં ઋષભવંશ તે જાણું રે;
બાહુબલિ પ્રમુષ ભાઇ નવાણુ તેહના પુત્ર વષાણું રે. નમો૦ ૩

અજિતનાથ પ્રભુજીને વારેં સગર ચક્રીધર જાણું રે;
શેત્રુંજે સઘવી થઈનેં આવે તેહની ઋદ્ધિ વષાણું રે. નમો૦ ૪

નવેં નિધાન નેં ચઉદેં રતન જે ચક્રી આગલિ ચાલિં રે;
લાષ ચોરાસી હાથી ઘોડા તેહના સઘમાં મારુહેં રે. નમો૦ ૫

છન્નુ કોડિ પાયક દલ સાથેં ધજ મોટા તિહાં ઝલકે રે;
વાહન સુખાસન બેઠી નારી હાર રયણમય ચલકેં રે. નમો૦ ૬

પાંડવ પાંચેં શેત્રુંજયગિરિ આવેં સંઘપતિ તિલક ધરાવેં રે;
કુંતા માતા સાથેં લાવેં પ્રભુ પૂજી સુખ પાવેં રે. નમો૦ ૭

સમરા સારંગ સંઘવી થઈનેં શેત્રુંજે યાત્રા આવે રે;
સામાયક પોસા પડિકમણાં કરતા બહુ સુખ પાવે રે. નમો૦ ૮

સાહ અકબ્બર તે ગાજી કહીઇં ફત્તેખાન તસ જાણું રે;
બારે વરસેં સોરઠ જીત્યા નવલાષ બાંન તે નાણું રે. નમો૦ ૯

સમરા સારંગ ફત્તેખાનેં જઈનેં મુજરા કીધાં રે;
પાતસાહી ફરમાન દેષડાવી ખાન મુંકાવી દીધાં રે. નમો૦ ૧૦

સમરા સારંગ શેત્રુંજાગિરિનું નવલાષ લુંછણું આપેં રે;
યાચક જનનાં દાલિદ્ર કાપેં કીરતિ જગમાં વ્યાપેં રે. નમો૦ ૧૧

સાતસેં શત્રુકાર મંડાવેં વ્યવહારીયા સંઘમાહેં રે;
પાંચસેં સાધુનેં આહાર પાણી આપેં મન ઉચ્છાહેં રે. નમો૦ ૧૨

કરમાસાહેં ઉદ્ધાર કરાવ્યો સોય વિમલગિરિ આવેં રે;
લષમી ષરચી લાહો લીધો ડુંગર મોતીઇં વધાવ્યો રે. નમો૦ ૧૩

પંચમેં આરેં વીરનેં વારે તીરથ મોટું જાણું રે;
ભવ્યજીવનેં તરવા હેતે નાવ સમાન વષાણુ રે. નમો૦ ૧૪

ઈમ અનેક સંઘવી શેત્રુંજાગિરિ યાત્રા કારણ આવેં રે;
બોધબીજનેં નિરમલ કરવા ભાવ ભલો મન ભાવે રે. નમો૦ ૧૫

પારષ પ્રેમજી સંઘવી થઈનેં સૂરતિ સહેરથી આવેં રે;
ઠામ ઠામ મુકામ કરાવે લાડુઆ લેહણી ઠાવે રે. નમો૦ ૧૬

દેહરાસર જિનપ્રતિમા સાથે કેસર ચંદન ઘોલી રે;
પ્રભુ પૂજી મન રંગે ગાવેં મિલિ મિલિ સઘલી ટોલી રે. નમો૦ ૧૭

ઓચ્છવ મહોચ્છવ સબલો થાવેં શેત્રુંજેં યાત્રા આવેં રે,
આદીશ્વર મન રંગેં પૂજી કરમની કોડિ ષપાવેં રે. નમો૦ ૧૮

તિમ રૂપચંદ કચરા સંઘ લેઈ ડુંબસથી સચરીઆ રે;
ભવદધિ તરવા વાહણ બેંઠા સંઘ સહિત ઊતરીયા રે. નમો૦ ૧૯

ભાવનગરનેં કાંઠેં આવી લોક થોક મિલી ટોલી રે;
સમ્હિ સામિણ એકઠાં મિલિયાં વાત કરેં મન ભોલી રે. નમો૦ ૨૦

ભાવસિંઘ રાજાઇં જાણ્યું કુંઅરજી સેઠ તેડાવ્યો રે;
રણછોડજુત તુમેં ભેલા થઈનેં સંઘવીનેં જઇ લાવો રે. નમો૦ ૨૧

સેઠ કુંઅરજી સાહમો આવે લખુ દોસી તિહાં જોડે રે;

લાલદાસ પિણ સંઘનેં મિલવા તે પિણ આગલ દોડેં રે. નમો૦ ૨૨
માંકોસા આવીનેં મિલીયા મંગલજીસા જાણું રે;
સાહમૈયા તિણે સબલાં કીધાં ખરચે કુઅરજી નાણું રે. નમો૦ ૨૩
માદલ ભુંગલ ભેરી નફેરી ઢોલ ઘણાં;તિહાં વાગેં રે;
આદીશ્વરનું દરસણ દીઠેં ભવભાવઠિ ભાગેં રે. નમો૦ ૨૪

## દોહરા.

સંઘ સર્વ તિહાં ઊતર્યો મેડિ મંદિર ગોખ;
બેહુ સંઘવીના રાજમાં લોક કરેં ઘણી જોષ. ૧

ભાવનગર જિન પૂજીઆ કીધા કેસર ઘોલ;
સિદ્ધાચલ ભેટણભણી મનડાં રાતાં ચોલ. ૨

ચોલ મજીઠનો રંગ ભલો ધોયો કદીય ન જાય;
કચરો સો કંચન કહ્યો શેત્રુંજાગઢ મહિમાય. ૩

## ॥ ઢાલ ૨ ॥

સુમતિ સદા દિલમાં ધરો. એ દેશી.

હવેં આગલિ સુણો વાતડી સંઘ કિણિ પરેં જાય રે;
બેહુ સંઘવી એકઠા મલ્યા લોકને હર્ષ ન માય રે. ૧

શેત્રુંજાગિરિની જાતરા પુણ્ય વિના નવિ થાય રે;
પુણ્યે મનવંછિત ફલે દૂરિ ટલેં અંતરાય રે. શે૦ ૨

બેહુ સંઘવી લેઇ ભેટણું ચાલ્યા રાયનેં પાસેં રે;
કુંઅરજી સેઠ સાથે લેઈ મલિયા મન ઉલ્લાસે રે. શે૦ ૩

રણછોડ મહિતો ઉઠીયો સંઘવીનેં દેં બહુમાન રે;
ષાસા ષવાસનેં મોકલી મગાવેં ફોફલ પાન રે. શે૦ ૪

ભાવસંઘજીનેં વીનવેં બેહુ સંઘવી કરજોડી રે;
સિદ્ધાચલ ભેટાડવા વાર લગાડો થોડી રે. શે૦ ૫

પરમાના દેષડાવીયા આપ્યા રાયનેં હાથેં રે;
સંઘ પાલીતાણેં મુકવા ચાલો અમારી સાથેં રે. શેo ૬

ભાવસઘજી તબ બોલીયા સાંભલો સંઘવી સાચું રે;
લાગત નાણું લેઈસ્યું કાંઈ ન બોલુ કાચુ રે શેo ૭

કચરો સા કહેં આપસ્યું દસ્તુર માફક લીજેં રે;
વોલાવાનેં નીસરો સઘ પોહુચાડી દીજેં રે. શેo ૮

ભાવસઘ રાજી થયા લીધું લસ્કર સાથે રે;
પાષરીયા ગાજેં ઘણા ભાલા તરકસ હાથેં રે શેo ૯

કારતિક વદિ તેરસિ દિને સંઘ ચલ્યો સુખકારી રે;
ત્રિણુ દિવસ પાદર રહ્યા સંઘવીની જાઉં બલીહારી રે. શેo ૧૦

ચોથેં દિન સંઘ ઉપડ્યો જઇ વરતેજ ડેરા દીધા રે;
ડુંગર દેષી દૂરથી કહેં સકલ મનોરથ સિધા રે. શેo ૧૧

રયણી વાસો તિહાં રહ્યા ચિહુંદિશિ ચોકી ફિરતી રે;
દેખી ચક્રેસરી તિહાં કણે સઘ રષોપુ કરતી રે. શેo ૧૨

લોક સકલ સુખ પામીયા દોષા નાઠી દૂરેં રે;
ગામ કનાડેં આવીયા વાગાં મગલ તૂર રે. શેo ૧૩

કચરાસાના સંઘમાં સાધુજી ગુણુષાણી રે;
ઉત્તમવિજય પંન્યાસની લાગે મીઠી વાણી રે. શેo ૧૪

જોગવિમલ જગ જાણીઇ પંચ મહાવ્રત સાધેં રે;
તપ કિરિયા કરેં આકરી ઈમ ગુણુઠાણું વાધેં રે. શેo ૧૫

ષરતરગચ્છ દેવચદજી તે પિણુ સંઘમાંહેં જાણું રે;
પડિતમાંહિ શિરોમણિ તેહની દેશના ભલી વષાણું રે. શેo ૧૬

સંઘવી કાગળ મોકલે પૃથવીરાય તેડાવેં રે;
તેહનો કુઅર નાનડો ગાજતેં વાજતેં આવેં રે. શેo ૧૭

કુઅરની સાથેં વાણીઆ ધન્નો શેઠ તે આવેં રે;

જેતો બારોટ ઘોડે ચઢ્યા કુંદનસા કહીનેં બોલાવેં રે. શે૦ ૧૮
કુંદન તૂં ભલે આવીયો ભાટ મિલિ ઇમ બોલેં રે;
સમરા સારંગ જે થયા તૂં પિણ તેહની તોલેં રે. શે૦ ૧૯
કુંઅરને કરેં પહેંરામણિ આપેં થરમા જોડી રે;
કુંઅર સંઘવીનેં કહે કરો અસવારિ ઘોડી રે. શે૦ ૨૦
કુંઅર ને સંઘવી બેહુ મલ્યા ભાવસંઘજી પિણ ત્યાંહેં રે;
સીષ માગી સંઘવીતણી જૂહાર કર્યા નિજ બાહે રે. શે૦ ૨૧

## દૂહા.

વર ત્રાંબાગલ વાજતેં ઘોરેં તે જાગી ઢોલ;
સરણાઈ સરસી વદેં સકલ સંઘ રંગરોલ. ૧
જય જય ભાટ ચારણતણા સુણતાં વરજેં વાદ;
સુગુરૂ સુશ્રાવક પરવર્યો આવેં સંઘ સુપ્રસાદ. ૨
સાહમો આવેં સંઘ સવે પાલીતાણું સરવ;
હરષેં દેવ જૂહારવા આદિદેવ સુખ પૂરવ. ૩
સંઘેં ઉતારા કર્યા મંગલ લીલવિલાસ;
તીરથપતિ શેત્રુંજગિરિ ફરસન ઘણું ઉલ્લાસ. ૪

## ॥ ઢાલ ૩ ॥

વચ્છ વિચારયો, એ દેશી.

શેત્રુંજો ભેટયો ધરી મન બહુ અતિમાન રે. શે૦ આંચલી.
રાજા પૃથવીરાજજી રે કુંઅર શ્રીનવઘન નામ;
શ્રીસંઘનેં રષવાલવા રહ્યા રે ગારીયાધાર સુઠામ રે. શે૦ ૧
રાણી ફૂલાંજી આવીયાં રે પાલીતાણા રે માંહે;
સંઘવીનેં સનમાનીયા રે આદર અધીક ઉચ્છાહે રે. શે૦ ૨
ભેટણું દેઈ તે મિલ્યા રે સંઘવી બે મનરંગ;

આભરણ વસ્ત્રાદિક બહૂ રે દીધાં ધરીય ઉમંગ રે. શે૦ ૩

તીરથ રખવાલા ભણી રે દીધાં દામ અનેક;
માગશિર શુદિ તેરસ દીને કીધી યાત્રા વિવેક રે. શે૦ ૪

સંઘ સહૂ શિણગારીયો રે નેજા ધ્વજા રે વાજીત્ર;
ભાટ બીરૂદ ભણતાં થકા રે ગાતાં ગુણ સુપવીત્ર રે. શે૦ ૫

સત્તા વાવેં શુચિ થઈ રે સુરપાલનો રે ચંદ;
જે નીત પાણી પારણે રે ભેટે તીર્થ આનન્દ રે. શે૦ ૬

તીરથ મોતી માણિકેં રે સોવન ફૂલ અમૂલ;
સુરભી પુષ્ફ ગંધોદકેં રે પધાર્યો ગિરિ મૂલ રે. શે૦ ૭

દાન દેઈ જાચક ભણી રે આલોઈ નિજ દોષ;
દ્રવ્ય ભાવ સુચિતા કરી કરવા નિજ ગુણ પોષ રે. શે૦ ૮

શક્રસ્તવ કહી ગુરૂ મુખેં રે લેઈ વ્રત પચ્ચખ્ખાણ;
સિદ્ધ અનંત વંદી ચઢ્યા રે મન ધરી જિનવર આણ રે. શે૦ ૯

સિદ્ધ ગુણીની ભૂમિકા રે કરવા આતમ સિદ્ધ;
સિદ્ધ ધ્યાન સિદ્ધાચલેં રે ચઢતાં સરવ સમૃદ્ધ રે. શે૦ ૧૦

નેમિ પધાર્યા ગિરિવરેં રે જાણી મોક્ષ નજીક;
રૈવતગિરિ સાહમા ચલ્યા રે આહાર ઉદક બલ ઠીક રે. શે૦ ૧૧

તિહાં પગલાં શ્રીનેમનાં રે વંદી પૂજી રે ભક્તિ;
જય જય કરતા જન સહૂ રે પોહતા શિખરેં યુક્તિ રે. શે૦ ૧૨

દૂધેં પખાલી પૂજતા રે મુનિવર ફરસીત ભૂમિ;
શુદ્ધ સમરણ ગુણ ગાવતાં રે કરતા નિજ ગુણ ધુમ. શે૦ ૧૩

પહિલી પરવેં પૂજીયા રે ભરતમુનિ પદ દોઆ;
બીજી પરવે હરખીયા રે વિમલાચલ થલ જોય રે. શે૦ ૧૪

ત્રીજી પરવે કુંડ છેં રે નીરમલ જલ અતિભૂર;
ઋષભ ચરણ પુંડરીકતણા ચરણ નમું સુખપૂર રે. શે૦ ૧૫

હિંગુલાજહડેં થઇ રે પોહતા સાલારે કુંડ;
પાંચમી પરવેં જલ ભર્યો રે સમ શીતલ અખંડો રે. શે૦ ૧૬

જિનવર ચરણ નમી ગયા રે રામપોલિ સહુ લોક;
પેંઠા ગઢમાં ગાવતા રે જનના થોકાથોક રે. શે૦ ૧૭

વાઘણિ પોલિ સંતોષિયા રે અધિષ્ટાયક બેહુ પાસ,
ચક્કેસરી વધાવીઆં રે કવડયક્ષ સુખ વાસો રે. શે૦ ૧૮

ચૈત્ય નમી પધારીયા રે પોહુતા ઋષભ વિહાર;
દેઈ તીન પ્રદક્ષણા રે રાયણ નમી સુખકારો રે. શે૦ ૧૯

રાયણતણેં પગલાં નમ્યાં રે પ્રથમ જિણંદનાં રે તેહ;
શ્રીઋષભેસર જે થકાં રે ભરતેં ભરાવ્યા જેહ રે. શે૦ ૨૦

મૂલમંડપમાં આવીનેં રે વધાવ્યા જિનરાજ;
સોવન ફૂલ મુગતાફલેં રે પ્રણમે સિધાં કાજ રે. શે૦ ૨૧

ચૈત્યવંદન કરી ભક્તિસ્યું રે નરભવ લાહો રે લીદ્ધ;
શેત્રુંજ શિખર શ્રીઋષભજી રે પૂજતાં કારજ સિદ્ધ રે. શે૦ ૨૨

સૂરજકુંડે ધોતીયાં રે કીધાં નીર ગલેવિ;
કેસર ચંદન પુષ્ફસ્યું રે પૂજા ચિત્ત ભલેવિ રે. શે૦ ૨૩

અષ્ટપ્રકારી પૂજના રે અષ્ટ કરમ ક્ષય હેત;
તારક તીરથ સર્વમા રે એ તીરથ સહૂ કેતુ રે. શે૦ ૨૪

કચરાશા રૂપચંદનો રે માનવભવ સુપ્રમાણ;
દેવચંદ સુપસાયથી રે મતિરતન વદેં એમ વાણ રે. શે૦ ૨૫

॥ દૂહા ॥

ઇમ શેત્રુંજય ભેટીનેં સંઘ સકલ સુખ ધામ;
હરષેં પાલીતાણા પુરે આવ્યા અતી અભિરામ. ૧

ઇમ નિત્ય પ્રતિં યાત્રા કરેં સંઘ સહૂ મન રંગ;
દુખ્ખનિવારણ સુખ્ખકરણ જિનપૂજા વિધિ સંગ. ૨

વિધિઉપદેશક શ્રુતજલધિ દેવચંદ ગુરૂરાય;
સંવેગી જિનમારગી ઉત્તમવિજય સહાય. ૩

એતલે ખંભાયતથકી રે ઓચ્છવસ્યું સુવિસિદ્ધ;
સંઘ કરી આવિ મિલ્યો જીવણુસાહ પ્રસિદ્ધ. ૪

જાણુગ જીવાજીવના જૈનાગમરૂચિવંત;
વિધરસી સવિ સાધ લેં આવ્યો મન ધરી ખંતિ ૫

ખંભાયત ઘોઘાતણા ભાવનગર જનવૃંદ;
તેડી શેત્રુંજ આવીઓ જીવન અતિ આણંદ. ૬

રાજાનેં સંતોષીનેં ચઢીયા વિમલગિરિંદ;
ગુરૂ ઉપગારેં પાંમીઇં મનવંછીત આનંદ. ૭

॥ ઢાલ ૪ ॥

દેશી રસીઆની.

શ્રીશેત્રુંજ તીરથપતિ ભેટીઇં મેટીઇં ભવભય ફંદ; વિવેકી.
અરિહા ભકતે સમકિત નીરમલું અનુક્રમે શિવસુખ કંદ. વિવેકી. શ્રી૦ ૧

વેલાવલ પાટણથી આવીયા સંઘ ભલેં રે વિસ્તાર; વિ૦
સા રામચંદ્ર પ્રમુખ યાત્રાભણી આવ્યા નિજ હિતકાર. વિ૦ શ્રી૦ ૨

દક્ષણુથી મેઅરગામી આવીયો સંઘ સકલ પરિવાર; વિ૦
સા ગલાલેં લાભ લિઓ ઘણું આતમ ધરમેં હો ઉદાર. વિ૦ શ્રી૦ ૩

ઇમ અનેક સંઘવી બહૂ મિલ્યા કરવા જિનવર ઝાણ; વિ૦
સૂરતિથી વિધિપક્ષિ આવીયા ઉદયસાગરસૂરિ ભાણ. વિ૦ શ્રી૦ ૪

પાઠક સુમતિવિજય તપાગચ્છવરૂ ઇમ યતિવર્ગ અનેક; વિ૦
ચ્યારે વર્ગ મિલ્યા જિન ભેટવા પ્રભુ ભગતિ જિન છેક. વિ૦ શ્રી૦ ૫

કેઈ ઉત્તમ છઠ વહેં તિહાં લાષ ગુણેં નવકાર; વિ૦
યાત્રા નવાણું પિણ તિહાં કેઈ કરેં કેઈ સચિત્ત પરિહાર. વિ૦ શ્રી૦ ૬

શ્રીસંઘનું સાહમીવચ્છલ કરેં પ્રથમ સંઘવી રે દોય; વિ૦
મોતી માનસિંઘ લષમીચંદ છેં કરેં સંઘભકિત રે સોય. વિ૦ શ્રી૦ ૭

ઝવેર રાજપાલ તથા વલી મોદી નેમિ રે દાસ; વિ૦
સંઘ ભકિત કરેં તે ભાવસ્યું પામે અતિ જસવાદ. વિ૦ શ્રી૦ ૮

પેંટણિ કસ્તુરચંદેં ભક્તિસ્યું સાહમીવચ્છલ કીધ; વિ૦
સ્નાત્રમહોચ્છવ લાહણી પૂજણાં ગુરૂ ભક્તિં જસ લિદ્ધ. વિ૦ શ્રી૦ ૯

રૂપચંદ સાહ સંઘવિ સુંદરૂ પર ઉપગારી રે દક્ષ; વિ૦
તસ સુત દેવબાઈ ઉરેં હંસલો લાલચંદ પરતક્ષ. વિ૦ શ્રી૦ ૧૦

પટણી સેઠ કીકા સૂત કચરાજી તસ સુત તારા રે ચંદ; વિ૦
ભાઈ ફતેચંદ સુત સુખકરૂ લાયક ઝવેરચંદ. વિ૦ શ્રી૦ ૧૧

ઇંદ્રમાલ મુહૂરતિ સઘેં લીઓ કીયો હરષ આનંદ; વિ૦
વૃદ્ધસાખિ શ્રીમાલી ગગનમે કચરા કીકા રે ચંદ. વિ૦ શ્રી૦ ૧૨

ભદ્રક ભક્તિં રે ફલ નિશ્ચેં લહેં વસુદેવહિંડની સાખિ; વિ૦
માલણિ ભીલ પરિં સુભફલ લહે જિનભક્તિં ચિત્ત રાખિ. વિ૦ શ્રી૦ ૧૩

સાશ્વતા ને વલી અસાશ્વતા તીરથ જિનમત જેહ; વિ૦
કોટિ ગમે શેત્રુંજો તીરથ કહ્યો શુભકરણી ફલ તેહ વિ૦ શ્રી૦ ૧૪

શ્રીદેવચંદ્ર ગણિને ઉપદેશેં શેત્રુંજ મહિમા રે સાર; વિ૦
ગણિ મતિરત્ન જિન સેવના કરતાં ભવનો રે પાર. વિ૦ શ્રી૦ ૧૫

## દૂહા.

હવે શ્રીસઘ મલી કરે ઇંદ્રમાલ ઉચ્છાહ;
જિમ ભરતેં હરષેં કર્યો તિમ કરી લીજેં લાહ. ૧

પોસ શુદિ તેરસ દિને માલ મુરહુત લીદ્ધ;
સ્નાત્રમહોચ્છવ ધવલ તવ નવ નવ મંગલ કીદ્ધ. ૨

અમારઘોષણ દાનવિધિ જાચકજન સંતોષ;
જિનશાસન પરભાવના કરત કરેં ગુણ પોષ. ૩

રાતિજાગરણ વાસવિધિ કેસર છંટિત વસ્ત્ર;
પરમ મહોચ્છવ આગમ પુન્યેં કારણ પ્રસસ્ત. ૪

## ॥ ઢાળ ૫ ॥

ભરત નૃપ ભાવસ્યું એ; એ દેશી.

સહસગમે શ્રાવક મિલ્યા એ શ્રાવકણીય વિશેષ; સંઘવી શોભિઇ એ;
ઇંદ્રતણેં અનુહારિ ભક્તિભરેં ભર્યા એ શાસન શોભાકાર કે. સંઘવી० ૧

ધ્રૂજ નેજાગણ લહલહેં એ વાજેં ભુંગલ ભેર કે; સં०
ઢોલ નગારાં ગડગડેં એ સરણાઇ નફેર કે. સં० ૨

ચઉવિહસંઘે પરવર્યા એ ગાતાં જિનગુણ છંદ કે; સં०
ગામ ગામના જન મિલ્યા એ નાગર પામર વૃંદ કે. સં० ૩

ગણધર શ્રુતધર યતીવરૂ એ જિનવર મારગરત્ત કે; સં०
કચરાસા રૂપચંદજી એ તારાચંદ સુપુત્ત કે. સ० ૪

જિનશાસન શોભાવતો એ દેતા દાન સુપાત્ર કે; સં०
વિધસ્યુ જિનવર પ્રણમતાં એ કરતા તીરથયાત્ર કે. સં० ૫

ગોરી ગાવેં મંગુલ એ ગંધ્રવ નાચેં નૃત્ય કે; સં०
મૂલચૈત્ય આવ્યા સહૂ એ ત્રિકરણ યોગેં સત્ય કે. સં० ૬

જગ ઉપગારી પ્રણમીઇ એ ઋષભ જિનેશ્વર સ્વામિ કે; સ'०
પુંડરીક ગણધર નમી એ નમિ વિનમિ પાય નામ કે. સં० ૭

સનાત્ર ભણાવિં જિન પ્રતેં એ પૂજા અષ્ટ પ્રકાર કે; સ०
માલવાસ વિધસ્યું કર્યો એ બેઠા મંડપ મઝાર કે. સં० ૮

ચૈત્યવંદન કરેં સંઘપતિ એ સંઘવિણિં વંદ્યા દેવ કે; સં०
યથાશક્તિ વ્રત આદર્યા એ સાચી અરિહંત સેવ કે. સં० ૯

મુગતાફલનો સાથીઓ એ કીધો સંઘવિણ સાર કે; સં०
દેવબાઈ રત્નબાઇ મલી એ વલી સજન પરિવાર કે. સં० ૧૦

સંઘ મિલી વીનતી કરેં એ તહ્મે કર્યો અમ ઉપગાર કે; સં०
જગપતિ જિન ભેટાવિઆ એ દીઠો પ્રભુ દીદાર કે. સં० ૧૧

તુહ્મે પૂજ્ય છો અહ્મતણા એ અહ્મે છું તુમચા બાલ કે; સં०

ઇમ કહી સહૂ કંઠેં ઠવેં એ ફૂલમાલ સુવિશાલ કે. સં૦ ૧૨

જય જય ધુનિ ઉઠી ભલી એ પ્રભુ પાય પ્રણમી રંગ કે; સં૦
સપરિવાર મુખમંડપેં એ આવ્યા સદગુરૂ સંગ કે. સં૦ ૧૩

ત્રિણ્ણ પ્રદક્ષણા દેયતા એ રાયણ રૂષેં આવ કે; સં૦
મૂલ ચરણ શ્રીઋષભના એ પૂજેં ચઢતે ભાવ કે. સં૦ ૧૪

સંઘ તિલક કર્યો હરષસ્યું એ પોહતી સહુની આસ કે; સં૦
સંઘે સંઘવી વધાવિયા એ વધતેં મન ઉલ્લાસ કે. સં૦ ૧૫

ધ્વજા ચઢાવી દેહરે એ દેવનેં બહુ બલ દેય કે; સં૦
ચોમખ સવાસોમજીતણેં એ આવ્યા હરષ ધરેય કે. સં૦ ૧૬

ધ્વજા ચઢાવી પ્રભુ નમી એ આવ્યા શાંતિવિહાર કે; સં૦
શક્રસ્તવ કરી આવીયા એ પાલીતાણા મઝાર કે. સં૦ ૧૭

સાહમીયાં કરે નરપતી એ આવ્યા નિજ ઘર સર્વ કે; સં૦
મંગલિક કારન તિહાં કર્યા એ એ તીરથ ગુણપર્વ કે. સં૦ ૧૮

બહુમાનેં યાત્રા કરી એ પામી જય જય વાદ કે; સં૦
સંઘ વલ્યો સૂરતિ ભણી એ વાજતે વર નાદ કે; સં૦ ૧૯

ભાવનગર આવી રહ્યા એ સાહમીવચ્છલ તાર કે; સં૦
જીવણસાહ ભગતિં કર્યો એ શાસન સોભાકાર કે. સં૦ ૨૦

તિહાથી સુખભર સવિ ગયા એ સરવલોક નિજ ઠામ કે; સં૦
ધન ધન તે માનવી એ જિણે કીધાં શોભત કામ કે. સં૦ ૨૧

જે વિધિસ્યું યાત્રા કરેં એ તે પામેં સુખપૂર કે; સં૦
બોધ સુલભ જનમાંતરેં એ થાઇ પુણ્ય પડૂર કે. સં૦ ૨૨

દૂરગતિ છેદી સુખ લહેં એ શેત્રુજો ફરસેં જેહ કે; સં૦
સિદ્ધ અનંતની ભૂમિકા એ પુણ્યપીઠ ગુણગેહ કે. સં૦ ૨૩

કચરા કીકાસેઠનો એ પુત્ર સુતારાચંદ કે; સં૦
ભાઈ ફત્તેચંદનો એ પુત્ર ઝવેરચંદ કે. સં૦ ૨૪

રૂપચંદસા સંઘવીતણો એ ભાઈ મીઠાચંદ કે;
પુત્ર લાલ ગુણમાલ છે એ નિત નિત પ્રતિં આનંદ કે. સં૦ ૨૫

મોટેં પુણ્યેં પામીઇં એ સંઘપતિ બિરૂદ ઉદાર કે;
શ્રીશેત્રુંજા તીરથનો એ યાત્રા લાભ અપાર કે. સં૦ ૨૬

દેવચંદ ગુરૂભક્તિથી એ મતિરત્ન ભાષેં એમ કે; સં૦
શ્રીસિદ્ધાચલ સેવતાં એ લહિઇં સુખ જય ષેમ કે. સં૦ ૨૭

## કલશ.

ઇમ સયલ સુખકર દુરિત ભયહર સિદ્ધ સાધન ગુણનિલો;
શ્રીસિદ્ધક્ષેત્ર અનંત મુનિજન ધ્યાનકારણ નિર્મલો. ૨૮

જિનરાજ વંદન ગુણનિબધન તેહ તીરથ ઉપરિં;
શ્રીવિમલગિરિવર ભકિત રસભર લાભ લેખો કુણ કરે. ૨૯

તસ સંઘ યાત્રા સુવિધિ કરણી મન પ્રમોદેં આચરેં;
તસ તવન ગુંથ્યો ગચ્છ ખરતર સઘપતિ હેતેં આદરેં. ૩૦

ઉવઝાયવર શ્રીદીપચંદેં શિસ ગુણ દેવચન્દ એ;
તસ સિસ ગણિ મતિરત્ન ભાષેં સકલ સંઘ આણંદ એ. ૩૧





॥ अर्हम् ॥

विनयविजयोपाध्यायविरचित

# सूर्यपुरचैत्यपरिपाटी.

પૂજીએ પૂજીએ પ્રથમ તિર્થંકરૂ એ,
ત્રિભુવન ત્રિભુવન દીપક દેવ તો;
સેવ કરૂં મન રંગસ્યું એ,
સૂરતિ સૂરતિપુર સિણુગાર કે;
પૂજીએ પ્રથમ તીર્થંકરૂ એ.

ત્રુ૦

પૂજીએ પહિલું પ્રથમ જિનવર ભુવન દિનકર જગિ જયો,
જિન રૂપ સુંદર સુગુણ મંદિર ગાયવા ઉલટ થયો;
સવિ નીતિ દાષી મુગતિ ભાષી આપ જગ સાષી થયો,
રસરંગ ચાષી દુરતિ નાષી અષયસુષ સંગમ લયો. ૧

સોલમા એ સોલમા એ સાંતિજિણેસરૂ એ,
સૂરતિ સૂરતિપુર સિણુગાર કે;
અચિરાકુંઅર ગુણુનિલો એ,
વિશ્વસેન વિશ્વસેન રાય મલ્હાર તો;
સોલમા સાંતિ જિણેસરૂ એ.

ત્રુ૦

સોલમા શાંતિજિણુંદ પામી કુમતિ વામી મઈ સહી,
હવિં ભજું સ્વામી સીસ નાંમી અંતરજામી રહું ગ્રહી;

મલપરિં કમલા સબલ છાંડી પ્રીતિ માંડી મુગતિસ્યું,
જિનરાજ કમલા વરી વિમલા પુણ્ય પ્રભુનું ઉલ્હસ્યુ. ૨

ધર્મ એ ધર્મ એ જિણેસર વંદિઇ એ,
આપઇ એ આપઇ ધર્મ ઉદાર કે;
પન્નરમો પરમેશ્વરૂ એ,
વિશ્વ એ વિશ્વતણો આધાર કે;
ધર્મ જિણેસર વંદિઇ એ.

સ્તુ૦

વંદિઇં ધર્મજિણંદ જગગુરૂ નયર સૂરતિમંડણો,
ભવ કષ્ટવારણ સુગતિકારણ પાપ તાપ વિહંડણો;
અનુભવી પદવી જેણઇં અનુપમ ધર્મચક્રીસરતણી,
મુઝ પુણ્ય તરૂઅર ફલ્યો પામી સ્વામી સેવાસારણી. ૩

વામા એ વામા એ સુત સોહામણો એ,
સિવપુર સિવપુર કરો સાથ કે;
નાથ જયો ત્રિભુવનતણો એ,
સૂરતિ સૂરતિમંડણ નામ કે;
વામાસુત સોહામણો એ.

સ્તુ૦

વામાતણો સુત સદા સમરથ સેવકાં સાધાર એ,
જગસૂધ મંદિર થંભ થોભણ નોધારાં આધાર એ;
સસિ સૂર નૂર સમાન કુંડલ મુકુટ મોટો મનહરઇં,
વલિ હાર હીરાતણો હિઅડઇ તેજ તિહુઅણિ વિસ્તરઈ. ૪

સેના એ સેના એ નંદન જિનવરૂ એ,
સંભવ સંભવ સુષદાતાર કે;
સાર કરઇ સેવકતણી એ,
હયવર હયવર લછણ પાય તો;
સેના એ નંદન જિનવરૂ એ.

ત્રુ૦

સેના એ નંદનતણી સેના મોહના મદ અપહરઇં,
પ્રભુતણઇં ચરણઇં રહ્યા સરણઇં અમર અલિ કલિરવ કરઇં;
પ્રભુતણી વાણી સુધાદાણી રસ સમાણી જાણીઇં,
ભવ તાપ ભાજી દૂરિ જાઇ જિમ દવાનલ પાણીઇં. ૫

સેવુ એ સેવું એ ધર્મ જિણેસરૂ એ,
પન્નર પન્નરમો જિનરાજ કે;
આજ સફલ મુઝ ભવ થયો એ,
લાધો એ લાધો એ કરૂણાવંત કે;
સેવો એ ધર્મ જિણેસરૂ એ.

ત્રુ૦

સેવીએ ધર્મજિણંદ જેહનઇ નમઇં સુરપતિ સુંદરી,
ગુણ ગીત ગાતી કરઇં નાટક ચરણિ નેઉર ઘૂઘરી;
કંસાલ તાલ મૃદંગ ભંભા તિવિલ વેણુ બજાવતી,
કરિ શસ્ત હસ્તક નમી મસ્તક પુણ્યપૂર ગજાવતી. ૬

સૂરતિ એ સૂરતિબંદિરમાહઇં કે,
સોહઇ એ સંઘ સુહંકરૂ એ;
ચોથા એ ચોથા એ જગદાધાર કે,
અભિનંદન મોરઇ મનિ વસ્યા એ;
સંવર એ સંવર એ કુલ સિણગાર કે,
સોહઇ એ સૂરતિબંદિરઇ એ.

ત્રુ૦

સૂરતિબંદિરમાહિ સોહઇ સુગુણ ચોથો જિનવરૂ,
સિદ્ધારથાનઇ ઉઅર સરવરિ પ્રભુ મરાલ મનોહરૂ;
કલ્યાણ કમલા કેલિમંદિર મેરૂ ભૂધર ધીર એ,
મુઝ ધ્યાન સંગિ રમો સામી તરૂઅરિં જિમ કીર એ. ૭

પાસ એ પાસ જિણેસર રાજીઉ એ,
જાસ એ જાસ વિમલ જસ રાસિ કે;
ત્રિભુવનમાંહઈ ગાજીઉ એ,
ઉંબર ઉંબરવાડામાહઇ કે;
પાસ જિણેસર રાજીઉ એ.

ત્રુ૦

રાજીઉ પાસ જિણંદ જયકર અષયસુષ આવાસ એ,
દરિસણુઇ જેહનિં નાગ પામ્યો નાગરાજ વિલાસ એ;
ધરણિંદ પદમાવતી જેહનાં ચરણ સેવઇં ભાવસ્યું,
તસ પાય સુરતરૂ તલઇ રંગઇં વિનય મન સુષભરિ વસ્યુ. ૮

સૂર એ સૂરતણો સુત સુંદરૂ એ,
સત્તર સત્તરમો ભગવંત કે;
કુંથુ નમું આણંદસ્યુ એ,
સોહ એ સોહએ સૂરતિમાંહિ કે;
સૂરતણો સુત સુંદરૂ એ.

ત્રુ૦

સુત સૂર કેરો સોહઇં સૂરતિમાહિં સૂરતિ સાર એ,
પ્રભુતણી સૂરતિ દેષી મૂરતિ હોઇ હર્ષ અપાર એ;
મૃગમાનમોચન સ્વામિલોચન દેષિ મુઝ હઇડુ ઠરઇં,
મકરંદભર અરવિંદ દેષી ભમર જિમ ઊલટ ધરઇં. ૯

બીજા એ બીજા એ વિજયાકુંઅરૂ એ,
ગજપતિ ગજપતિ લંછણ સ્વામિ તો;
નામિ સયલસુષ સંપજઇં એ,
જિતસત્રુ જિતસત્રુરાય મલ્હાર તો;
બીજા એ વિજયાકુંઅરૂ એ.

ત્રુ૦

બીજા તે વિજયાકુંઅર જિનવર નયર સૂરતિ સોહ એ,

પ્રભુતણી મૂરતિ કષ્ઠ ચૂરતિ ભવિકનાં મન મોહ એ;
જિનવદન સુંદર સુર પુરંદર દેષિ મનિ આણુંદ એ,
જિમ કમલ વિકસઇં દેષિ દિનકર કુમુદ જિમ નવચંદ એ. ૧૦
વંદુ એ વંદુ એ પાસ ચિંતામણિ એ,
દિનમણી દિનમણી તેજનિધાંન કે;
ધ્યાન ધરૂં સ્વામીતણું એ,
સુખ ઘણું સુખ ઘણું પ્રભુનઇ નામિ કે;
વંદુ એ પાસ ચિંતામણી એ.

ત્રુ૦

ચિંતામણિ શ્રીપાસ વંદું આણુંદુ સાહેલડી,
પ્રભુવદન ચંદ અમંદતેજઇ ફલી મુઝ સુષવેલડી;
અતિ ફૂટરૂં પ્રભુ ફણામંડલ દેષિ મુઝ મન ઉલ્હસઇં,
ઘન ઘટાડંબર દેષિ દહદિસિ મોર જિમ હઇડઇ હસઇં. ૧૧
તીરથ તીરથ સૂરતિ બંદિરઇ એ,
જુહારિયાં જુહારિયાં એહ ઇગ્યાર કે;
દુરગતિનાં દુષ વારીયા એ,
ઊપનો ઊપનો અતિ આણુંદ કે;
સૂરતિ તીરથ જુહારીયાં એ.

ત્રુ૦

જુહારિયાં તીરથ સદા સમરથ હરઇ સંકટ ભવિતણાં,
એ તવન ભણતાં જાત્ર કેરાં દીઇં ફલ રલીઆમણાં;
ઘનસાર ચંદન સાર કેસર કુસુમચંગેરી ભરી,
પ્રભુચરણ અંચી પુણ્ય સંચી ભાવપૂજા મેં કરી. ૧૨
આવો એ આવો એ રાનેર જાઇએ,
પૂજીઇં પૂજીઇં રાજુલકંત કે;
સમરથ સામી સામલો એ,

ભેટીએ ભેટીએ ઋષભ જિણંદ કે;
આવો એ રાનેર જાઇએ.

ત્રુ૦

રાનેર ઇણિપરિ જિન જુહારી વલી મુઝ મન અલજયુ,
વડસાલિ જીરાઉલીસ્વામી વીરજિન ભેટણિ ગયો;
ઘણદીવિ ચિંતામણિ જુહારી નવસારી શ્રીપાસ એ,
હાંસોટ ભગવઇં દેવ પૂજી ફલી મનની આસ એ. ૧૩

તપગચ્છ તપગચ્છ હીર પટોધરૂ એ,
જેસિંગ જેસિંગ ગુરૂ ગચ્છ સ્તભ કે;
રૂપાઈ સુત તસ પટઇં એ,
વિજય એ વિજયદેવસૂરિંદ કે;
તપગચ્છ હીર પટોધરૂ એ.

ત્રુ૦

તપગચ્છિ હીર સમાન ગણધર વિજયસિંહસૂરંદએ,
તસ ગચ્છભૂષણતિલક વાચક કીર્ત્તિવિજય સુખકંદ એ;
તસ ચરણ સેવક વિનય ભગતઇ થુણ્યા શ્રીજિનરાજ એ,
સસિકલા સંવત વર્ષ વસુનિધિ ફલ્યા વંછિતકાજ એ. ૧૪





ॐ

षीमाविरचित

# शत्रुंजयचैत्यपरिपाटी.

चुपई.

આરાહૂં સામિણિ સારદા જિમ મતિ તૂઠી દિઇ મતિ સદા;
શ્રીસેત્રજ તીરથ વદેવિ ચૈત્રપ્રવાડિ રચસિ સંષેવિ. ૧

પાલીતાંણુઇ પ્રણમૂં પાસ જિમ મનિ વછિત પૂરઇ આસ;
લલતાસુર વંદૂં જિન વીર સોઇ સાયર જિમ ગુહિર ગંભીર. ૨

તેહુ આગલિ ગિરિ પાજિઇં ચડૂં જિમ પાંમૂં શવપુર ઢૂકડું;
ધુરિ પ્રણમૂં પહિલૂં શ્રીનેમિ મારગિ જાતાં કુશલઇં ષેમિ. ૩

આગલિ છઇ માતા મરૂદેવિ તે વદૂં બે કર જોડવિ;
સમરૂં સોલસમુ જિન શતિ મણૂંઅવિહાર કરઇ મન ષંતિ. ૪

પેથડદેઉલ પૂગી રૂલી છીંપાવિસહી વંદૂ વલી;
આજ ન માઇ ઊલટ અંગિ અદબદ આજ નમૂ મન રંગિ. ૫

તેહુ આગલિ છઇ કવિડલજક્ષ વિઘન વ્યણાસઇ તેહુ પરતક્ષ;
તેહુ ફૂલ ફૂલે ભેટૂં આજ જિમ મન વંછિત સારઇ કાજ. ૬

હિવ આવિઉ ટોટરાવિહાર તિહાં પ્રણમૂ શ્રીયનાભિ મલ્હાર;
મોહલાવસહી વંદૂં દેવ જિન ચુવીસઇ ચલણુ નમેવિ. ૭

તિહાં ડાવઇ અનોપમશર અછઇ સ્વર્ગારોહણુ વંદૂ પછઇ;
વાઘિણિ પેખૂ પહિલઇ બારિ આગલિ પુહતુ પોલિ પગારિ. ૮

મસ્તકિ અવતારિઉ ગિરનારિ તિહાં પ્રણમૂં શ્રીનેમિકુમાર;
ઇંદ્રમંડપ પેખૂં આણંદ સાત સોહાસણિ દેહરી વદિ; ૯
તિહાં છઇ નંદીસર અવિતિથ તિહાં હું જન્મ કરૂં સુકયથ;
બાવન બિંબતણૂ લેઉં નાંમ ખરતરવસહી કરૂં પ્રણાંમ. ૧૦
ઘોડાચુકી ગુખ અપાર તિલકૂંતોરણ ત્રિભોવન સાર;
તે દેષી પાવડીએ ચડૂં જિમ હૂં નર્ગમાંહિં નવિ પડૂં. ૧૧
આદિભવનિ આગલિ સાંચરૂં સવિહું થાંનકિ સેવા કરૂં;
જેહ તીરથ છઇ સમલીનાંમિ તિહાં પ્રણમૂ મુનિસુવ્રતસ્વાંમિ. ૧૨
હિવ મુઝ હૈયડઇ અતિ ઊમાહ ત્રણિ પ્રદક્ષણિ દેઈ ઉહલાહિ;
વંદૂં દેસલ પ્રમુખ વિહાર મંડપિ કોડાકોડિ જુહાર. ૧૩
પાંચે પાંડવ પ્રણમૂ પાય તુ પછઇ અષ્ટાપદ રાય;
ષોખાવસહી જિન ચુવીસ તેહ શવહુનઇ નાંમૂં સીસ. ૧૪
તેહ આગલિ રાયણિ દીસંતિ સંઘવીશરિ દૂધિઇ વરસંતિ;
સિધિ અનંત હૂઆ તસ તલઇ સાહ વધાવઇ મુગતાફલઇ. ૧૫
તિહાં છઇ પાય ઋષભદેવના જેહનાં ઇંદ્ર કરઈ સેવના;
તે પૂજીનઈ પેખૂં રંગિ મોર નાગ બે મિલીયા શૃંગિ. ૧૬
કુલકુંડ પ્રણમૂં પાસ જિણંદ જસ દરસણિ દીઠઇ આંણંદ,
વીર નમૂ સાચુરૂ ધણીં જિમ હૂં જાઉં મંડપભણીં. ૧૭
આગલિ શ્રીઋસહેસર દિટ્ઠ તવ મુઝ હૈયડઇ હર્ષ અનીંઠ;
લોંટીગણુ દેઈનઇં નમૂ તિમ હૂં પાપ પરહા નીંગમૂં. ૧૮
ભાવ ભગત પૂજૂં પ્રભ પાય જિમ મુઝ નિર્મલ થાઇ કાય;
દેઉલમાંહિ મન ઉહલાસિ પંડરીક પ્રણમૂં બેહુ પાસિ. ૧૯
આગલિ દક્ષિણિ દસિ ચાહીઇ મૂલિ ગભારમાંહિં જાઈઇં;
તિહાં પ્રણમૂં પ્રતિમા લેપમઇ જિમ મુઝ સંકટ શવ ઉપશમઇ. ૨૦
એણીંપરિ સેત્રુંજ ચૈત્રપ્રવાડિ હૂં કિમ કહૂં નહી મઝ પાડિ;
થોડામાંહિં બોલિઉં સાર સવિહુ થાંનકિ કરૂં જુહાર. ૨૧

હિવ સ્વાંમીં આગલિ વીંનતી રાવ કરૂં જે હૈયડઇ હતી;
જન્મ લગઇ જે લાગાં પાપ તેહ સવિ ટાલે તૂં માય બાપ. ૨૨

કૂડ કપટ કીધાં મઇં ઘણાં વચન ન પાલ્યાં સહિગુરતણાં;
સમકિત સરિસુ સંગ ન કીઉ શીલ સનાહ શરીર નવિ લીઉ. ૨૩

મોહ મયણ બેહૂ સંગ્રહ્યા રાગ લગઇ તેહના ગુણ વહ્યા;
વિખયતણાં સુષ જે કારિમાં તે મુઝ લાગાં સાકરસમા. ૨૪

જીવદયામઇં ધર્મ્મ ન કીધ સંપતિસારૂ દાંન ન દીધ;
વિણુ વ્યવહારઇ વિણુજ મઇં કીઉ લોભ લગઇં મઇં પરધન લીઉ. ૨૫

ઇશાં પાપ સંક્ષા નવિ લહૂં સ્વાંમીં ઘણૂં કિશૂં હૂં કહૂં
વિણુ કહીયાં તૂં જાંણઇ સહૂ તે મુઝનઇં લાગા છઇં બહૂ ૨૬

હિવ સ્વાંમીં માહરી કરિ સાર મુઝનઇં અવર નથી આધાર;
હૂં દુખ દેખૂં એણિ સંસારિ મુઝનઇં આવાગમન નિવારિ. ૨૭

તુહ્મ દરસણિ દીઠઇ દુખ જાઇ જિમ જલિ સીંચઇ દવ ઓહલાઇ;
તૂં સ્વાંમીં ભવના ભયહરૂ સેવકનઇં વંછિત સુરતરૂ. ૨૮

જે તુહ્મ સ્વાંમીં સેવા કરઇ મુગતિરમણિ જે લીલાં વરઇ;
જે નવિ માંનઇ આંણ અખંડ તે પાંમઇ દુર્ગતિનું દંડ. ૨૯

જે સમરથ સેત્રુંજાધણીં ભાવઠિ ભજઇ ત્રિભોવનતણીં;
તૂં અશરણ શરણાગતિ સ્વાંમિ નવનધિ હુઇ તુહ્મ લીધઇ નાંમિ. ૩૦

એહ સ્વાંમી તુહ્મ ગુણ જેતલા મઇં કિમ બોલાઇ તેતલા.
તૂં ગુણ રયણાયરસમ હોઇ એહ સંક્ષા નવિ જાંણઇ કોઇ. ૩૧

જે તાહરા ગુણ ગાઇં સાર તેહ ઘરિ મંગલ જયજયકાર;
હૂં તુહ્મ નાંમિઇં નિતુ ભાંમણઇ બે કર જોડી 'ષીંમુ' ભણઇ. ૩૨





॥ अर्हम् ॥

शांतिकुशलविरचित

# गोडीपार्श्वनाथस्तवन.

સારદ નામ સોહામણું મનિ આણી હો અવિહડ રંગ;
પાસતણો મહિમા કહૂ જસ તીરથ હો જિમ ગાજૈં ગંગ. ૧

ગોડી પરતા પૂરવિં ચિંતામણ હો તું લીલવિલાસ;
અંતરીક મોરૈં મનેં વરકાણે હો તું સોહે પાસ.
ગો૦ એ આંકણી. ૨

અલવર રાવણ રાજીઓ જીરાઓલિ હો તુ જાગૈં દેવ;
કલિયુગ પાસ સષેસરો ભલાજઈ હો તોરી કીજૈ સેવ. ૩

ચોરવાડ મગસી જયો દેવપાટણ હો ડાકરીઓ પાસ;
દાદો નવષંડિં જાંણીઇ પાસ ફલવદિ હો રાયરાણા દાસ. ૪

પંચાસર મહીમંડલિં ભલિં ભાભો હો નારિંગો નામ;
નવપલ્લવ કોકો કહ્યો અઝારિ હો તુ બેઠો ઠામિ. ૫

લોડણ તવરી જાણીઇ ઊષમણૈં હો મહિમાભંડાર;
સીરોડી ત્રેવીસમો કુકડેસર હો સેવક સાધાર. ૬

થંભણપાસ ત્રંભાવતી નાકોડે હો તુ ધૃતકલોલ;
સહસફણો નઈં સામલો પાસ પરગટ હો તુ કુંકુમરોલ. ૭

ચારોપઈં આરાસણુઇ ગંગાણી હો વંદું નિસદીસ;
ભિન્નમાલ ઊજેણીઈ નિગાજઇ હો જાણ્યો જગદીસ.- ૮

સલષણપુર સગીઈ જયો તું મુંઝપરિ હો ઝોટિંગો પાસ;
મહમદાવાદી મનોહરૂ કંબોઈઈ હો તઈ કીધો વાસ. ૯

ભીડભંજણ ભલ સાંભર્યો કરહેડઈ હો નાગઈદ્રહ જોય;
જેસલમેરઈ તું જયો અમીઝરો હો મ રોવરો હોય. ૧૦

સાદડીઈ માદઈ વસ્યો કલિકુંડિ હો સોઝિત પરિણામ;
પાલવિહારઈ આગરે ચાણસમઈ હો બહેડિ અભિરામ. ૧૧

કંપડવાણિજ કોરડઈ હમીરપુર હો પીપાડિ પાસ;
છેછલીઈ કાછોલીઈ મહિસાણઈ મેડતઈ નિવાસ. ૧૨

કડી આહાડે આબૂઈ સેત્રુંજઈ વદું ગિરિનારિ;
વીઝેવઈ રાધનપુરઈ વડાલી હો સાંડેરઈ સાર. ૧૩

તું ભરૂઅછિ તું ઈડરઈ બૂઆડિ હો તુહિજ ગુણષાંણિ;
તુ દેલવાડઈ વડોદરઈ ડુંગરપુરે હો ગંધારિ વષાણિ. ૧૪

વીસલનગરિ વાલ હો ડભોઈઈ હો બેઠો જિનરાજ;
વાડિજ ચેલણ પાસજી વેલાઓલિ હો વડલી સિરતાજ. ૧૫

મુહુર પાસ વેઈ વલી અહીછત્રો હો આણી ધુરાય,
નાગપુરિં બીબીપુરઈ નડુલાઈ હો ઢીલી મન જાય. ૧૬

ગાડરીઓ માંડવગઢિ તુ જાઉરિ હો પીરોજાબાદ;
કુંભલમેરે ગાજીઓ રાણગપુરિ હો સમર્યો દિઈ સાદ. ૧૭

તું નાડુલઈ માડીઓ સિદ્ધપુરિ હો તુ દીવ મઝારિ;
ચિત્રકૂટ ચંદ્રાવતી આસાઓલિ હો વાંસવાલઈ પારિ. ૧૮

મેરહટ મથુરાં જાણીઓ વાણારસી હો તુ પાસ જિણંદ;
તું સમીયાણે સાંભલ્યો અજારે હો તૂઠો જિણચંદ. ૧૯

એકસો આઠઈ આગલા નામિ કરી હો થુંણીઓ જિનરાજ;
આરતિ ટલી આમય ગયો આસ્યા ફલી હો મારા મનની આજ. ૨૦

પાસ પ્રભાવઈ પરગડો મહિમાનિધિ હો તું દેવદયાલ;
એકમનાં જે ઓલગઈ તે પામિ હો લાછિ વિશાલ. ૨૧

તું મર્ઇવાસી ઊજલો તેં માંડી હો મોટી યાત્ર;
ભવના ભાંજઈ આમલા તુઝ આગલિ હો નાચિં પાત્ર. ૨૨

ઉવસ વાસઇ તું વસઇં વાણારસી હો રાંણી વામામાત;
અશ્વસેન કુલચંદલો મુઝ વાહલો હો ત્રિજગ વિષ્યાત. ૨૩

છત્ર ધરઇ ચામર ઢલઇં ઠકુરાઈ હો ત્રિગડઇ જિનભાણ;
ભામંડલ તેજે તપઇ તુઝ દરિસણ હો વાંછઇં દીવાંણ. ૨૪

ભૈરવ દૈવ દેવાલીઆ જક્ખિ જોગણિ હો ડાઇણિ વિકરાલ;
ભૂત ન માગઇ ભૈરવા તુ સમરથ હો ગોડી રષવાલ. ૨૫

તુ મરૂધરનો પાતસા એકલમલ હો તું ધીંગડધીંગ;
બારિ ન રાષઇં બારણાં તુઝ સાહમા હો કો ન કરઇ સીગ. ૨૬

થલિ થલિ ઠાવો ઠાકુરો ચેડા ચટક હો તુ કાઢિં સારિ;
રોગ હણઇ રોગીતણા તુ બઇઠો હો વનવાડી ઝાડિ. ૨૭

તરકસ ભીડી ગાતરી કરિ ઝાલી હો લાલ કબાંણ;
નિલડે ઘોડઇ તું ચઢઇ ફોજ ફોજે હો ફેરઇ કેકાણ. ૨૮

નવ નવ રૂપિ તું રમઇં અડવડીઆં હો તુહિજ દિ હાથ;
સંઘતણી સાનિધિ કરઇ બોલાવઇં હો તું મેલઇ સાથ. ૨૯

અલષ નિરંજન તું લિષ્યો અતુલીબલ હો તલભાણ;
શાંતિકુશલ ઇમ વિનવઈ તું ઠાકુર હો સાહિબ સુલતાણ. ૩૦

તંપગછતિલક તડોવડિં પાય પ્રણમી હો વિજયસેનસૂરીસ;
સંવત સોલસતસટ્ઠે વીનવીઓ હો ગોડી જગદીસ. ૩૧

## કલશ.

ત્રેવીસમો જિનરાજ જાણી હિઇ આંણી વાસના,
નર અમર નારી સેવ સારી ગાઇ ગુણ શ્રીપાસના;
વિનયકુશલગુરૂ ચરણસેવક ગોડી નામઇં ગહગહઇ,
કલિકાલમાંહિ પાસ પરગટ સેવ કરતાં સુષ લહઇ. ૩૨